# આનંદી

સર્જન અને ચિન્તનની ગ્રંથશ્રેણી

વર્ષ ૪ : ગ્રંથાંક ૧

માર્ચ ૧૯૩૯





પૂર્ણસંખ્યા તેરમી

પ્રકાશનસ્થાન

આનંદ પ્રેસ : સ્ટેશન રોડ : ભાવનગર

# વિષયદર્શન

વર્ષ ૪, ગ્રન્થાંક ૧

[ માર્ચ '૩૯ : પ્રકટ, મે '૩૯ ]

## સર્જન અને નિબંધો

સરસ્વતીકંઠાભરણ ( 'ઈશાવાસ્ય'નો જ્ઞાનકાંડ ) ... ... ... ૧
દશાવતાર જન્મતિથિ ( શાસ્ત્રીય લેખ )
ડૉ. વિનયતોષ ભટ્ટાચાર્ય ... ... ... ... ... ... ... ૫
શાહી ( નવલિકા )
ઉમાશંકર જોશી ... ... ... ... ... ... ... ... ૧૦
અર્વાચીન મરાઠી વાઙ્મય ( પરિચયાત્મક રૂપરેખા )
પ્રા. મનોહર ર. પાળંદે ... ... ... ... ... ... ૨૨
ઑક્સફર્ડ ( પ્રસિદ્ધ વિદ્યાકેન્દ્રની પિછાન )
ભારતીબહેન સારાભાઈ ... ... ... ... ... ... ... ૩૭
સોજે સાંડા ( એનું જીવન તથા કવન )
પ્રા. સુરેશ દીક્ષિત ... ... ... ... ... ... ... ૪૭
સિમલાની સહેલગાહ ( પ્રવાસવર્ણન )
નન્દકિશોર ના. મજમુદાર ... ... ... ... ... ... ૫૮
ગુજરાતી સાહિત્ય ( શાળોપયોગી રૂપરેખા )
વિ. ક. વૈ. ... ... ... ... ... ... ... ... ... ૭૩
ગાંધી-ગ્રન્થ-સૂચી
પ્રા. હીરાલાલ મોહીવાળા ... ... ... ... ... ... ૭૭

## નિકષ

ચન્દ્રકધરનાં નવાં ચિત્રો ( 'રંગલહરી' )
ડૉ. મદ્રુપ ક. વૈદ ... ... ... ... ... ... ... ૮૩

# મંદિરનો ઘંટનાદ

૧. આ મથાળાની પૃ. ૧૧૧મા પરની નોંધની પૂર્તિરૂપે આ થોડી લીટીઓ લખાય છે.

૨. માર્ચનો આ અંક મે માસની આખરે કે જુનની શરૂઆતમાં સૌને મળશે; પરિણામે, જુન અને સપ્ટેમ્બરના ચાલુ પ્રકારના અંકો વધારે ને વધારે મોડા થતા જાય; (આવું બધું અનિયમિતપણું, વાચકો જાણે છે તેમ, આશરે બે વર્ષથી જે અમુક મર્યાદાઓ અમારી પ્રવૃત્તિઓ તથા હિલચાલને બંધાઇ છે, તેને આભારી છે એ સ્પષ્ટપણે યાદ આપવાની જરૂર જોઈએ છીએ.)

૩. એ બંને અંકોને એમ અતિમોડા થવા દેવા કરતાં, બને તેટલું નિયમિતપણું સાધવાનો એક જુદો માર્ગ અમે પસંદ કર્યો છે. તે આ: એ અંકોના (જુન ૧૯૩૯નો તથા સપ્ટેમ્બર ૧૯૩૯નો) લવાજમ સાટે, એટલી જ કિંમતનો એટલે કે રૂા. રાા અંકે અઢીનો એક ગ્રન્થ નામે 'જૂઈ અને કેતકી', ગ્રાહકોને ગ્રન્થશ્રેણીના ચોથા વર્ષના બીજા ને ત્રીજા ગ્રન્થાંક તરીકે આપવો, એ ફરજ જુન કે જુલાઈમાં બજાવી લેવી અને ૧૯૩૯ના વર્ષ આખર પહેલાં જ એ (એટલે અમારા ચોથા) વર્ષનો–ડીસેમ્બર ૧૯૩૯નો–અંક સૌને પહોંચતો કરી દેવો. આ ગોઠવણ ૧૯૪૦નું વર્ષ નિયમિતપણે શરૂ કરવાની તક આપણને આપશે.

૪. સદરહુ ગ્રન્થ (આશરે ૩૦૦ પાનાંનો થશે તે) અર્ધા જેટલો છપાયો છે ને મોડામાં મોડો જુન આખરે પૂરો છપાઇ રહેવાની ખાતરી છે; અને એ જ વી. પી. થી (રૂા. ૫–૩–૦ ના) ગ્રાહકોને મોકલી ૧૯૩૯નાં લવાજમ વસૂલ કરવા ઠરાવ્યું છે.

૫. જેમનાં ૧૯૩૯નાં લવાજમ આવ્યાં છે તથા જેઓ આ માર્ચ અંક મળ્યા બાદ તુર્ત મ. ઓ. થી. (કે શાખાઓમાં) લવાજમો ભરશે તેમને માટે પણ ઉપલી ગોઠવણનો અમલ થશે; એટલે કે સર્વને માર્ચ અંક, 'જૂઈ અને કેતકી' તથા ડીસેમ્બર અંક મળશે.

૬. જેમને ગ્રન્થ વી. પી.થી જુન કે જુલાઈમાં જશે તેઓ એ (હવે વચ્ચે કશા નવા વિનંતિપત્રની રાહ નહિ જોતાં) ઉઠાવી લેશે જ એવી આશા છે. —વિ.

ભાવનગર : તા. ૧૫–૫–૩૯

સહૃદય અને સુકુમાર ('લલિતકલા અને બીજા લેખો')
ભગવત્ ભટ્ટ ... ... ... ... ... ... ... ૯૦
પરિચાયિકા ૧, ૨; સ્વીકાર (વિ.) ... ... ... ...૯૩,૯૬,૯૯

## દેવદિન

વાસરિકા (વિ.) ... ... ... ... ... ... ... ... ૧૦૨
ફૂલ અને પથ્થર: ચર્ચાપત્ર ('ગ્રન્થપીઠ') ૧૦૭
નિકષપૂર્તિ (વિ.) ... ... ... ... ... ... ... ...૧૦૯
મંદિરનો ઘંટનાદ (પૃ. ૧૧૧); પૂર્તિ, પૃ. ૧૧૦ની સામે.

## મંજૂષા

૧. નવલવિશેષ ... ... ... ... ... ... ... ... ૧૧૨
૨. ગ્રન્થસ્થ ચિન્તન ... ... ... ... ... ... ... ૧૧૫
૩. સામયિકોમાંથી ... ... ... ... ... ... ... ૧૨૩
૪. નવા ભારતીય ગ્રન્થો ... ... ... ... ... ... ... ૧૨૬
૫. નાનું સોનું ... ... ... ... ... ... ... ... ૧૨૮
૬. બે મંગલગાનોમાંથી ... ... ... ... ... ... ... ૧૩૫

'માનસી' ત્રૈમાસિકી સંચાલક વિજયરાય ક. વૈદ્ય, દરજી મહોલ્લો; નાણાવટ: સુરત. લવાજમ: રૂ. ૫); દેશાવર, રૂ. ૮); છૂટક રૂ. ૧ાા. શાખાઓ: (૧) મુંબાઇ, મેસર્સ એન. એમ. ત્રિપાઠીની કં. પ્રિન્સેસ સ્ટ્રીટ; (૨) સૂરત, ચોકવાળી ગ્રન્થમંદિર, ચૌટા પુલ; (૩) ભરૂચ, ભગવત્ રા. ભટ્ટ, મેઢાવાળાની વાડી પાસે; (૪) વડોદરા, પ્રા. ગોવિંદલાલ હ. ભટ્ટ, રાવપુરા; (૫) અમદાવાદ, ગુર્જર ગ્રન્થરત્ન કાર્યાલય, ગાંધી રોડ; (૬) કરાચી, ભારતી સાહિત્યસંઘ, રેન્સો રોડ; (૭) રાજકોટ, ૫ ન્યુ સ્ટોર્સ, ટાઉન હૉલ સામે; (૮) જામનગર, રા. રામચન્દ્ર ઓઝા, ઓઝાનો ડેલો; (૯) પોરબંદર, રા. જયેન્દ્રરાય મ. પાઠક. કમ્પોઝી રોડ.




# માનસી

## સર્જન અને ચિંતનની ગ્રંથશ્રેણી

વર્ષ ૪ ——— ગ્રંથ ૧

## સરસ્વતીકંઠાભરણ

[ રસાલંકારના એક સંસ્કૃત ગ્રન્થના આ નામનો વિનિયોગ અહીં એવી રીતે કર્યો છે કે એ મથાળા હેઠળ, સરસ્વતીનું કંઠાભરણ થવાને પાત્ર એકેક શબ્દરત્નહારરૂપ અવતરણ, ગયે તેમ આ વર્ષે પણ, જગતના વાઙ્મયનિધિમાંથી વીણીને અંકારંભે મૂકવું. આ દૃષ્ટિએ અને આ રીતે નીચે ઈશાવાસ્યોપનિષદનો જ્ઞાનકાંડ ઉતાર્યો છે. બાકીના બે કાંડ આવતા બે અંકોમાં અપાશે. ગુજરાતી ભાષાન્તર સ્વ. દિ. બ. કેશવલાલ હ. ધ્રુવરચિત ('વસન્ત'ના રજતમહોત્સવગ્રંથમાંથી) તથા અંગ્રેજી શ્રી અરવિન્દરચિત અનુપમ ઇશાવાસ્ય-ભાષ્ય-માંથી લીધું છે. ]

### 'ઇશે આચ્છાદ્યું આ સર્વ'*

### જ્ઞાનકાંડ

૧

ईशा वास्यमिदं सर्वं यत्किं च जगत्यां जगत् ।
तेन त्यक्तेन भुञ्जीथा मा गृधः कस्य स्विद्धनम् ॥

---

* આ શબ્દો રા. ન્હાનાલાલ કવિએ કરેલા પ્રસ્તુત ઉપનિષદના ('ઉપનિષત્પંથક'માંના) ભાષાંતરમાંથી લીધા છે.

ઈશે[1] વિશ્વે ઘટે સૌ આ જવાયું જ્ઞાનદૃષ્ટિએ;
માણ એ ઈશ આ મૂકી: ન ધા તું ધન. કોનું એ ?

All this is for habitation by the Lord, whatsoever is individual universe of movement in the universal motion. By that renounced thou shouldst enjoy: lust not for any man's possession.

२

कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छतं समाः ।
एवं त्वयि नान्यथेतोऽस्ति न कर्म लिप्यते नरे ॥

રહે નિર્લેપ તું કર્મે[2] માટે કર્મ કર્યા જઈ
સો વર્ષો જીવવું એ જ, અન્ય ના, નર ![3] રહે સહી.

Doing verily works in this world one should wish to live a hundred years. Thus it is in thee and not otherwise than this; action cleaves not to a man.

३

असूर्या नाम ते लोका अन्धेन तमसावृताः ।
तांस्ते प्रेत्याभिगच्छन्ति ये के चात्महनो जनाः ॥

અંધારે ગાઢ ઘેરેલા લોક આસુર છે કહ્યા.
ત્યાં જયે કાય પડતાં તે જે આત્મા ન માણતા.

Sunless are those worlds and enveloped in blind gloom whereto all they in their passing hence resort who are slayers of their souls.

---

૧. ઈશ (સં. ઈશ્): સમર્થ, શક્તિસ્વરૂપ બ્રહ્મ.
૨. કર્મ: (૧) વિહિત કર્મ; (૨) અવિહિત કર્મ.
૩. નર: પુરુષ, જીવ, બ્રહ્મ.

૪

अनेजदेकं मनसो जवीयो
नैनद्देवा आप्नुवन्पूर्वमर्षत् ।
तद्धावतोऽन्यानत्येति तिष्ठ
तस्मिन्नपो मातरिश्वा दधाति ॥

હાલે ન ને રહે મનથી ય છેટ;
સામે છતાં તે નવ દેવ પામે;
ધાનારને તે કરી ઠામ આંટે;
ત્યાં વ્હેણ[૪] આ માતરિશ્વા[૫] વહાવે.

One unmoving that is swifter than Mind, that the Gods reach not, for It progresses ever in front. That standing, passes beyond others as they run. In that the Master of Life establishes the waters.

૫

तदेजति तन्नैजति तद्दूरे तद्वन्तिके ।
तदन्तरस्य सर्वस्य तदु सर्वस्यास्य बाह्यतः ॥

ચર એ ને અચર એ; પાસે એ, વેગળો ય એ:
પાર એ આ બધાની ને આ બધાની ય માંહ્ય એ.

That moves and that moves not: that is far and the same is near; that is within all this and that also is outside all this.

૬

यस्तु सर्वाणि भूतान्यात्मन्येवानुपश्यति ।
सर्वभूतेषु चात्मानं ततो न विजुगुप्सते ॥

સૌ ચરાચરમાં આપ–આપમાં સૌ ચરાચર
એવે જે દૃષ્ટિએ ઝીલી, ગૂંચવાયે ન તે નર.

---

૪. વ્હેણ: (૧) સૂર્ય તારા વગેરેને ફરતા રાખતો ઋગ્વેદોક્ત આધિભૌતિક પ્રવાહ; (૨) મસ્ત પ્રવૃત્તિનો પ્રવાહ.

૫. માતરિશ્વા: (૧) આકાશસંચારી વાયુ; (૨) સૂત્રાત્મા.

But he who sees everywhere the self in all existences and all existences in the self, shrinks not thereafter from aught.

૭

यस्मिन्सर्वाणि भूतान्यात्मैवाभूद्विजानतः ।
तत्र को मोहः कः शोक एकत्वमनुपश्यतः ॥

જ્યાં થાયે જ્ઞાન ને જ્યે આત્મરૂપ ચરાચરે,
વાધે એકત્વબુદ્ધિ, ત્યાં મોહ ને શોક ક્યાં રહે ?

He in whom it is the Self-Being that has become all existences that are Becomings, for he has the perfect knowledge, how shall he be deluded, whence shall he have grief who sees everywhere oneness ?

૮

स पर्यगाच्छुक्रमकायमव्रण-
मस्नाविरं शुद्धमपापविद्धम् ।
कविर्मनीषी परिभूः स्वयंभू-
र्याथातथ्यतोऽर्थान्व्यदधाच्छाश्वतीभ्यः समाभ्यः ॥

વિભુ સ્વયંભૂ કવિ શુદ્ધ આપે
અકાય અસ્નાયુ વિશુદ્ધ રૂપથી
અખંડ તેજસ્વી શુચિ સ્વરૂપથી
વ્યાપી ભાવ[6] યોજે[7] ભવના[8] સર્વદા એક માપે.

It is he that has gone abroad—that which is bodiless, without scar of imperfection, without sinews, pure, unpierced by evil. The seer, the thinker, the One who becomes everywhere, the Self-existent has ordered objects perfectly according to their nature from years sempiternal.

---

૬. ભાવ : પદાર્થ, ૭. યોજે=ઘડે છે. ૮. ભવ : સૃષ્ટિ.

ડૉ. વિનયતોષ ભટ્ટાચાર્ય (પ્રાચ્યવિદ્યામંદિર, વડોદરા)

ઇશ્વરના

# દશ અવતારોની

## જન્મતિથિઓ

શક્તિસંગમતંત્રના છિન્નમસ્તા ખંડનું સંપાદન કરતાં તેના છઠ્ઠા પટલમાં ઇશ્વરના દશ અવતારોની જન્મતિથિઓ તથા એ સંબંધી કેટલીક માહિતીપૂર્ણ હકીકત મારા જોવામાં આવી છે. એ ઉપરથી માનવા કારણ મળે છે કે હિંદના કેટલાક પ્રદેશોમાં આ અવતારો સંબંધી માન્યતા માત્ર માણસની કલ્પનાની વસ્તુ તરીકે નહિ પણ ખરેખાત આ મર્ત્ય જગતની સત્ય ઘટના તરીકે સ્વીકારવામાં આવી છે. એ ઉપરથી એટલું પણ જાણવા મળે છે કે એ સૌ અવતારો ભગવાન વિષ્ણુનાં જુદાં જુદાં સ્વરૂપો હતાં અને દરેકના જન્મ પાછળ આ જગતના કલ્યાણનો કોઇ વિશિષ્ટ હેતુ સમાયલો હતો.

શક્તિસંગમતંત્રમાં આપેલી જન્મતિથિઓને ખ્રિસ્તી સંવતની અથવા તો વિક્રમ સંવતની તિથિઓ દ્વારા સહેલાઇથી જણાવી શકાય તેમ નથી. ચોક્કસ વર્ષો નક્કી ઠરાવવા માટે પણ ઘણી મોટી ગાણિતિક ગણતરી કરવી પડે તેમ છે, જે કરવા હું પોતે અસમર્થ છું. શક્તિસંગમતંત્રમાં આપેલી

માહિતીને આધારે કોઈ વિદ્વાન ગણતરી કરી ચોક્કસ તારીખો ઠરાવી શકે તો જ્ઞાનના પ્રદેશને વધુ પ્રકાશમય કરવામાં તેનો ફાળો કીમતી ગણાશે.

આ સામગ્રીને આધારે ભગવાન બુદ્ધના જન્મ સમયની પ્રમાણભૂત તિથિ નક્કી થઇ શકે તો તેમના કાલનિર્ણયની અત્યાર સુધી ચાલતી ચર્ચાનો અંત આવે. ભવિષ્યના કલ્કિ અવતારની તારીખ પણ આ રીતે અતિ મહત્ત્વની છે. કારણ એવું કહેવાય છે કે કલિયુગના સમયચક્રને અંતે ફરી પાછાં સત્ય યુગનાં વહાણાં વાશે. પાપપૂર્ણ કલિકાલના અંત અને ભવિષ્યના સુવર્ણયુગના સર્જનની કથા એ વિદ્વાનોને મન હમેશાનો કુતૂહલનો વિષય છે અને રહેશે.

ઉપર જણાવેલા ગ્રંથના ઉપયોગી શ્લોકો ભાષાન્તર સહિત અત્રે આપ્યા છે. કેટલેક ઠેકાણે મૂળ પ્રતમાં જ ભૂલો હોઈ કરેલું ભાષાન્તર જિજ્ઞાસુઓએ માત્ર કામચલાઉ સમજવાનું છે,

कृते प्रमथ चैत्रे च प्रतिपच्छुध्द इन्दुना ।
रेवती योग विष्कुम्मे 'दिवा द्वादश नाडिका ॥
मत्स्यरूपी कुमार्यायामवतीर्णो हरिः स्वयम् ।
शंखासुरवधार्याय भूमेरुद्धरणाय च ॥

૧. કૃતયુગમાં વર્ષના ચૈત્ર માસના શુકલ પક્ષની પ્રતિપદાને દિવસે જ્યારે ચંદ્ર રેવતી નક્ષત્રમાં હતો, વિષ્કુંભ યોગ હતો, અને જ્યારે સૂર્યોદયને બાર ઘટિકા વહી ગઈ હતી ત્યારે વિષ્ણુભગવાને શંખ-દાનવનો સંહાર કરી પૃથ્વીને તેના ત્રાસમાંથી બચાવવા માટે મત્સ્યરૂપે કુમારિકાના ઉદરે જન્મ લીધો.

ज्येष्ठशुद्धद्वितीयायां विभवे वत्सरे बुधे ।
रोहिण्यां बुधयोगे च दिवा घटी चतुष्कके ॥
हरिः कूर्मेण रूपेण स्ववतारः प्रकाशितः ।
वेतालस्य विनाशाय लोकसंरक्षणाय च ॥

૨. વિભવ નામના વર્ષમાં જ્યેષ્ઠ માસના શુકલ પક્ષની દ્વિતીયાને દિવસે જ્યારે ચંદ્ર રોહિણી નક્ષત્રમાં હતો, શુભ યોગ હતો અને સૂર્યોદય થવાને ચાર ઘટિકા વહી ગઈ હતી ત્યારે વેતાલ નામના દાનવનો નાશ કરી માનવ જાતિના સંરક્ષણાર્થે વિષ્ણુભગવાને કાચબારૂપે પૃથ્વી પર અવતાર ધારણ કર્યો.

कृते च वत्सरे शुद्धे माघमासस्य सप्तमी ।
रविवारे तयाश्विन्यां साध्ययोगे महेश्वरि ॥
दिवा च घटिकाष्टौ च वाराह्यायां स्वयं हरिः ।
हिरण्याक्षवधार्थाय भूमेरुद्धरणाय च ॥

૩. કૃત યુગમાં માઘ માસના શુકલ પક્ષની સપ્તમીને રવિવારે જ્યારે ચંદ્ર અશ્વિની નક્ષત્રમાં હતો, સાધ્ય યોગ હતો અને સૂર્યોદય પછી આઠ ઘટિકા વહી ગઈ હતી ત્યારે વિષ્ણુભગવાને હિરણ્યાક્ષ રાક્ષસનો વધ કરી પૃથ્વીને ભયમુક્ત કરવા વરાહ અવતાર ધારણ કર્યો.

कृतेऽगिरा वत्सरे च माधवे च चतुर्दशी ।
शुद्धा च मंदवारे च स्वाति नक्षत्र संयुता ॥
दशाष्टौ घटिकामध्ये दिवास्तंभे शुभे शिवे ।
हिरण्यकश्यपार्थाय प्रल्हादस्थापनाय च ॥

૪. કૃત યુગમાં અંગિરસ વર્ષમાં વૈશાખ માસના શુકલ પક્ષની ચતુર્દશી ને શનિવારના દિને, જ્યારે ચંદ્ર સ્વાતિ નક્ષત્રમાં હતો, સ્તંભ યોગ હતો અને શુભ સ્થિર હતો ત્યારે વિષ્ણુભગવાને હિરણ્યકશ્યપનો નાશ કરી પ્રલ્હાદને સ્થાપિત કરવા નૃસિંહાવતાર ધારણ કર્યો.

त्रेतायां वत्सरे जाता भाद्रे च द्वादशी सिता ।
भृगु श्रवणयोर्देवी धृतियोगे तथैव च ॥
दशपंच घटीमध्ये दिवा वामन एव च ।
अवतारो बले यार्या द्वारे तिष्ठति किंकरः ॥

૫. ત્રેતા યુગમાં ભાદ્રપદ માસના શુક્લપક્ષની દ્વાદશીને શુક્રવારના દિવસે જ્યારે ચંદ્ર શ્રવણ નક્ષત્રમાં હતો, ધૃતિયોગ હતો અને સૂર્યોદય

પછી પંદર ઘટિકા વહી ગઇ હતી ત્યારે વામન ભિક્ષુક રૂપે ભગવાન વિષ્ણુએ વામન અવતાર ધારણ કર્યો.

प्रमाथी वत्सरे प्राप्ते तृतीया माधवे सिते ।
त्रेतायां शनि रोहिण्यां रामोऽभूद्रेणुकासुतः ॥
एकादश घटीमध्ये निशायां परमेश्वरि ।
अर्जुनस्य वधार्थाय ब्राह्मण्यपालनाय च ॥

૬. ત્રેતાયુગમાં પ્રમાથી નામના વર્ષમાં વૈશાખ માસના શુક્લ પક્ષની તૃતીયા ને શનિવારના દિને જ્યારે ચંદ્ર રોહિણી નક્ષત્રમાં હતો અને રાત્રિની અગિયાર ઘટિકા વહી ગઇ હતી ત્યારે ભગવાન વિષ્ણુએ અર્જુનનો* નાશ કરી બ્રાહ્મણત્વનું રક્ષણ કરવા માટે રેણુકાસુત પરશુરામના સ્વરૂપે અવતાર ધારણ કર્યો.

त्रेतायां तारणे देवि वत्सरे मधु संयुते ।
तस्य शुक्ला च नवमी चेन्दुवारे पुनर्वसौ ॥
शुक्लयोगे च मध्याह्ने दिवा रामो महेश्वरि ।
रावणस्य वधार्थाय ह्यवतीर्णो हरिः स्वयम् ॥

૭. ત્રેતા યુગમાં તારણ નામના વર્ષમાં ચૈત્ર માસના શુક્લ પક્ષની નવમી ને સોમવારના દિને મધ્યાહ્ને જ્યારે ચંદ્ર પુનર્વસુ નક્ષત્રમાં હતો, શુક્લ યોગ હતો ત્યારે ભગવાન વિષ્ણુએ રાવણના નાશને અર્થે રામાવતાર ધારણ કર્યો.

द्वापरे समनुप्राप्ते विरोधी वत्सरे शिवे ।
श्रावणे चाष्टमी शुक्ला ( कृष्णा ? ) बिधुरोहिणि संयुता ॥
वज्रयोगे मध्यरात्रौ पूर्णः कृष्णो हरिः स्वयम् ।
कंसस्य च वधार्थाय अर्जुनस्य हिताय च ॥

૮. દ્વાપર યુગમાં વિરોધી નામના વર્ષમાં શ્રાવણ માસના કૃષ્ણ પક્ષની અષ્ટમીને દિને જ્યારે ચંદ્ર રોહિણી નક્ષત્રમાં હતો, વજ્ર યોગ હતો ત્યારે ભગવાન વિષ્ણુએ અર્જુનના કલ્યાણ માટે અને કંસના વધ અર્થે કૃષ્ણાવતાર ધારણ કર્યો.

* સહસ્રાર્જુનનો.

कलौ च मत्सरे चैव खरे चाषाढके तथा ।
शुक्ला च दशमी देवी रविवारेण संयुता ॥
शुक्रयोगे विशाखायां दिवानाडी च षट् तथा ।
बौद्धोऽवतीर्णो देवेशि ततः कलियुगे शृणु ॥

૯. કલિયુગમાં ખર નામના વર્ષમાં આષાઢ માસના શુક્લ પક્ષની દશમી ને રવિવારના દિને જ્યારે ચંદ્ર વિશાખા નક્ષત્રમાં હતો, શુક્લ યોગ હતો અને સૂર્યોદય થવાને ૭ ઘટિકા વીતી ગઈ હતી ત્યારે વિષ્ણુ ભગવાને બુદ્ધ અવતાર ધારણ કર્યો. હવે કલિયુગમાં શું થશે તે સાંભળો.

प्रवृत्ते दुर्मुखे देविद्वितीया मार्गशीर्षके ।
शुद्धायां शनिवारे च पूर्वाषाढा विधौ शिवे ॥
वृद्धियोगे रजन्यां च घटिका तृतये शिवे ।
मल्लासुरवधार्थाय कल्किरूपधरो हरिः ॥

૧૦. દુર્મુખ નામના માર્ગશીર્ષ માસના શુક્લ પક્ષની દ્વિતીયાને દિને જ્યારે ચંદ્ર પૂર્વાષાઢા નક્ષત્રમાં પ્રવેશ કરશે, જ્યારે વૃદ્ધિ યોગ હશે, જ્યારે રાત્રિની ત્રણ ઘટિકાઓ વહી ગઇ હશે ત્યારે મલ્લાસુરના નાશને અર્થે ભગવાન વિષ્ણુ કલ્કિ અવતાર ધારણ કરશે.

પુરાણોમાં આ દશ અવતાર સંબંધી કેટલીક માહિતી આપેલી છે પરંતુ શક્તિસંગમતંત્રમાં ઉપર જણાવેલી જે વિગતો છે તે બીજે ક્યાંય આટલા વિસ્તૃત સ્વરૂપમાં ન હોવાથી અહીં તે આપવાનો પ્રયત્ન છે.

અનુવાદકઃ **ભાઈલાલ પ્ર. કોઠારી**

# રાહી

મારા એક ભાઇબંધે વરસો પૂર્વે એ બાજુના ડુંગરોમાં કોલસા બનાવવાનો ઇજારો લીધેલો. ત્યાંની એક રોમાંચક કથા અમારે વરસોની દોસ્તી છતાં હજી હમણાં જતાં એણે કહી:

"અમે એક પછી એક ડુંગર પરનાં ઝાડવાં કપાવતા જતા હતા અને ભઠ્ઠીઓ કરી કોલસા પાડતા હતા. ડુંગરો એટલા બધા ઊંચા નહિ. પણ દૂરથી જોઈએ તો કોઈ જોગીઓ જટા બાંધીને અખાડો નાખી પડ્યા હોય એવા લાગે. જંગલો અમને બહુ સસ્તામાં મળતાં. ધંધો નવો શરૂ થયેલો ને હરિફાઈ ઓછી હતી. માણસોની મજૂરી તો મફત મળતી એમ કહી શકાય એટલી સસ્તી હતી. એક પછી એક ડુંગરો સાફ થતા આવે તેમ, જોઈએ તો જાણે કે જટાજૂટવાળા જોગીઓને બદલે મુંડન કરેલા સંન્યાસીઓ આવીને ધ્યાનમાં બેઠા હોય એવું લાગે.

"અમારી સાથે જેને સૌ કરજી તરીકે ઓળખતા એવા બે જુવાનો હતા. ઊંચા, પાતળા, સ્નાયુબદ્ધ શરીરવાળા આંખો મોટી ને પાણીદાર, મૂંછ દાઢી આછાં આછાં ફૂટી આવ્યાં છે. મરદાનિયા કેશ ઝુલે છે. ઉપર સોદરી બાંધે ને ખભે ફરસી જેવું ઓજાર રાખે. એક જાતં એક મુલક એવી બંને વચ્ચે અસ-ખત દોસ્તી, જિગરજાનની, હતી.

"એક વખત શરૂઆતના ગાળામાં મજૂરો પૂરતા આવી પહોંચ્યા ન હતા એવામાં એ બે જણા કુહાડા લઇને એક ઝાડના થડ ઉપર વારાફરતી ઘા કરતા હતા. એઇ...હા ! એવો અવાજ સૂસકારા સાથે કરતા જાય અને એકનો ઘા પડે ને મુદ્દર લાકડામાંથી ખેંચી કાઢે ત્યાં તો બીજો પોતાનો કુહાડો ઉગામીને ઘા કરવા તૈયાર ઊભો જ હોય.

"ચપોચપ ઘા થતા આવતા હતા. ઝાડ પડું પડું થતું હતું, ત્યાં માથે મોટા મોટા લાકડાના ઘુંગડા લઇને એક છોડી ભઠ્ઠા ભણી જતી હતી. બંને જણા જે તાલ પ્રમાણે કુહાડા વારાફરતી ઉગામતા હતા તેમાં એની તરફ ધ્યાન જવાથી ભંગ થયો અને એક જણની કુહાડાની ધાર બીજાના કુહાડાની મુદ્દર ઉપર પડી અને એ હાથામાંથી છટકીને પેલી છોડીના પગ આગળ જતો પડ્યો. કહે છે કે એણે એની મુદ્દરને ઠેસ મારી બાજુ ફગાવી આજુબાજુ નજર સુદ્ધાં કર્યા વિના પોતાને રસ્તે રસ્તે જવાનું ચાલુ રાખ્યું. પાછળ પેલા બેને એકમેક ઉપર ખીજ કાઢતા એણે સાંભળ્યાઃ

"હવે શું બન્યું તે હું પોતે કદી જાણી શકું એમ હતું નહિ અને એક મજૂર પાસેથી સાંભળવા મળ્યું ન હોત તો કદી તું તો શું પણ હું યે સાંભળવા પામત નહિ.

"છોડીનું નામ હતું રાહી. તને કદાચ ખબર નહિ હોય; પણ એ જંગલોમાં ગરીબી એટલી બધી છે અને આચાર-વિચારના ખ્યાલો પણ આપણાથી એટલા જુદા છે કે કપડાંલત્તાંની બાબતમાં સ્ત્રીઓ સુદ્ધાં બેદરકાર. હમણાં ધીમેધીમે કપડાંનો પ્રચાર વધ્યો છે, તો પણ અમારા જથ્થામાં પુરુષો માત્ર લંગોટી પહેરતા ને માથે ગરદનિયા કેશ લુગડાના એક લીરાથી બાંધતાં. કન્યાઓ માત્ર લંગોટી પહેરે ને ડીલે બે હાથનું ઓઢણું નાંખે.

પરણેલી સ્ત્રીઓ ઢીંચણ સુધીનો ભાગ ઢાંકે, કાચળી વાપરે અને માથે ઓઢણું પણ હોય.

"રાદી પંદરસત્તરની હતી. કપડાં પરથી તો પરણેલી જેવી લાગે, પણ પાછળથી જણાયું કે એ કુંવારી હતી. બધાં કરતાં એની ચાલ જરી જુદી જ હતી. બધાંની પેઠે પગે પિત્તળની કાંબીઓ પણ ન રાખે. આને લીધે એ તરી આવતી. બહુ મોટા ખાનદાન ઘરની હોય ને પરાણે કામ કરવું પડતું હોય એવું એની દિલચાલ પરથી તમને લાગે. લંગોટીથી ચલાવવાને બદલે ફૂલિયુંમેલું એવું લુગડું સાથળ ઉપર એણે વીંટાળ્યું હતું. અને તને શું કહું, પણ કુદરતી જુવાનીને ઢાંકવા છાતી પર જે કાપડું એણે પહેર્યું હતું તે પોતે એટલું જીર્ણ હતું અથવા ઘસાયું હતું કે તેના કાણાંમાંથી છુપાવવાનો લાભ જ ડોકિયાં કરતો હતો.

"રાદી અષાઢના વાદળા જેવી કાળી હતી. એકા ઘાટની અને પ્રમાણસરનાં અંગોવાળી હતી. હસે ત્યારે તમે જોઈ જ રહો. એક તો એના સફેદ દૂધ જેવા દાંત કાળા ચહેરામાં ચમકી રહે અને વળી ગાલમાં ખાડા પડે એ જુદા.

"તને ખરી કે હું તે કોલસાનો ધંધો કરવા ગયા હતો કે આ ખાડા જોવા. પણ રાદી પરણી ઉંમરે મારા એક દોસ્ત જેવા નોકરને. કુંગરોનો મોનિયો ગણીને એને મેં શરૂઆતથી જ નોકરીએ લઈ લીધો હતો. પેલા એ હરજી તો ગોકીનું કામ કરી જાણે, કંઈ દંગલ થાય તો ડરામણી માટે કામ આવે, પણ મગ મધાને અંગે જવાબદાર નોકર તો એક આ હલજી જ હતો. પાછળથી મેં એને બે આની ભાગ પણ કરી આપ્યો હતો.

"એક દિવસે, આ પેલો ફુદાગાવાળો બનાવ બન્યા પછી કેટલેક દિવસે, અમે અમાસની પાખી પાળી હતી. બધાઓ પણ

બધા તૈયાર કરીને સળગાવ્યા હતા. બીજે દિવસે બીજી એક ડુંગરી પર અમારા ડેરા નાખવાના હતા, પણ અમાસની સવારથી પેલા બે કચ્છીઓ ગયેલા તે બીજા દિવસ સુધી આવ્યા જ નહિ. અમે મુકામ બદલ્યો. રાતે આવશે. પીઠે ગયા હશે. કાલે આવશે. એમ કરતાં કરતાં બે દિવસ ગયા, ચાર ગયા, પણ કંઇ પત્તો ખાધો નહિ. આખા જથ્થાએ ગાંઠ વાળી કે નક્કી એ લોકો ચાલ્યા ગયેલા. કાં તો કોઇનું ઘર ભાગીને ગયા હશે. તપાસ કરી તો સદ્દભાગ્યે અમારા રસાલામાંથી કંઇ ચીજવસ્તુ ખોવાતી ન હતી.

"છેવટે એ તરફનું કામકાજ સાવ પૂરું થઇ ગયું, અને કલજીને ને રાહીને ઘેર મારે માટે ખાસ ચાપાણી કરાવેલાં તે માટે છેલ્લો કલજીને મળવા ગયો ત્યારે મને પાછા મૂકવા આવતાં રસ્તે મને પેલા કચ્છીઓના એકાએક અલોપ થવાનો ભેદ એણે કહ્યો. આજ તો ઘણાં વરસ થઇ ગયાં. કોણ જાણે કલજી અને રાહીનું, પણ શું થયું હશે? જો કે હું હૃદયથી ઇચ્છું છું કે એ જુગલજોડી પરમ સુખમાં હો. પેલા કચ્છીઓનાં તો કદાચ નામનિશાન પણ કોઇ ઠેકાણે નહિ હોય. કલજીએ સમ દઇને કરેલી વાત આજે કહેતાં વાંધો નથી, પણ તો ય તારે પેટમાં જ રાખવી.

"કલજી કહે: 'શેઠ, તમને ની કહું તો મને પાપ લાગે. તમે જાણો છો કે એ કચ્છીઓ અલોપ થઈ ગયા એની કેડે થોડા વખતમાં જ રાહી મારા રોટલા ઘડી આલવા આવી. એને તો ઠેઠ પહેલપરથમથી મન હતું, શેઠ, પણ હું એકનો બે ની થાઉં. એટલે આઘીપાછી થયાં કરે. એ તમારો જ પરતાપ હોં કે શેઠજી, હાથમાં સોટી રાખી માથે ધોળુંધબ ફાળિયું બાંધીને હકમ બજાવતો ફરું તે બાવજી રાહી બચારી શું કરે પછી? કહે કે એ દાડામાં મેં કાંઇ એનો જીવ બાળ્યો છે, જીવ બાળ્યો છે.

"તે, પછી, શેઠજી પેલા કુહાડા અથડાયા'તા ને તે કેડે એ બેય જણા ઝઘડી પડ્યા. આમ તો મારા વાલા ભાઇબંધી રાખતા. અમારામાંથી કોઈ ફસાઇ જાય તો બે જણા એકમેકનો આળોટાળોની કરતા. પણ આ રાહીનું તો વસમું નીકળ્યું. એલો કહે કે હું એકલો લઉં, ને પેલો કહે કે મારી એકલાની જ.

"શેઠ, આપણે તમારી નોકરીચાકરી તો બરોબર બજાવીએ પણ આનું બધું ય ઉપરથી કાન પર આવી જાય ખરું. સજીવણીવેળનું કામ બંધ પડ્યું ત્યાં વાટમાં રાહી મળી. બોલી કે, 'કેમ, હજી હાથે જ ઘડે છે કે?' મેં જરી સંભળાવી દીધું કે, 'ના, ઘડનારી લઈ આવવાનો છું.' જરી મચકો કરીને એ એને રસ્તે ચાલી જતી હતી પણ મારાથી વળી પુછાઇ ગયું: 'તારામાં શું શુરાતન બળ્યું છે કે આમ પૂછતી ફીંડે છે?' એક પથરાને ઠેબે ચડાવતી બોલી ' પુછ તારા સગલા પેલા કજીઓને!' આમ કહીને એ તો વરસાદના રેલાની પેઠે ટેકરી ઉતરી ગઇ ને હું તો જોઇ જ રહ્યો.

"પણ આમાંથી મને એક ગમ્મત સૂઝી આવી. મને કાંઇ રાહી ઓછી ગમતી'તી શેઠ! રાહી મારી નજર હેઠળ હતી એટલે તો જીવતો હતો. મનમાં કે જરી રંજ પડે છે તો ધીરે ધીરે આ ડુંગરાનું કામ પુરું કરી ભઠ્ઠા સળગાવી કરી પતાવીને નિરાંતે રાહીને બધા ડુંગરા દેખાડું.

"મેં તમને કહ્યું નહિ, પણ શેઠજી, રાહી પોતે એકલી એકલી તો ડુંગરા ભમી બેઠેલી હતી. મારે તો ય મારી જોડે એને ડુંગરે ભમાડવી હતી. ને એણે એકલીએ જોયેલું પણ એની હનેગી જાણવું હતું. એણે આપણા બથ્થા જોડે જોડે તો ડુંગરે ડુંગરો ખૂંદ્યો હતો. પણ, શેઠ, આ તો ડુંગરોનું વન. ન મળે પાર કે ન મળે સુમાર. ઉભમણા ડુંગરા તો આપણે પડતર જ મેલ્યા હતા. તે ત્યાં અમાસની છૂટી આવે ને હરણીની પેઠે દોડતી રાહી

ચાલી નીકળે. વહેલી સવારે જાય તે સૂરજ ડૂબ્યે ભારી લઈને આવે. ક્યાં ગઈ'તી તો કે મારા કાકાને ગામ. પણ આ કલિયો કંઈક કાકાનાં ગામ જોઈ આવેલો તો, શેઠ. ડુંગરાઓની આગળથી તપાસ કરવા મને તમે મોકલતા તેનામાં એકવાર મારા મનથી જ હું ઊગમણા ડુંગરોમાં જઈ ચડ્યો. આપણો મુકામ હતો ત્યાંથી ખીણમાં ઉતરી, પલાણ ચડી ઉતરી પેલી બાજુ ઢોળામાં લાંબો પંથ કાપી, આગળ જતાં એકલમહુડી આવે છે ત્યાં આગળ બે વહેળિયાં મળે છે. ચોમાસાના ચાર દહાડા પાણી હોય. પણ એ બધાં વગડાઉ ઝાડ વચ્ચે એ એકલમહુડી એવી તો લીલીછમ ખીલી ઊઠે છે. શું કરું વાત ! જાણે બધાં કામ કરતાં તેની વચ્ચે મારી રાહી. પણ ત્યાંથી ડાબા વહેળિયાને મારગ ઊંચે ચડતાં આખું ગામ વસે એવડો માળ આવે છે. ત્યાં એક ઉંબરાના થડમાં ખાડા જેવું છે ને બળબળતા છપ્પનિયા ઊનાળામાં પણ ખોબો પાણી ત્યાં અચૂક ભરાઈ રહેતું હશે એવી જગા છે. આ તો કારતક હતો એટલે પાણી ભરચક હતું. પાણી કોઈ ડખોળતું હોય એવો અવાજ આવતાં હું ઝાડની ઓથે ભરાઈ ગયો.

"શેઠ, હવે આજ તમે જાઓ છો ને તમને ની કહું તો કોને કહેવા જઈશ ? તમારા ચાર હાથ હતા તો તો રાહી મારે પડખે લહેર કરે છે. પણ શું કહું ? થાય છે કે બધું બરોબર રજેરજ કહી બતાવું, પણ કહેતાં આવડતું નથી. પાણીને કિનારે મારી સામે જ પથ્થર ઉપર કોઈ બેઠું હતું. ઘડીભર તો મનને થયું કે કોઈ ભૂતપ્રેત હશે. પણ, શું :કહું, આવાં જો ભૂત હોય તો તો પછી દેવની પણ જરૂર શીદને પડે ? નક્કી કોઈ જોગમાયા હશે એમ મનમાં ગાંઠ વાળી. આંખ મસળી જોઈ ફરી જોયું. પાણીમાં ધીરેધીરે પગ હલાવતી દેવી બેઠી હતી. ડીલ પર એક ધાગો પણ ન મળે. મને થયું કે કપડાં વગર

માનવી પણ આવાં રૂડાં ન લાગે? પણ આગળ પાછળ જોઉં છું તો કપડાં સૂકાવા નાખેલાં હતાં. ભારા માટેના બંધનો ઉજરાની ડાળે ટીંગ્યો. કર્યો હતો. લુગડાં ઉપરથી ઓળખી ગયો કે અરે આ તો રાણી. ઓત્તારીની, આવી તું છે એ તો તારાં લુગડાંમાં ભરાઈને તેં કદી બતાવ્યું જ નહિ. હું તો મારી આંખનાં છાલિયાંથી એ રૂપ પીતો જ ગયો. હરખમાં ને હરખમાં ત્યાં જ ઢગલો થઈને પડી જાત. પણ નસીબ, તે રાણી ઊઠીને કપડાં સૂકાયાં કે નહિ તે જોવા ગઈ અને સૂકાયાં હશે તેથી પહેરવા લાગી. હું ચૂપચાપ બીજી વાટે નીકળી ગયો. શેઠ, જોયું ને. મારી રાણી કને બદલવાનાં કપડાં નહિ એટલે એમ જ કરે ને?

" 'કઠ્ઠીઓને બહાદૂરી પૂછવાનું' એવું બતાવ્યું એટલે આપણને પણ અસલ તુક્કો સૂઝી આવ્યો. જોઈએ તો ખરા રાણી કેટલાકમાં છે. એનું પાણી પણ જોઈએ અને ઠેઠ લગી પડખે રહીશું કે કશું જોખમ વેઠવા વારો આવે જ નહિ."

" 'એક પછી એક બંને કઠ્ઠી પાસે જઈને કુહાડાવાળી વાત જણી. ભારે ચસકાથી બંનેએ મને કહી. હું બેયને અલગ-અલગ જ મળ્યો હતો. બંને જણા કહે કે રાણી વગર એ જંપવાના નથી. આવી બાબતોમાં મારી સલાહ માગે એ પણ રોજની વાત હતી. હું મનમાં તો બળી જતો હતો કે કદાચને કુહાડો પગ આગળ પડવાને બદલે રાણીને ટીલે જ જતો વાગ્યો હોત તો મારે તો પછેડી ઓઢીને રોવાનો જ વખત આવત ને? પણ જહુ પીરજથી મેં સાંભળ્યા કર્યું. આ અગાઉ અમારાં લોકને એ બે જણે ઓછા પજવ્યાં ન હતાં. આખલાની પેઠે જ આથડતા હતા. ને તમે તો, શેઠ, પૈસા સિવાયની વાતમાં માથું જ ન મારો. મેં કહ્યું ત્યારે એમનું નસીબ એમની પાસે. એક જણને પહેલાં પૈસો ઉંબરો બતાવી આવ્યો. ને પછીથા

બીજાને. અને કહી રાખ્યું કે અમાસની સવારે ત્યાં પહોંચી જવું ને સંતાઇ રહેવું. સાથે ફરસી કે એવું કંઇ રાખવું નહિ, કેમકે ગેરાની જાત વિફરે તો કંઇનું કંઇ કરી નાખે એમ કહી રાખ્યું. આ બધું મારે કહેવાની જરૂર પણ ન હતી. બેય જણા છાના-છાના સરસ કપડાં પહેરી કરી બનીઠનીને એ સવારે નીકળી પડ્યા. નીકળતા હતા ત્યાં કોઇએ એક જણાને પૂછ્યું યે ખરૂં કે કેમ કાંઇ કસબે ચાલ્યા ? બંનેએ એક બીજાને જુદાં જુદાં બહાનાં બતાવેલાં કે આ ગામ જવાનું છે ને પેલે ગામ. તમને ખુદને પણ કોઇ ગામ જવાનું કહીને ગયા'તાને ? હું ટૂંકે રસ્તે થઇને પહોંચી જઇ ઉંબરા ઉપર પાંદડાંમાં ભરાઇ બેઠો હતો. પહેલાં એક જણો આવ્યો. રાહીને ન જોઇ અકળાયો. પણ દૂરથી થોડી વારમાં જ એને આવતી જોઇને ઉંબરાના થડ પાછળ ભરાઇ ગયો. સૂરજ વાંસડો એક ઉંચે ચડ્યો હતો. હવા ચોકખી અને મીઠી લાગે એટલી ઠંડી હતી. રાહી આવી. મારું હૈયું ફડફડવા લાગ્યું. થઇ ગયું કે કહી દઉં કે આ બદમાસ અહીં ઝાડ પછવાડે ભરાયો છે, પણ ગભરાઇશ નહિ. હું છું પડખે. પણ તો તો આખી વાતની મઝા ચાલી જાય ને ? થોડીવાર પછી રાહીએ હાથ મોં ધોઇ સાથે રાતના રોટલા લાવેલી તેમાંથી થોડોક ખાધો. ઉપર રહ્યા રહ્યા જોવાની મારે મઝા પડતી હતી. પેલો થડ પાછળ રહ્યો રહ્યો ખાલી મોંઢુ મમરાવતો હતો. એ માનતો'તો કે એ રાહીને જોઇ રહ્યો છે ને એને ખબર નથી, પણ એને ખબર ન હતી કે હું એને ને રાહીને બેઉને જોઇ રહ્યો હતો. પછી પાણી પી કરીને પહેલાં કપડાં ધોઇ લેવાની તૈયારી કરવા લાગી. પીઠ તરફ મોંઢુ નમાવી કાપડાની કસ છોડવા જાય છે ને ઝટ ન છૂટતાં અકળાય છે ત્યાં પેલાથી રહેવાયું નહિ ને બહાર નીકળી આવ્યો: 'લાવ, હું છોડી આપું.' કહતોકને છોડવા જાય છે ત્યાં રાહીની આંખની અંગોઠીથી અને

ઝાળામાંથી પેલો બીજો ઉપર ધસી આવતો હતો એને જોઈ ખોટકાઈ ગયો. પેલાએ આવતાંવેંત આને થપ્પડ ચડાવી દીધી અને તરતજ બંને જણા બાથંબાથી કરવા મંડી પડયા. 'હું સહેજ રસ્તો ભૂલી ગયો એટલામાં તો ભાઈસાબ આવી પહોંચ્યા છે રસ્તો!' કરતો આ નવો આવનાર પેલાને નીચે નાખી મુક્કા મારવા લાગ્યો. જારાના બંધનો એ દિવસની જેમ આ રંગીલી રાણી હીંચકો બાંધત પણ એણે એમાંથી એક અલગ કરી પેલાની ઉપર નાખ્યો. બાજુ ઉપર બે નાનાં નાનાં ઝાડ હતાં. તેમાંથી એકની સાથે વિરુદ્ધ દિશામાં મોંઢું રાખી પેલાને બંધથી જકડી બાંધ્યો.

" 'રાણી નક્કી વિચાર કરતી હશે કે હવે આ બીજાનું શું કરીશું? પણ એ જયારે પેલાને બોરના ઝાડ સાથે બાંધતો હતો ત્યારે એના પૂંઠ હતી એ વખતે રાણીએ પાસેના પથ્થર પર ચડીને બીજા ઝાડની ડાળીઓ વચ્ચે રોટલાવાળી બચકી ગોઠવી દીધી. પેલાને બાંધી કરીને છાતી ફૂલાવતો માતેલી આંખો ઘૂમાવતો આ જોદ્ધો રાણી કને આવ્યો. હું ' ઉપરથી કૂદી પડવાનો વિચાર કરતો હતો કેમકે એ હવે આ ફૂલને ધૂળ-કમાં મસળી નાખવાનો એની ખાતરી હતી. એ તોરથી બોલ્યો: "સાવ બધું છોડી આપું." એમ કહીને રાણી ભણી હાથ લંબા-વવા જાય છે, કમ્મરે હાથ લાગ્યો ને ખરો ત્યાં કાંપતીકાંપતી રાણી જરી મલકાઈને બોલી: 'પહેલાં કટકો ખાઈએ બે જણાં.' એમ કહીને એણે રોટલો હતો તે જગા હાથ લંબાવીને બતાવી. આ નવો ભાવ આને બહુ ગમી ગયો. બે જણાં ઓ બોલ મનમાં રમી જતાં એ હાથ ઊંચો કરી બચકી લેવા ગયો. ઝાડની જોડે બાથ ભરતો હોય એવો લાગતો હતો. રાણી ત્યાં વાઘણની પેઠે કૂદી ને બંધ એની આજુબાજુ નાખી ઝાડ જોડે એને બાંધી ને બે ત્રણચાર ઉપરાઉપરી સખત ગાંઠો લગાવી દીધી. એક હાથ આમાં જંતરાઈ ગયો હતો. પેલો બીજો બોલતો હતો; 'લે, લેતો

જા. ખાધું નહિ ને ઢોળી આપ્યું ઊલટું.' રાહી પેલા છૂટા હાથને કંઇ કરી શકી નહિ, પણ પગ આગળ બંધના છેડા લાવી ત્યાં ગાંઠ લગાવી દીધી. બંને જણા સખત બોલાબોલી કરવા લાગ્યા. એ બધી કહેવાજોગ પણ નથી. રાહી એની નજર આગળ કાપડું કાઢીને ધોવા લાગી. એને તો જાણે કંઇ થયું જ ન હોય એમ બેઠી હતી.

'સાલા કલિયાનો જાન જ લઉં.' એક જણો બોલ્યો. 'મને ફસાવીને જીવતો જશે એ ?'

'તને ફસાવીને ? કે મને ?' બીજો બોલ્યો. 'યાદ રાખ કલિયા!'

'મને ફસાવી તો છે. આ તમે જોવાના હાથમાં ક્યાંથી નહિ તો ?' રાહી મનશું ગણગણી.

'અત્યારે આવે ને જુએ કલિયાને જોવું હોય તો! પણ ક્યાંઇ ભરાઈ પેઠો હશે.'

"'પણ આ ઝાડ કઠાઇનું હતું એટલે આણે બહુ જોર કર્યું ત્યાં બટકોરાઈ ગયું. આખા ઝાડ સાથે એ નાચવા લાગ્યો. રાહી આ વખતે ગભરાઇ ગઈ. એનાથી બૂમ પણ પડી ગઇ. હું નીચે ભૂસકો મારવાની તૈયારીમાં હતો, પણ હજી કલિયાને રંગ જોવો હતો. રાહી ઊઠીને આઘી નાઠી, ત્યાં પેલો ખેરના ઝાડ સાથે બંધાયો હતો એણે અક્કલ આપી એટલે ઝાડની એક ડાળી પકડીને રાહીએ પેલાને નીચે નાખ્યો અને ડાળના છેડાથી આખા ઝાડ સાથે એને ઘસડવા લાગી. બીજી તરફ લઇ જઇ ફેંકી દેવાની જ એને તાલાવેલી હતી. પણ આણે કરગરીને પોતે જેને બાંધ્યો હતો તેને ભાગીદારીની લાલચ આપી કંઇક બને તો મદદ કરવા કાલાવાલા કર્યા. એટલે એ પણ હાથમાં ડાળું આવી જાય તો ખેંચવા લાગ્યો. એમ કરતાં એના હાથનો પંજો

સહેજ છૂટો હતો તેમાં રાણીનું લુગડું આવી ગયું. પેલો ઘસડાતો હતો એના ધક્કાથી રાણી એકવાર તો આ ઊભો બંધાયો હતો એની ઉપર જતી અથડાઈ. પણ જોર કરીને છૂટી ત્યાં એનું એક જે લુગડું હતું એ ય ખેંચાઈ ગયું. પેલા નીચે પડેલાને જોસથી એક ઝપાટે બાજુ પર હસડી લાજની મારી ઉંબરાના થડ પછવાડે ભરાઈ જવા ગઈ. એ જ વેળા થડ ઉપરથી ભૂસકો મારીને કપિયો ઉતર્યો એટલે આવતીકને મારામાં લપાઈ ગઈ. મારાથી બોલાઈ ગયું: 'વાહ બહાદર!'

એનો શ્વાસ હેઠો બેઠો એટલે મેં જઈને પેલાને કઢાઈના ઝાડ સોથો બીજા ખેરના ઝાડ સાથે બાંધ્યો. એ બે જણાનાં ફૂણાપાથીસ્તાં. પછીથી બંધ પણ બનેના તંગ કર્યા. એમનાં મોઢાં અમારી ગમન'તાં પણ એમના બખાળા સંભળાતા હતા.

"રાણી કને હું આવ્યો એટલે કહે 'હવે તો ગમે તે રાખે, આટલું મને હેરાન કરી!' કહી મારી ઉપર ઢળી પડી. થોડી વાર રહીને કહે, 'મને નવરાવ.' મેં એને બરોબર નવરાવી. પેલે દિવસે જોઈ'તી એમ બેસાડી છેટે જઈને પાછી નીરખી લીધી. પેલા એકમેકને પૂછતા હતા 'અલ્યા, કાંઈ દેખાય છે?' મેં જઈને એમનાં ગાભાં ખેંચી મોંમાં ડૂચા માર્યા. એટલામાં તો રાણીએ ઉંબરા નીચેની મોટી શય્યા પર મહેકમહેકતાં પાંદડાંને ફૂલ પાથરીને લંબાવી દીધું હતું. કેટલી બધી થાકી ગઈ'તી!

" 'એ દિવસે પછી સાંજરે જ્યારે આપણા મકામ ભણી આવતાં' તાં ત્યારે રાણી શું કહેતી'તી ખબર છે? હજી હું એનો સાદ સાંભળું છું, કાનમાં જાણે ફૂંક્યા જ કરે છે. કહે કે આયખા ભરનો થાક મારો ચાલ્યો ગયો.' "

"મેં એને પૂછ્યું પછી ચેલાઓની કંઈ તપાસ કરી હતી? તો કહે કે 'એ તો રાતે વાઘ પાણી પીવા આવ્યો હશે

ત્યારે એને ભરખ પણ સાથેસાથ મળ્યો હશે. બાકી આપણે કાંઇ જોતા ગ્યા નથી. આપણે પીંપળડુંગરી પર હતા ત્યારે એ માળ ઉપર દવ પણ આવી ગયેલો. એટલે એ જાણે ને એનું નસીબ જાણે. તમને આમાં કંઇ દિલ દુખે તો માફ કરજો.'

"મેં એને કહ્યું કે 'રાહી ને તું સુખી છો એથી આખી દુનિયા સુખી છે."

## રાજા અને પ્રજા

જ્યાં રાજાએ પોતાની પ્રજાને શીખવ્યું નથી કે રાજભક્તિથી આટલા લાભ છે અથવા પ્રજાએ પોતાની મેળે સમજીને રાજાને શીખવ્યું નથી કે એણે પોતાના ને રાજ્યના લાભને અર્થે પ્રજાને આટલી સ્વતંત્રતા આપવી જોઈએ, ત્યાં રાજ્યનું ક્ષેમ રહેતું નથી. ત્યાં સંકટવેળા રાજા પોતાને કર્મે ચોંટેલું કરે છે ને તેના પરાભવનું ફળ રાજા ને પ્રજા બને ભોગવે છે.

[ભા. ૧. પૃ. ૫૮;
(સને ૧૮૬૯)]

—નમ ગદ્ય

પ્રા. મનોહર રામચન્દ્ર પાળંદે

અર્વાચીન

# મરાઠી વાઙ્મયનો

## અલ્પ પરિચય

[ ગતાંકથી શરૂ થએલા માહિતીભરપૂર તથા વિચારપૂર્ણ લેખનો આ બીજો વિભાગ છે. ત્રીજા વિભાગ સાથે લેખ આવતે અંકે પૂરો થશે; પૂરો આ અંકે નહિ કરી શકવા બદલ વિદ્વાન લેખક અને વાચકોના ક્ષમાપ્રાર્થી છીએ.—સં. 'પ્ર.']

### નાટ્યકલાઃ કિર્લોસ્કર

મરાઠી વાઙ્મયની જુદી જુદી પ્રવૃત્તિઓ તરફ અને તેમના વિકાસ તરફ હવે ધ્યાન આપીએ. નાટ્ય, કાવ્ય, નવલિકા, નવલકથા, ઇતિહાસ, કોશ, ચરિત્ર જેવા વિભાગોનો પૃથક્ પૃથક્ વિચાર કરવો જોઈએ. મરાઠી નાટ્યકલાને સમાજમાં આદરનું સ્થાન પ્રાપ્ત કરાવવાનું કાર્ય અણ્ણાસાહેબ કિર્લોસ્કરે[1] કર્યું.

---

૧. એમના અવસાનની અર્ધશતાબ્દી (નવે. '૩૬માં) ઉજવાઈ ત્યારે એમને વિશે 'માનસી'માં વિસ્તૃત નોંધ (દિવાળી ૧૯૬૨: પૂર્ણસંખ્યા ૨૫. પૃ. ૪૧૩-૫૩.) આવી હતી એ વાચકોને યાદ હશે જ.—સં. 'પ્ર.'

તે પહેલાં નાટકો લખવાં અને ભજવવાં એ પ્રતિષ્ઠિત ગણાતું નહોતું. અણ્ણાસાહેબે આ પ્રદેશમાં પગલું મૂકયા પછી આ સ્થિતિ પલટાઈ. તેઓએ નાટ્યરચનામાં વ્યવસ્થિતપણું અને શિસ્ત આણી અને તેમાં હતું તે એક જાતનું ભવૈયાપણું કાઢી નાંખ્યું. તેમ જ તેમણે સંસ્કારી સંગીત ગદ્ય સાથે જોડયું અને સંગીતનાટકની નવી પ્રથા શરૂ કરી. કિર્લોસ્કરના 'સૌભદ્ર' 'શાકુન્તલ' 'રામરાજ્યવિયોગ' એ નાટકો પ્રસિદ્ધ હોઈને તેમાંનું 'સૌભદ્ર' હજુ પણ લોકપ્રિય છે. પૌરાણિક કથાનક, સરળ સહેલી ભાષા, પદ્ધતિસરની માંડણી, સારો વિનોદ અને રાગદારીનું આકર્ષક સંગીત: એવા ગુણોથી એમનાં નાટકો વિભૂષિત હોવાથી, અણ્ણાસાહેબને મરાઠી સમાજમાં ઘણું માન મળતું હતું; અને એમની નાટ્યકૃતિની પ્રશંસા થતી હતી. સંગીતનાટકોના લેખકો હજુ પણ તેમને ગુરુસ્થાને માને છે.

કિર્લોસ્કર જેવા ગઈ પેઢીના બીજા વિખ્યાત નાટકકાર ગોવિંદરાવ દેવલ હતા. તેમની 'શારદા' મહારાષ્ટ્રમાં હરેક માણસના મોંએ ચઢી ગઈ છે, અને મરાઠી રંગભૂમિ પર તેના પ્રયોગો અત્યંત લોકપ્રિય હતા. દેવલનાં નાટકોના વિષયો સામાજિક છે. 'શારદા'માં વૃદ્ધલગ્નના દુષ્ટ રિવાજ પર ઘણી ઉપહાસમય ટીકા હોઈને તેનું પરિણામ નાટક જોવા બેઠેલા સર્વ પ્રેક્ષક પર તુર્ત જ થાય છે. દેવલની ભાષા સર્વસુગમ અને અશિક્ષિતોને પણ સાંભળતાં જ સમજી શકાય તેવી છે. 'શારદા' પછી કેટલેક વર્ષે તેમણે 'સંશયકલ્લોલ' નામનું પ્રહસન જેવું હાસ્યરસપૂર્ણ નાટક લખ્યું. તેમાંના આશ્વિન શેઠ જેવાં પાત્રો અને પિચકારી જેવાં લાવણીસ્વરૂપનાં પદો લોકના સ્મરણમાં તુર્ત જ રહે છે, અને સંશયપિશાચનાં પરાક્રમો જોઈને હસતાં હસતાં બેવડ વળી જવાય છે.

તથાપિ કિર્લોસ્કર અને દેવલને પહેલી પંક્તિના પ્રતિભાવાન

નાટકકાર કહેવાય કે નહિ એ શંકાસ્પદ છે. તેમનાં નાટકોમાં કોઈ ગૂઢ પ્રશ્નનું આવિષ્કરણ કરવાનો પ્રયાસ નથી; અથવા તો કલ્પનાશક્તિનું ઉડ્ડયન પણ બહુ ઊંચું ગએલું લાગતું નથી. સંસ્કૃતમાં રૂઢ થએલા નાટ્યતંત્રનો અંગીકાર તેમણે કરેલો છે. તેમનાં નાટકો વાંચતી અથવા જોતી વખતે આપણી સામે જાણે પ્રૌઢ બાલ્યાવસ્થા ઊભી હોય એવો ભાસ વચ્ચે વચ્ચે થાય છે. ગડકરી અને અત્રેનાં નાટકોમાં જેટલું વૈચિત્ર્ય, ભરપૂરપણું અને રચનાકૌશલ જોવામાં આવે છે, તેટલું બધું આ જૂના નાટકકારોની કૃતિઓમાં માલમ પડતું નથી, એ વાત સ્વીકારવી જોઈએ.

## કોલ્હટકર, કેળકર, ખાડિલકર

હવે પછી નાટ્યસૃષ્ટિમાં શ્રીપાદ કૃષ્ણ કોલ્હટકરે પદાર્પણ કર્યું. તેમની લખવાની ધાટી જુદી જ છે. પાશ્ચાત્ય શિક્ષણનો લાભ મળ્યાથી અંગ્રેજી વાઙ્મયના શેક્સપીઅર અને ઇતર નાટકકારોની કૃતિની અસર તેમની રચનાશક્તિ પર થઈ. 'વીર તનય,' 'મૂક નાયક,' 'પ્રેમશોધન,' 'સહચારિણી,' ઈત્યાદિ તેમનાં નાટકો પ્રસિદ્ધ હોઈને તે ઘણે ભાગે સામાજિક છે. પ્રણયની પૌરાણિક પ્રતિમા હવે દૂર થઈને તેનું પાશ્ચાત્ય તરેહનું સ્વરૂપ પ્રગટ થાય છે. કોલ્હટકરને વિનોદની નિસર્ગદત્ત બક્ષીસ હતી. મરાઠી ભાષા ઉપર તેમનું પ્રભુત્વ હતું, તેથી તેમનાં નાટકો લોકપ્રિય થયાં તેમાં નવાઈ નથી. પણ આ લોકપ્રિયતા એકંદરે કાળબળ પાસે ટકી શકી નહિ એમ કહેવું જોઈએ. તેમનાં નાટકો આજે કેટલાંક વર્ષથી રંગભૂમિ પર દેખા દેતાં નથી અને તેનું એક કારણ તો એમ હોવું જોઈએ કે કોલ્હટકરની નાટ્યોત્પાદનશક્તિ પહેલી પંક્તિની નહોતી. તેમનાં નાટકો જોતી વખતે તેમાંની કૃત્રિમતા, અસંભાવ્યતા અને મન્દ ધ્યેયવાદથી જોનારને જરા કંટાળો આવે છે.

નરસિંહ ચિન્તામણ, કેળકર અને કૃષ્ણાજી પ્રભાકર ખાડિલકર, આ બંને રાજકારણી પુરુષ નાટકકાર તરીકે પણ પ્રસિદ્ધ છે, કેળકરનાં નાટકો ગદ્યમાં છે અને ખાડિલકરનાં કેટલાંક ગદ્યમાં અને કેટલાંક સંગીતનાટકો છે. કેળકરનાં નાટકમાં 'તોતયાચેં બંડ' અને 'કૃષ્ણાર્જુન યુદ્ધ' એ જાણીતાં અને લોકપ્રિય છે. તેમનો હમેશનો વિનોદ, ચમત્કૃતિજનક પ્રસંગનિર્માણ કરવાની શક્તિ, ભાષાસૌષ્ઠવ, એવા ગુણ તેમની નાટ્યસૃષ્ટિમાં પણ જોવામાં આવે છે. ખાડિલકરના 'સવાઇ માધવરાવાંચા મૃત્યુ' 'કાંચનગડચી મોહના' 'ભાઊ બંદકી' 'કીચક વધ' આ ગદ્યનાટકો એક સમયે રંગભૂમિ પર અતિશય લોકપ્રિય હતાં. 'ભાઊ બંદકી' નાટકનો ખેલ સતતપણે એક મહિના ઉપરાંત સમય સુધી ચાલ્યો હતો એની પ્રસ્તુત લેખકને જાતમાહિતી છે; તથાપિ, ખાડિલકરનાં નાટકોની લોકપ્રિયતાનાં કેટલાંક આગન્તુક કારણો હતાં, એમ કહીએ તો તેમને ઓછામાં લેખવવાનો ઉદ્દેશ નથી. 'કીચકવધ' નાટક રાજદ્રોહી તરીકે સરકારના રોષનું પાત્ર થયું હતું; અને તેને લીધે એ જોવાની લોકોની ઉત્કંઠા વધી. તેની પરની બંધી ઊઠયા પછી, આજથી આશરે દસબાર વર્ષ ઉપર તેના પ્રયોગો શરૂ થયા ત્યારે, એ પ્રારંભિક ઉત્સાહ થોડા વખતમાં ઓસરવા લાગ્યો. આજે એ નાટકો લોકો આગળ ઝાઝાં નથી. સંગીતનાટકમાંનાં 'સ્વયંવર' 'માનાપમાન' 'વિદ્યાહરણ' 'દ્રૌપદી' 'મેનકા'- આટલાં સુપરિચિત છે. પણ આમાંનાં પહેલાં બે સિવાય બાકીનાં નિરાશાજનક છે, એમ કહેવું પડે. બાળગાન્ધર્વ જેવા નટસમ્રાટે ખાડિલકરનાં સંગીતનાટકો બહલાવીને ભજવ્યાં તેથી તેમાં વધારે મધુરતા આવી. આ નાટકોમાંનાં ગન્ધર્વે ગાએલાં ગાયનો લોકોને મોઢે ચઢી ગયાં છે. તેને લીધે શાસ્ત્રીય સંગીતનો લૌકિક પ્રચાર ઘણો થઇ ગયો છે. 'સ્વયંવર' નાટક, ખરેખર, એક રીતે અપ્રતિમ છે. તેની પાર્શ્વભૂમિ પૌરાણિક અદ્ભુતતાવાળી

અને કોમળ છે. અને તેનો વસ્તુવિકાસ પણ કોમળતાથી જ થયો છે. આ નાટકકારનાં નાટકોમાં વચ્ચે વચ્ચે શાશ્વત સિદ્ધાંતોની ચમક આવે છે. તથાપિ એકંદરે તેમનું તત્ત્વજ્ઞાન એકાંગી અને અપૂર્ણ છે એમ લાગે છે.

## રા. ગ. ગડકરી

રામ ગણેશ ગડકરી અથવા ગોવિન્દાગ્રજ એ પ્રતિભાસંપન્ન લેખકનું નામ મરાઠી નાટ્ય અને કાવ્યના ઇતિહાસમાં ચિરકાલ ટકશે એમ માનવામાં વાંધો નથી. ગડકરીની ગણના એક સ્વતંત્ર વર્ગમાં જ કરવી પડશે. કોલ્હટકર અને ખાડિલકરમાં છે નહિ તેવી અતિ જાજ્વલ્યમાન કલ્પનાશક્તિનો પ્રસાદ જન્મથી જ એમને મળ્યો હતો. મનુષ્યસ્વભાવનું પૃથક્કરણ કરવાની કળા તેમણે ઉત્તમ રીતે સાધી હતી. નાટ્યતંત્રનો તેમનો વ્યાસંગ જબરો હતો. મરાઠી ભાષા તેમણે એટલી બધી કેળવી હતી કે તેનો ઉપયોગ કરતી વખતે સેંકડો શબ્દો, શ્લેષો, અનુપ્રાસ, વાક્યરચના ઇત્યાદિ રમતાં રમતાં તેમની જીભે નાચે છે કે શું એમ વાચકને લાગે છે. એ સિવાય, ઘણો અભિજાત પ્રકારનો વિનોદ તેમને રૂંવે રૂંવે ભર્યો હતો. તેને લીધે તેમનાં નાટકોમાં પણ અનેક વિનોદી પ્રસંગો આવ્યા છે, અને, તે જોતી વખતે પ્રેક્ષકને જાણે ગલગલિયાં થાય છે. 'પુણ્યપ્રભાવ' 'એકચ પ્યાલા' 'ભાવબન્ધન' આ નાટકો હજુ પણ ઘણાં લોકપ્રિય છે. 'એકચ પ્યાલા'નું ગુજરાતી ભાષાન્તર સુરતનાં શ્રી. જ્યોત્સ્નાબહેન શુક્લે કેટલાંક વરસ પહેલાં કરેલું હતું એમ આ લેખકને સ્મરણ છે. ગડકરીનાં નાટકના વિષયો સામાજિક હતા; કેવળ 'રાજસંન્યાસ'નો પ્રસંગ ઐતિહાસિક છે. ઉદાત્ત વિચાર, રમણીય કલ્પનાવિલાસ, ભાષા પરનું આશ્ચર્યકારક પ્રભુત્વ, નાટકનાં પાત્રો અને પ્રસંગોની કુશલતાભરી યોજના, બુદ્ધિપ્રધાન વિનોદ, નાટકના વસ્તુમાં જે સામાજિક મૂલ્યોની અગત્ય કાયમની છે તે તત્ત્વો પર ચર્ચા,

આ બધી દષ્ટિએ જોતાં ગડકરીનાં નાટકો ઘણી ઊંચી કોટિમાં આવે એમ લાગે છે. ઘણે સ્થળે એમનાં નાટકો ગદ્યકાવ્યો જેવાં જ છે અને તેમાંની અત્યન્ત સુન્દર કલ્પનાઓ જોઈને મન પ્રસન્ન થાય છે.

## વરેરકર અને અત્રે

હાલના સમયમાં મામા વરેરકરની નાટિકાઓ જન-સમાજ આગળ વધારે પ્રમાણમાં નજર આગળ છે. કેવળ પૈસાદાર અને ઉજળિયાત સમાજનું ચિત્ર ન દોરતાં મજૂર, કામદાર, નોકરવર્ગ ઇત્યાદિની જીવનસ્થિતિનું વર્ણન કરવામાં મામાસાહેબ એક્કો છે. 'હાચમુલાચા બાપ' 'સંન્યાશા-ચા સંસાર' 'સત્તેચે ગુલામ': 'તુરુંગાચ્યા દારાત' 'સ્વયં-સેવક'. આ તેમનાં નાટકો પ્રસિદ્ધ છે. મામાસાહેબની ભાષા ઓછું ભણેલા માણસો પણ સહેલાઈથી સમજી શકે એવી જાતની સાદી છે.

આજે મહારાષ્ટ્રમાં અતિશય લોકપ્રિય અને સુવિખ્યાત નાટકકાર એટલે આચાર્ય પ્રલ્હાદ કેશવ અત્રે. અત્રે એક પ્રચંડ શક્તિ છે. તેમના જેટલી પ્રભાવી કલ્પનાશક્તિ અને સંધન પ્રતિભા બહુ થોડા માણસોના ભાગ્યમાં હોય છે. મરાઠી ભાષાની શબ્દસૃષ્ટિના તે પણ ગડકરી જેવા જ એક સ્વામી છે. ગડ-કરીને તેઓ ગુરુસ્થાને માને છે. 'કેશવકુમાર' એ ઉપનામથી તેમણે કેટલીક ઉત્કૃષ્ટ કવિતાઓ બહાર પાડી છે. છેલ્લાં પાંચ ૭ વરસથી, તેમની ભાષામાં જ કહીએ તો, "તેમણે નાટકો જણવા માંડ્યાં છે." તેમનું પહેલું બાળક 'સાષ્ટાંગ નમસ્કાર' ઘણું જ લોકપ્રિય થયું છે. આ નાટકની દરેક લીટીમાં રહેલું રહસ્ય મહારાષ્ટ્રમાં અને ખાસ કરીને પુનામાં રહ્યા સિવાય સમજાય તેમ નથી. તેમાં સ્થળે સ્થળે, ગર્ભિત સૂચનો અને

સંદર્ભો છે. 'સાષ્ટાંગ નમસ્કાર' પછી 'ઘરા બાહેર' 'ઉદ્યાંચા સંસાર' 'લગ્નાચી બેડી' એવી તેમની વાઙ્મય પ્રજા નિર્માણ થઇ, કાવ્યમાં શું કે નાટકમાં શું, હમણાં હમણાં અત્રેએ એક વિશિષ્ટ વાઙ્મય દેવતાની ખરા દિલથી ઉપાસના કરવા માંડી લાગે છે. તે દેવતા એટલે વિડમ્બન. અતિશય ગંભીર અને અતિશય બાલિશ કલ્પનાઓ પાસે પાસે લાવવાથી ઉપજતી મૂર્ખાઇને (idiocyને) લીધે બની આવતા હાસ્યપ્રસંગો, શબ્દનિષ્ઠ વિનોદ, અકલ્પિત શ્લોકો અને કલ્પનાવિહાર તથા આ સર્વમાં ઝળકી આવતી પ્રગલ્ભ બુદ્ધિમત્તા: આ સર્વનું પ્રદર્શન જોતાં, પળેપળે પ્રેક્ષકોનાં હૃદયમાં હાસ્યની વસન્ત ખીલ્યા વિના રહેતી નથી. હમણાં જ એક પ્રસંગે ટીકાકારોને અનુલક્ષીને ભાષણ કરતાં અત્રેએ કહ્યું કે હું નાટકો લોકશિક્ષણને માટે લખતો નથી પણ લોકરંજન માટે લખું છું. આ કહેવું ખરું હોય તો પણ યોગ્ય નથી, એમ આચાર્યના ચાહકોને અને મરાઠી વાઙ્મય વિશે પ્રેમ ધરાવનાર લોકોને લાગ્યા સિવાય રહેતું નથી. શિક્ષણ અને રંજન આ બેમાં વાસ્તવિક રીતે વિરોધ હોવાનું કારણ નથી. કિંબહુના, એ બંનેનું એક બીજાની સાથે અબાધ સાહચર્ય રહી શકે. કુદરતે આપેલી ઉત્કૃષ્ટ શક્તિઓને ધ્યેયવાદનું અધિષ્ઠાન મળે તો દૂધમાં સાકર ભળ્યા જેવું થાય. નહિ તો, એ શક્તિઓનું વિસ્મયકારક પ્રદર્શન જો કે થઈ શકે તો પણ તેનાથી ચિરંતન ટકે તેવાં સુપરિણામો લાવી શકાતાં નથી. બોલપટને માટે અત્રેએ લખેલા 'બ્રહ્મચારી' નામના કથાનકનો ઉલ્લેખ અહીંઆં કરવો જોઇએ. શબ્દનિષ્ઠ, પ્રસંગનિષ્ઠ, અને આજે મહારાષ્ટ્ર-સમાજમાં કેટલીક અગ્રણી ગણાતી વ્યક્તિના જીવનક્રમને અનુલક્ષીને કરેલા ઉપહાસ તેમાં જોવા મળે છે.

## કવિતા : 'કેશવસુત'

મહારાષ્ટ્રનાં આધુનિક કાવ્યની શરૂઆત 'કેશવસુત '*થી થઇ. જૂની ઘરેડ છોડીને, પુરાણોના વિષયો પણ તજીને, અને તે ને તે રૂઢ સંકેતોની પુનરુક્તિ કરવાનું બાજુ પર રાખીને તેમણે નવી તરેહની પાશ્ચાત્ય પદ્ધતિ અનુસાર સ્વતંત્ર કાવ્યરચના કરી. કેશવસુતની બે વિશેષતાઓ છે. એક પ્રકૃતિપ્રેમ અને બીજું સામાજિક અન્યાયના પ્રતિનિવિષ્ટ મૂર્ખપણા વિરુદ્ધ બંડખોરી. તેમની કવિતામાં સૃષ્ટિવર્ણનો સરસ છે અને કોમળ ભાવના અને પ્રણય પણ છે. એ સિવાય, સ્વદેશ-પ્રેમની ઊર્મિ આવ્યાથી થતો એક પ્રકારનો ઉન્માદ છે. સમાજના દુષ્ટ રિવાજો સામે લખતાં તેમનું અંતઃકરણ બળે છે. સુનીત (સોનેટ) અને ગૂઢ કાવ્ય એ પ્રકારો તેમણે શરૂ કર્યા. તેમની ભાષા ઘણે ભાગે ખડબચડી છે એમ લાગ્યા વગર રહેતું નથી. તેમની ભાષામાં શુદ્ધ સંસ્કૃત શબ્દ અને તેની સાથે તુરત જ લોકબોલીમાંના તદ્દન પ્રાકૃત શબ્દ, એવો ખીચડો ઘણીવાર જોવામાં આવે છે. અને તેને લીધે રસગ્રાહી વાચકોને વિરસતા લાગે છે. 'તુતારી' 'ઝપૂર્ઝા' એ કેશવસુતની કવિતાઓ પ્રસિદ્ધ છે.

## રેવ. ટિળક, અનંતતનય વગેરે

કેશવસુત પછી Bee, રેવ. નારાયણ વામન ટિળક, વિનાયક કરંદીકર, મોડક, રેંદાળકર, અનંતતનય, ચન્દ્રશેખર, દત્તાત્રેય ઘાટે, તામ્બે ઇત્યાદિ કવિઓ થયા. આ બધાનું વિવેચન કરવાનો આ પ્રસંગ નથી. સદ્ભાગ્યે, તામ્બે હજી હયાત છે. ગયે વર્ષે જ ગ્વાલિયર-દરબારે તેમને રાજકવિની પદવી અર્પણ કરી હતી; અને વર્ષાસન પણ બાંધી આપ્યું હતું. તાંબે એ પ્રેમના કવિ

* કૃષ્ણાજી કેશવ દામલે.

છે. કલાનો નીતિ સાથે કંઈ સંબન્ધ નથી, કલાની ઉપાસના કલા ખાતર જ થવી જોઇએ, એવો તેમનો અભિપ્રાય છે. તેમના કાવ્યવિશેષો સંબન્ધી થોડીઘણી માહિતી 'માનસી'ના માર્ચ ૧૯૩૮ના અંકમાં (પૃ ૧૨૯-૩૨) પ્રા. માધવરાવ પટવર્ધને આપેલી છે, એ વાચકોને યાદ હશે. "ડોળે હે જુલમી ગડે" આ તેમનું સુંદર ઊર્મિગીત જી. એન. જોષી જેવા રસાળ ગાયકે ગ્રામોફોન માટે ગાએલું હોવાથી તે નાનાંથી મોટાં સુધી સર્વને કંઠસ્થ થઇ ગયું છે.

કેશવસુતના શિષ્ય અને નાટકકાર તરીકે જેમનો ઉલ્લેખ ઉપર આવ્યો છે તે ગડકરી મરાઠી વાઙ્મયના ક્ષિતિજ પર 'ગોવિંદાગ્રજ' એ ઉપનામથી કવિ તરીકે પહેલવહેલા ચમક્યા. તેમની સંગૃહીત કવિતા 'વાગ્વૈજયન્તી' એ નામે પ્રસિદ્ધ થઇ છે. ગડકરી એટલે કલ્પનાનાં ઉડ્ડયન, સૃષ્ટિ સાથે એકરસ થઇને મુખદ્વારા નીકળેલું તેનું વર્ણન, અપાર શબ્દ-સંપત્તિ, નાજુક રસપરિપોષ: એવું સમીકરણ આપોઆપ બેસે છે. મરાઠી કાવ્યમાં તેમણે એક નવો યુગ શરૂ કર્યો એમ કહીએ તો તેમાં અતિશયોક્તિ નથી; કારણ, જો કે કેશવસુતે કાવ્યપ્રતિમાને પુરાણા અને પરંપરાના પાશમાંથી છોડાવી, તો યે તેની ખરી વેશભૂષા અને સૌન્દર્ય ગડકરીએ જ પ્રથમ રેખાંકિત કરી; અને તેમના નમૂનાનું અનુકરણ પછી બીજાઓએ કર્યું. "રાજહંસ માઝા નિજલા" "મુરલી" "ઘુંગુરવાળા" "ગુલાબી કોડે" "મહારાષ્ટ્રગીત" ઇત્યાદિ તેમની કવિતાઓ પ્રસિદ્ધ છે.

ગડકરી જેવા બીજા એક કવિ આ વખતે વિદ્યમાન હતા. તેમનું નામ ઠોંબરે અથવા બાલકવિ. દુર્દૈવે, આ કવિ વીસ વર્ષની વય પહેલાં જ અકસ્માતથી મૃત્યુ પામ્યા. તેમની કાવ્યકૃતિ

થોડી છે પણ તેમાં ખરેખરો નિસર્ગપ્રેમ, નિષ્પાપ આનંદ, અને સુમધુર કલ્પનાની રેલછેલ છે.

ગડકરીના સમય પછી આજે મહારાષ્ટ્રમાં 'યશવન્ત' એટલે પેંઢારકર, ગિરીશ, એટલે કાનિટકર, માધવ જ્યુલિયન એટલે કોલ્હાપુરના પ્રાધ્યાપક માધવરાવ પટવર્ધન, આચાર્ય પ્રો. કે. અત્રે, નાગપુરના આ. રા. દેશપાંડે વિઠ્ઠલરાવ ઘાટે, પ્રા. માયદેવ, અનંત કાણેકર, આનંદરાવ ટેકાડે ઇત્યાદિ નામો પ્રખ્યાત છે. હિન્દુ મહાસભાના નેતા બેરિ. સાવરકરની પ્રતિભા તેજસ્વી હોઇ, 'શાન ફૂલે' અને 'ગોમાન્તક' એ નામોથી તેમનો કવિતાસંગ્રહ અને ખંડકાવ્ય પ્રગટ થયાં છે. પ્રા. માધવરાવ ફાર્સી ભાષા શીખવે છે. તેમણે મરાઠી ભાષામાં ફારસી વૃત્તો અને છન્દો દાખલ કર્યાં છે. અનંત કાણેકરે 'ચાંદરાત'માં નવમતવાદ અને સમાજવાદનો પુરસ્કાર કર્યો છે, તથાપિ આજે મહારાષ્ટ્રમાં. પહેલી પંક્તિનો કોઈ કવિ છે કે? એવો પ્રશ્ન પૂછીએ તો તેનો ઉત્તર નકારમાં જ આપી શકાય, એવું આ લેખકનું અનુમાન છે.

## નવલકથાનો વિકાસ

હવે આપણે નવલકથા અને નવલિકા તરફ વળવું જોઇએ. આધુનિક મહારાષ્ટ્રના પહેલા નવલકાર હરિ નારાયણ આપટે છે. તેમણે ઇ. સ. ૧૯૮૦માં 'કર્મણુક' નામનું સાપ્તાહિક શરૂ કર્યું અને ત્યાર પછી લગભગ ૪૦ વરસ સુધી મરાઠી લલિત વાઙ્મયની અખંડ સેવા કરી. હરિભાઉએ અનેક નવલકથા અને નવલિકા લખી. ઐતિહાસિક પ્રસંગ લઇને તેનું રોમાંચકારક વર્ણન કરવું એ તેમની વિશેષતા હતી. 'ઉષઃકાલ' 'ગડ આલા પણ સિંહ ગેલા' આ નવલકથાઓ વાંચતાં મરાઠી ઇતિહાસનું ચિત્ર આંખ આગળ ખડું થાય છે. હિંદુ સમાજમાં સ્ત્રીઓને કરવામાં આવતાં પીડનનું (persecutionનું) અને એકંદર

હિંદુ સમાજમાં રહેલા ભયંકર દોષોનું આવિષ્કરણ આપટેએ પોતાની સામાજિક નવલકથાઓમાં કર્યું: પણ 'લક્ષાંત કોણ ઘેતો ?' 'મી,' 'હી પુરતો' આ એમની નવલો ઉત્તમ નીવડી છે. હરિભાઉની ભાષા પૂરેપૂરી સ્વાભાવિક, ઘરગતુ અને સાદી છે. તેમણે આલેખેલા પ્રસંગો દરેક વાચકને પોતાના ઘરના જ છે એમ લાગે છે. વિનાકારણે ભભકભર્યાં અને ભયાનક ચિત્રો દોરીને સમાજની ભાવનાઓને આઘાત ન આપતાં તેમણે પોતાના હળવા હાથની પીંછીથી હિંદુ કુટુંબો અને સમાજમાંની બેહૂદી અને જંગલી રૂઢિઓનું એવું ભેદક વર્ણન કર્યું છે કે તે વાંચીને વાચકોનાં હૃદય ઊછળી આવે છે. તેમણે લખેલા ગ્રન્થોની સંખ્યા ઘણી મોટી છે. માત્ર એક વાત ધ્યાનમાં આવ્યા વગર રહેતી નથી. હરિભાઉએ વર્ણન કરેલી સમાજસ્થિતિ હવે ઘણે અંશે નહિવત્ થઈ ગઈ છે. તેથી વાચકોની દૃષ્ટિએ એ નવલોની જીવંત તાજગી જરા ઓછી થઈ છે.

વા. મ. જોષી

આપટે પછી પ્રસિદ્ધિ પામેલા બીજા બુદ્ધિમાન નવલકથાકાર ફર્ગ્યુસન યુનિવર્સિટીના પ્રાધ્યાપક વામન મલ્હાર જોષી છે. જૂનાગઢ કૉલેજના તત્ત્વજ્ઞાનના પ્રાધ્યાપક મહાદેવ મલ્હાર જોષી અને મુંબઈના પ્રસિદ્ધ કામદારનેતા તથા સર્વંટ્સ ઑફ ઇંડિયા સોસાયટીના સભ્ય એન એમ. જોષી પ્રા. વામનરાવ જોષીના ભાઈઓ છે. વામનરાવની પહેલી નવલકથા 'રાગિણી અથવા કાવ્યશાસ્ત્રવિનોદ' નામે જનતા સમક્ષ રજૂ થઈ. લેખક તત્ત્વજ્ઞાનના જિજ્ઞાસુ અભ્યાસી હોવાથી તેમની નવલકથામાં પાત્રોના મુખથી પુષ્કળ તાત્ત્વિક વાદવિવાદ અને ચર્ચા આવી છે. કેટલીક વાર તેનાથી જરા કંટાળો પણ આવે છે. તથાપિ નવલકથાનું કથાનક ઉદાત્ત પ્રણયભાવના પર ઊભું કરેલું હોવાથી અને તેમાં અનેક માનવવિકારોનું સૂક્ષ્મ વિવરણ થયેલું હોવાથી 'રાગિણી' નવલકથા ઘણી શ્રેષ્ઠ પંક્તિની છે.

'નલિની' 'આત્મહરિણી' 'સુશીલેચા દેવ' 'ઇંદુ બોળે વ સરલા કાળે' એ સર્વ પુસ્તકોમાં મનોવ્યાપારના જુદા જુદા તન્તુઓ ઊખેળીને બતાવવામાં આવ્યા છે, ધર્મ કલ્પનાના વિકાસનું વર્ણન કર્યું છે, ધ્યેયપ્રધાન જીવની કફોડી સ્થિતિનું ચિત્ર આપ્યું છે. વામનરાવની ભાષા પ્રૌઢ હોઇને, તેમની કૃતિઓમાં વિષયની માંડણી તર્કશાસ્ત્રવેત્તાને શોભે તેવી છે.

## ના. સી. ફડકે

આ બંને પછીના ઉલ્લેખપાત્ર મરાઠી નવલકથાકાર એટલે કોલ્હાપુરની રાજારામ કૉલેજના પ્રાધ્યાપક ના. સી. ફડકે છે. આજની ઘડીએ જો કોઇની નવલકથાઓ સૌથી વધારે લોકપ્રિય હોય તો તે ફડકેની છે. તેમની કલમ ગયાં દસબાર વર્ષથી અખંડપણે ચાલુ છે. ફડકે એ મુખ્યતઃ શ્રીમાન મધ્યમ વર્ગનાં ચિત્રો દોરનાર કલોપાસક છે. તેમના નાયક અને નાયિકાઓ ધનવાન સ્થિતિનાં, મોટરો દોડાવનાર અને રાજમહાલયમાં રહેતાં માબાપનાં સંતાનો હોવાનાં. ખલનાયકો પણ એ જ પ્રકારના. આમ હોવાથી જનસમાજની વાસ્તવ સ્થિતિનાં અને અશાન્તતાના પડઘા એમની નવલકથામાં પડતા નથી, અથવા કોઈ પણ દુર્ઘટ સામાજિક પ્રશ્નોના ઉત્તર તેમણે આપ્યા નથી. તેમના જેટલી આકર્ષક અને સત્ય સ્થિતિ હૂબહૂ દર્શાવનાર વર્ણનો બીજે ક્વચિત જ વાંચવા મળે છે. ફડકેની ભાષામાં સરળતા, સહજપણું અને અર્થવાહીપણું ઘણાં મોટા પ્રમાણમાં માલૂમ પડે છે. તેમણે કરેલાં સ્ત્રીઓના પોષાકનાં, હાલચાલનાં અને મનોવ્યાપારનાં વર્ણનો વાંચવાં અને એ સર્વનું પ્રત્યક્ષ અવલોકન કરવું; 'એ બંને અનુભવો એક જ હોય તેમ લાગે છે.' 'જાદુગાર' 'દૌલત' 'નિરંજન' ઇત્યાદિ નવલકથાઓ પ્રાસાદિક લેખનના નમૂના તરીકે સહેલાઇથી બતાવી શકાય. ગુજરાતના સાહિત્યકાર રમણલાલ વસંતલાલ દેશાઇની નવલકથાઓનું સ્મરણ ફડકેનાં પુસ્તકો વાંચતાં આપણને થાય છે. એ બંનેમાં ઘણું સામ્ય છે.

## વિ. સ. ખાંડેકર : શિરૂરકર

ગયાં આઠદસ વર્ષમાં બીજા કેટલાક લેખકો આગળ આવ્યા છે અને તેમની કૃતિઓ પણ ઉચ્ચ શ્રેણીની છે. 'હૃદયાચી હાંક' 'ઉલ્કા' 'કાંચનમૃગ' વગેરે નવલકથાઓ લખનાર વિ. સ. ખાંડેકરનો આ લેખકસમુદાયમાં મુખ્યત્વે કરીને સમાવેશ થાય છે. સમાજમાં ખળભળાટ ઉપજાવનાર 'કળ્યાંચે નિઃશ્વાસ' અને 'હિંદોળ્યાવર' આ બે નવલિકાઓ વિભાવરી શિરૂરકર એવા સ્ત્રીલેખકના નામથી પ્રસિદ્ધ થઈ છે. હિન્દુ સમાજની હાલની સ્થિતિમાં તરુણ સ્ત્રીઓની સંક્રમણ કેવી રીતે થાય છે અને તેમના મનમાં કેવી પ્રવૃત્તિની ખેંચતાણ ચાલુ હોય છે તેનું સુન્દર વર્ણન આ નવલિકાઓમાં મળે છે. પુ. ય. દેશપાંડેની 'બંધનાંચ્યા પલીકડે' એ નવલકથામાં પ્રતિપાદિત કરેલી વિચારસરણી વિરુદ્ધ ઘણો ખળભળાટ થયો હતો. માડખોલકર, શાન્તાબાઈ નાશિકકર કુમુદિની પ્રભાવલકર, ના. વિ. કુળકર્ણી વગેરે લેખક-લેખિકાઓની કેટલીક કૃતિઓ વખાણને પાત્ર છે.

## કેટલાક જૂના લેખકો

આ સિવાય જૂની પેઢીના કેટલાક નવલકથાકારોનો ઉલ્લેખ કરવો જોઈએ. ટિળકના રાજકીય સહકારી અને 'કાળ' પત્રના તંત્રી શિવરામ મહાદેવ પરાંજપે ઘણા પ્રતિભાવાન ગૃહસ્થ હતા. 'ગોવિંદાચી ગોષ્ટ' તથા 'વિન્ધ્યાચલ' એ તેમની નવલિકાઓ પ્રસિદ્ધ છે. ભારતાચાર્ય ચિં. વિ. વૈદ્યની 'દુર્દૈવી રંગૂ', ઘગજપુરકરનું 'માઝેં રામાયણ', મામા વરેરકરનું 'વિધવા કુમારી', વાનોરાઘાર, ડૉ. કેતકરની 'ગોંડવનાંતીલ પ્રિયંવદા' 'ગાવ-સાસૂ', ન. ચિ. કેળકરનું 'નવલપુરચા સંસ્થાનિક' આ પુસ્તકો સારામાંનાં ગણાય છે. નારાયણ હરિ આપટેએ વીસ ઉપર નવલકથાઓ લખેલી છે અને તેમાંની ઘણીખરી સામાજિક

ઉપદેશપ્રધાન છે. નાથમાધવે ઐતિહાસિક અને સામાજિક મળીને લગભગ વીસપચીસ નવલકથાઓ લખી છે. તેમની લેખની રસાળ હોઇને વર્ણનશૈલી માર્મિક છે.

## નવલિકા : નવમતવાદ

મરાઠી વાઙ્મયમાં હમણાંહમણાંથી નવલિકાએ ઘણી પ્રગતિ કરી છે. હરિનારાયણ આપટે, શિવરામપંત પરાંજપે, ન. ચિં. કેળકર ઇત્યાદિ જૂની પેઢીના લેખકોએ અવારનવાર સારી નવલિકાઓ લખી છે. હમણાં નવમતવાદ નામે પ્રસિદ્ધ છે, તેવું એક પ્રાગતિક વિચારસરણીનું મોજું મહારાષ્ટ્રના તરુણોને ચેતન આપે છે. એ વિચારોનું પ્રતિબિંબ દર મહિને પ્રગટ થતાં માસિકોની નવલિકાઓમાં જોવામાં આવે છે. સમાજવાદી લેખકો આ વાઙ્મયપ્રકારનો બહુ સ્વીકાર કરે છે, એમ લાગે છે. ઘણી સ્ત્રીઓ પણ નવલિકાઓ લખે છે. વિભાવરી શિરૂરકરનો ઉલ્લેખ ઉપર આવ્યો જ છે. એ સિવાય વડોદરા કોલેજના અંગ્રેજીના પ્રાધ્યાપક રા. ટિળકનાં પત્ની કમળાબાઇ ટિળકની 'હૃદયશારદા' નો નિર્દેશ અહીં કરવો જોઇએ. માલતીબાઇ દાંડેકર, પિરોજબાઇ આનંદકર, કમળાબાઇ ઓગ્ખેવાલે, શાન્તાબાઇ નાશિકકર, કમળાબાઇ સોહોની, એ સર્વની નવલિકાઓ વારંવાર પ્રગટ થાય છે. વિ. સ. ખાંડેકર ઉત્કૃષ્ટ કથાલેખક તરીકે પ્રસિદ્ધ છે. તેમની 'જીવનકલા'માં સરસ ભાષા, સુન્દર સ્વભાવ, વિશ્લેષણ, મનોરંજન, ધ્યેયસિદ્ધાંતની તમન્ના, એવા ગુણ જોવામાં આવે છે. વરેરકર, ફડકે, કાણેકર, માડખોલકર, બોકિલ, બર્વે, સહસ્રબુદ્ધે, વા. વિ. જોશી વગેરે લેખકોએ ઘણી નવલિકાઓ લખેલી છે.

## વિનોદી સાહિત્ય

મરાઠીમાં વિનોદી સાહિત્યના કેટલાક ઉત્કૃષ્ટ નમૂનાઓ થયા

છે. વિષ્ણુશાસ્ત્રી ચિપળૂણકરે ‘નિબન્ધમાલા’માં વિનોદ અને મહદાખ્યાયિકા[1] એવો વિભાગ ખાસ કરીને શરૂ કર્યો હતો. પ્રસિદ્ધ નાટકકાર શ્રીપાદ કૃષ્ણ કોલ્હટકરના ‘સુદામ્યાચે પોહે’ અને ‘સાહિત્યબત્તિશી’ આ બે ચોપડીઓમાં ઘણો ઉચ્ચ કોટિનો, સ્વભાવવિશેષતા દાખવનાર અને ઉપહાસ સ્વરૂપમાં પુષ્કળ ઉપદેશ સહિતનો વિનોદ સાધ્યો છે. ન. ચિ. કેળકરનું ‘સુભાષિત અને વિનોદ,’ ગ. સ. મરાઠેનું ‘શાલીપીટ’ વડોદરા કોલેજના અધ્યાપક અને રાજદફતરદાર ચિં. વિ. જોષીનું ‘એરંડાચે ગુહાળ’ ગડકરીનું ‘સંપૂર્ણ બાલકરામ’ ઇત્યાદિ પુસ્તકોમાં સ્વતંત્ર બુદ્ધિનો અને કેવળ શબ્દખેલરૂપ નહિ એવા રમણીય વિનોદનો બહાર ખીલે છે. આચાર્ય અત્રેનો વિડંબનપ્રધાન વિનોદ તેમનાં ભાષણોમાં, લેખોમાં અને નાટકોમાં મહારાષ્ટ્રજનતા આગળ એકસરખો ઝળકયા કરે છે. ‘વિનોદ’, ‘મનોરંજન’ ‘કરમણુક’ ઇત્યાદિ નાટકો લખનાર માધવરાવ જોષી અને ‘મ્યુનિસીપાલીટી’ નાટકના લેખકનો અહીં ઉલ્લેખ કરવો આવશ્યક છે.

—અપૂર્ણ

---

૧. મોટા માણસો વિશેનો ટુચકો.

ભારતીબહેન સારાભાઈ

# ઑક્સફર્ડ

મારે આજે મારા ત્રણ વર્ષના અભ્યાસ દરમ્યાન ઑક્સફર્ડમાં મેં જે રસ ચાખ્યો તેનાં સહાનુભવી તમને બનાવવાં છે. એના ગુણ અને ભય બન્ને તપાસવા છે, અને એમાંથી જે મુખ્ય સાર મને લાધ્યો છે, તે આપણા દેશની શિક્ષણયોજનાઓના સંબંધમાં તમારી આગળ મૂકવો છે.

હું ઑક્સફર્ડ ભણવા ગઈ ત્યારે ત્યાંની વિવિધ પ્રવૃત્તિઓમાં ભાગ લેવાની તક, દરેક વિદ્યાર્થીને મળે છે તેમ, મને પણ મળી ગઈ. પહેલે જ દિવસે, દરેક જાતની સોસાયટી કે ક્લબના મંત્રીઓ આવી વિદ્યાર્થીને ઘેરી લે છે. આ મંડળોની પ્રવૃત્તિઓ કેટલી સર્વદેશી હોય છે, તેનાથી કેટલા ભિન્ન રસ ઉત્પન્ન થાય છે અને સંતોષાય છે તેનો ખ્યાલ આપવો મુશ્કેલ છે. તમારો રસ વાસ્તવિક હોય તો તમને આ મંડળોમાં જવાબદારી લઈ, નવી યોજનાઓ યોજતાં અને પાર ઉતારતાં, સમોવડીઆ અને વિશારદના ગાઢ પરિચયમાં આવતાં, કોઈ અટકાવતું નથી. અને નહિ તો જિજ્ઞાસુ તરીકે પણ તમે જોડાઈ શકો છો અને પરાકાષ્ઠાએ પહોંચેલાઓને સાંભળવા-મળવાની તક તમને મળે છે. અહીં એક નવા વિષયની બારાખડી પણ શીખી શકાય છે અને ખરા અભ્યાસીની શોધખોળની ઉત્તરોત્તર પ્રગતિમાં ભાગ લઈ શકાય છે. આજનું અને પુરાણું—બન્ને તમારી આગળ ખડાં કરવામાં આવે છે. પ્રાચીન

અમર સાહિત્ય માટે ભક્તિ–શ્રદ્ધાભરી–લગભગ પૂજા જેવી–લાગણી પણ તમે જુઓ છો અને સાથે કોઈ પણ મહાન પુરુષને ધોરણ તરીકે ન રાખતા, નવા સર્જનને ઉત્કંઠાથી વધાવી લેતા, વિવેકી પ્રેક્ષક અને ટીકાકારગણ પણ તમે જુઓ છો. લગભગ બધાં જ મંડળો વિદ્યાર્થીઓ પોતે ચલાવે છે, પણ ચિરવિદ્યાર્થીની જેમ પ્રેરણા આપતા આચાર્યો અને જૂના વિદ્યાર્થીઓ પણ ત્યાં જોવામાં આવે છે. દેશપરદેશના રાજકીય પુરુષો, વિદ્વાનો, વૈજ્ઞાનિકો, લેખકો, સંગીત–નૃત્ય–અભિનય–વિધાયકો, રમતગમતના ખેલાડીઓ અહીં વખતોવખત કોઈ મંડળના આશ્રય નીચે આવીને આ કેન્દ્રના મધુસંચયમાં પોતાનું મધુ પૂરતા જાય છે અને પોતે પણ, વધારે સમૃદ્ધ બની પાછા ફરે છે. આવા વાતાવરણમાં એક પ્રચંડ વૃન્દાવન માફક મનુષ્યસિદ્ધિની વિવિધતા અને ભવ્યતાનો કાંઇક ઓર જ ખ્યાલ આવે છે.

આ બધાની તાત્કાલિક રૂપની અને અનુભવથી મળાયા પછીની અસર શી થાય છે?

પહેલાં તો અત્યન્ત વિલક્ષણ આનન્દ થાય છે. ક્યાં કૌમાર–અવસ્થાના બાહ્યનિયન્ત્રણમાંથી છૂટી, સ્વપ્નસૃષ્ટિમાં મહાલતાં યૌવનજગતના અધિકારીઓ સાથે, આપણે હકથી આવી પહોંચ્યાં!–ક્યાંથી આ અપૂર્વ દૃશ્ય, જેને નાટક માફક માત્ર દૂરથી જોતાં, તેની રંગભૂમિ ઉપર જ આપણે આવી ગયાં! સારા મનુષ્યહૃદયના સંચયની એકેએક વાનગી, એક જ થાળમાં, ચખાડવા માટે જ જાણે આવી, ખડી થઇ ન હોય! જાણે રોજનો રકઝકવાળો બજારહાટ–રોજની નિર્દય લેવડદેવડ–આપણે મૂકી દીધાં હોય અને આ સંસ્કૃતિના પ્રવાહમાં, આપણા રસિકહૃદયનો રસાસ્વાદ એ જ બક્ષીસ હોય! આવી ઠંડક લાગણી, સ્પષ્ટ નહિ પણ ઉછાળા મારતી, પોતાના વહેણમાં આપણને ખેંચી જાય છે. આ કાલ્પનિક દુનિયામાં આપણે માટે કંઇ અશક્ય

નથી. પ્રત્યેક જણ દરેક ગુણ, દરેક જીવ સાથે તન્મય થઇ શકે છે. તમને અસાધારણ માણસોને મળવાની આશા હતી? તે અહીં પૂર્ણ થશે. તમારો કળાનો શોખ કંઇક ઓર હતો? તે અહીં તૃપ્ત થયો હશે. તમને અભ્યાસમાં તલસ્પર્શ કરવાની અભિલાષા હતી? તો તમે અનન્ત સમુદ્રને કાંઠે આવ્યા છો. એવું તે શું છે કે જે તમારે જોવું હતું, જાણવું હતું, પણ હજુ સુધી મળ્યું નથી? એની કાંઇક ઝાંખી તો જરૂર અહીં થશે જ. તમારે જગતના એક કાલ્પનિક યુગમાં ભમવું છે? માત્ર યુવકયુવતીઓનો દેશ જોવો છે? અને સાથે સાથે તમારે પક્વતાનો સ્વાદ પણ લેવો છે? પાનખરમાં વૃક્ષ સહજ પૂર્ણતાને પામે છે એવાં "જ્ઞાનવૃદ્ધ પણ જ્ઞાનબાલ," ગુરુદમ્પતીઓને જોવાં છે?

અહીં શું નથી?

આમ, મેં કહ્યું તે કલ્પનાપૂરક દેશ છે. વસ્તુગણમાં ખાસ ફેર નથી પણ સુભગ મેળથી નવું સંગીત ગુંજી ઊઠે છે. કોઇ વાર મંગળ પ્રભાતે ઊઠી, ધન્ય ઘડીએ આંગણામાં નજર પડતાં, ચિરપરિચિત આકાશ અને વૃક્ષો, ચન્દ્ર અને તારાગણ, ત્યાં ને ત્યાં જ છે પણ જોતજોતામાં જુદાં જ દ્વાર ખુલી જાય છે.

આ આનંદના ઘેનમાં આપણે જાણતાં નથી પણ આપણું મન ગૂંચવાઇ જાય છે, આપણને થાક સુદ્ધાં લાગે છે. જેમ બાળકને, એકાએક, રમકડાંથી ભરેલા દિવાનખાનામાં લાવીને મૂકીએ અને થાય એમ મન સમજી શકે એના કરતાં વિશાળ ક્ષેત્ર ખૂલી ગયું છે હજી એમાં નિયમ નથી, ગોઠવણી નથી, જીવન માટે શું ઉપયોગનું છે તે વિશે ખબર કે તપાસ નથી. માણસનું ચિત્ત જ એવું ઘડાયું છે કે જ્યાં સુધી પોતાના માનસિક નકશા ઉપર, પોતાની પરિચિત દરેક ચીજ યોગ્ય રીતે ગોઠવાય નહિ ત્યાં સુધી તેને શાન્તિ ન વળે.

કેટલાક વિદ્યાર્થીઓ પૂરજોસથી આ અનેક રસવાળા વહેણમાં વણાવા માંડે છે. કેટલાક વધારે પડતા સાવચેત અથવા રૂઢિબદ્ધ હોય છે; અને થોડા જ એટલા ભાગ્યશાળી હોય છે કે પહેલેથી પોતાનું ધ્યેય પારખતાં શીખ્યા હોય.

હવે, વિદ્યાર્થીના જૂના સંસ્કાર અને આદર્શોને આ નવા વાતાવરણથી ચેલેંજ મળે છે. ઑક્સફર્ડ જેવા અભ્યાસકેન્દ્રમાં દૂરદૂરથી વિદ્યાર્થીઓ આવે છે અને બીજા વિદ્યાર્થીઓની સાથે રહે છે. આથી, એ વર્ષો દરમ્યાન ઘર, માબાપ, કુટુમ્બ, ધર્મ-ગુરુ, સમાજ, વગેરેની સત્તા શિથિલ થઇ જવાનો સંભવ છે. અહીં સંચાલકોનો દાબ ઓછામાં ઓછો હોય છે અને તેમાંએ, ખાસ કરીને અભ્યાસ બહારના જીવનમાં હવે જૂનું અને નવું-ખરી ભાવનાઓ અને માત્ર ટેવથી કે બીકથી ગ્રહણ કરેલી માન્યતાઓ,-વિરોધમાં આવે છે. હજી, જ્યારે વિદ્યાર્થીનું ભવિષ્ય ઘડાઇ ગયું નથી, ત્યારે દરેક ચીજની ફરી આંકણી કરવા, આ જીવન એને તક આપે છે. આ મધુસંપત્તિમાં કયો રસ પોતાને માટે ખાસ અનુકૂળ છે, શ્રેય શું છે અને પ્રેય શું છે-મુખ્ય શું અને ગૌણ શું-સ્થાયી શું અને દેશકાલ ઉપર જ આધીન શું આ બધા ગૂંચવી નાખે એવા પ્રશ્નો, વિદ્યાર્થીમાનસમાં ક્રાન્તિકારક રીતે ઉદ્ભવે છે. અને સાધારણ રીતે તો ઠીક લાંબા વખત સુધી, ઊકલ્યા વગરના રહે છે.

તાત્કાલિક તો મન ડામાડોળ પણ થાય છે. અનેક અણકલ્પી શક્તિઓ બહાર નીકળવા મથે છે, ઊર્મિઓના અંકુર ફૂટે છે. હું શું છું? હું શું થઇશ?-પ્રધાન કે બળવાખોર, લેખક કે શોધક, ફિલ્મસ્ટાર કે ચેમ્પીઅન? આમાં કેટલીક પ્રવૃત્તિઓ માત્ર દેખાદેખીથી બહાર નીકળે છે અને એટલી જ જલદી પોતાનું ક્ષણિક જીવન પૂરું કરે છે. કેટલીક, ઉમર અને પ્રયોગ-ની ઇચ્છાને લીધે, ઉછાળા મારે છે અને જો વિદ્યાર્થીના સંસ્કાર

ઊંડા હોય તો, જિજ્ઞાસા પૂરી થતાં, છીછરા અનુભવની ખાતરી આપી, એના ઉપરથી ખરી જાય છે. કેટલી ય મહત્ત્વાકાંક્ષાઓ વિદ્યાર્થી પૂરી કરવા મથે છે અને જુએ છે કે કેટલીક એના ગજા ઉપરાંતની છે અને કેટલીક, સ્વપ્ને પણ ન ધારેલી સિદ્ધિઓ, સહજ એને હાથ આવી જાય છે.

તમે પૂછશો કે વિદ્યાર્થીમાનસમાં આ ભયંકર ક્રાન્તિની શી કિંમત છે? આ આઘાત-પ્રત્યાઘાત પછી શું રહે છે?

આ મંથનમાંથી આપણે આશા તો રાખીએ કે વિદ્યાર્થીની વિવેકબુદ્ધિની કસોટી થશે, એના ઊંડાણમાંથી કીમતી મોતીઓ તરી આવશે; અને આ બધું, પાછલા જીવનને સાર્થક બનાવવા, ભાથારૂપ નીવડશે. છતાં આ અજબ રસપ્રવાહમાં જે એક મોટો ભય રહ્યો છે—તે હું ઢાંકવા નથી માગતી. ભય તો એ છે કે કદાચ વ્યક્તિને, શોધને અન્તે માર્ગદર્શન તો ન થાય એટલું જ નહિ પણ સામાન્ય ચીલાઓ તરફ પણ અણગમો થઇ જાય. હંમેશ માટે, જગત એ ઑક્સફર્ડની મોહક રંગભૂમિ છે એ મોંહ સેવવાનો, જીવનની કઠોર ભૂમિને ઢાંકેલી રાખવાનો, મહાન પણ અપ્રિય પ્રશ્નોને દૂર ધકેલ્યા કરવાનો, કેન્દ્રરૂપ પ્રવૃત્તિમાં લીન થવાને બદલે બધામાંથી થોડો થોડો સંતોષ અનુભવવાનો, સમાજના દૃષ્ટિબિન્દુથી 'નકામા' કે ભારરૂપ થઇ જવાનો-ભય તો છે જ. પણ, સદ્‌ભાગ્યે, જેને આપણે 'સંસાર' કહીએ છીએ તેનું આપણા ઉપર ચારે તરફથી એટલું દબાણ હોય છે કે, જો આપણું કલ્પનાજગત અસત્ય હોય છે તો, લાંબા વખત સુધી તે એને ટકવા દેતું નથી. સદ્‌ભાગ્યે, આપણને અફીણી સ્વપ્નભોક્તા બનવાની તક જ આપણું રોજનું જગત-છાપાનું, રેડીઓનું, કારખાનાં અને શેરબજારનું જગત-આપતું નથી. દરેક ઠેકાણે માનવસમાજની અગાધ વ્યથા અને અશાન્તિ,

ઍબિસીનીઆ, સ્પેન, ચીન, પૅલેસ્ટાઇન, હિન્દ દૂરદૂરના સમુદ્ર માફક ગંભીર આક્રન્દરવ કરી રહ્યાં છે.

આ ભય કબૂલતાં છતાં હું એટલે સુધી જવા તૈયાર છું કે કેટલાક માટે ઑક્સફર્ડ, એ ભલે પતંગિયા માટે દીવાની ઝાળ જેવું હોય—પણ માત્ર કૂવાના દેડકાની માફક રહેવાથી મનનું સ્વાસ્થ્ય જળવાતું હોય તો, એ, વિશાળ જગતના કઠોર પ્રહારને લીધે છિન્ન-ભિન્ન થઇ જાય એ પણ બહેતર છે. હું તો એટલે સુધી પણ કહીશ કે માણસને આઘાત—અને હચમચાવી નાખે એવા આઘાતની પણ ખાસ જરૂર છે; તો જ જડતાને બદલે જૂની ભાવનામાં નવો પ્રાણ રેડાશે અથવા તો કંઇક નવીન ઊપજશે. પ્રલયમાંથી નવી સૃષ્ટિ થાય છે. અને જો કે વિદ્યાપીઠોનું કેન્દ્ર એ વિશાળ જગત નથી—તો પણ એ વિશાળ જગતનો સાર છે, પ્રત્યેક પુષ્પનું મધુ છે, દેશકાળના નિયમથી ભૂલાઇ ગએલી જાદુઈ જગા છે. અહીં આપણે મધુર, સુરભિસહરિયાળા છાયાપ્રદેશમાં ભમતાં ભમતાં, અન્તે, બહુ જ થોડા સમયમાં, આપણી દુનિયામાં—આપણી ખુલ્લી, પ્રખર ઠંડીગરમીવાળી, અવાજોથી ભરપૂર, દુનિયામાં આવી પહોંચીએ છીએ. આવા પૂર્વાશ્રમ માટે મારા હૃદયમાંથી તો ધન્યવાદ નીકળે છે.

આમાંથી એક બીજો પ્રશ્ન ઉદ્‌ભવે છે, જેની અંદર ઊંડા ઊતરવાનો આ પ્રસંગ નથી. બાળકના અને દેશના હિતમાં શું છે ? બાળકને કેવા સંસ્કાર આપવા જોઇએ ? વાસ્તવિક અને ઉપયોગી ? કે જેને આદર્શરૂપ, બિનકુદરતી, વસ્તુસ્થિતિથી ભિન્ન કહેવામાં આવે છે તે ? જીવનનિર્વાહનાં દારુણ યુદ્ધમાં—સંસારની કર્તવ્યભૂમિના કડક વાતાવરણમાં—આપણાં બાળકોને નાનપણથી મૂકવાં, કે લાલનપાલનથી બાગ કેળવીએ તેમ બાળકને પણ, માનવજાતિની તમામ સંસ્કૃતિના સંચયસ્થાનમાં, જગતના ક્લેશથી કૃત્રિમ રીતે અલિપ્ત રાખી, ફૂલ માફક વિકસવા દેવાં અને

એને પરિણામે જે આનન્દ-પરિપૂર્ણતા શક્તિરૂપે બહાર આવે છે તેને જીવનસંગ્રામ માટે ઉત્તમ તૈયારી ગણવી? આ બેમાંથી પહેલો આશય આપણા દેશમાં નવી શાળાઓની યોજનાઓ થાય છે એની પાછળ રહેલો છે. આ પ્રયોગ હવે રશિયા અને જર્મનીમાં પણ રાજ્ય તરફથી ચાલી રહ્યો છે-પછી તેની પાછળ રહેલો સંકલ્પ ખરો કે ખોટો, વિશાળ કે સંકુચિત હોય. જે વસ્તુસ્થિતિ છે તેમાં, બાળકને નાનપણથી,ઓછામાં ઓછી મદદ લઈ પગભર કરે,-દેશ અને માનવજાત માટેની સહભાવના પહેલેથી જ જીવનમાં ઉતારે, એવા સર્વમાન્ય શિક્ષણની આપણને જરૂર છે એમ આપણે માનીએ તો પણ એટલું તો સ્વીકારવું જ પડે છે કે, જીવનની વિવિધતામાંથી માર્ગ કાઢવો એ દરેક વ્યક્તિનો જન્મસિદ્ધ હક છે. જે બાલ્યાવસ્થા, જે શિક્ષણ, આટલી મુક્તિ આપણા આત્માને આપી શકતાં નથી તેમાં કૈંક ગંભીર ઊણપ છે, જેની સામે બળવો થશે જ; કારણ કે પસંદગીના માર્ગને જ આપણે સ્વેચ્છાથી ટકાવી રાખીએ છીએ. પસંદગી અને તક વગર માણસ અને ગુલામમાં ફેર નથી અને પુરુષાર્થી જીવનનો આનન્દ પણ નથી.

આજે આપણાં ઓળખીતાંઓને પૂછીશું તો ખબર પડશે કે ઘણાખરાને એમ લાગે છે કે પોતાના જીવનકાર્યની પસંદગી એમના હાથમાં ન હતી. કાં તો સંજોગોનું ચોકઠું ઘડાઇ ગયું હતું અથવા તો બીજાં અસંખ્ય ક્ષેત્રો હોવા વિશે એમને ખ્યાલ સુદ્ધાં ન હતો. પણ આવા અપૂર્વ વિદ્યાર્થીઅનુભવની કિંમત આ છે કે આવો ખેદ આપણને ન રહી જાય-અને ઇષ્ટ વસ્તુ ન મળે તો પણ કૂપમંડૂક જેવું મન આપણું ન રહી જાય. આવી એક મોટી દયા-એક મોટો લાભ-આવા વિદ્યાના કેન્દ્રનો છે. સાં થોડાં વર્ષો માટે એક અલ્લાદીનની દુનિયા ખૂલી જાય છે.

જે વિવિધ વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓ આવા કેન્દ્રમાં ભેગાં થાય છે તેઓ પુસ્તકો ન આપી શકે એવા જીવન્ત, ઘડાતા, સર્જના-

ત્મક વાતાવરણમાં આપણને લઇ જાય છે. તેઓ તેમના વિષયમાં, ઓળખાણોમાં અને જીવનમાં, પોતાના વિચારો ફરીફરીને તપાસતા હોય છે અને નવાં નવાં મન્તવ્યો ઉપર આવતાં હોય છે. આપણી યુનિવર્સિટીની જેમ ત્યાં સર્વ વિદ્યાર્થીઓ માટે એક ધોરણ નથી હોતું. સરખેસરખાં બીબાંમાં યન્ત્રવત્ તૈયાર કરી, બહાર કાઢવાનો પ્રયાસ હોતો નથી. આપણામાં જે બેદરકારી, રસહીનતા અને ઉપહાસવૃત્તિ કંઇક નવું કરવા તરફ–કંઇક પોતે કરવા તરફ–છે, તે ત્યાં ન હોવાથી ત્યાંનાં યુવકયુવતી સ્વાભાવિકતાથી, ખાસ આડમ્બર કર્યા વગર, પોતાનું વ્યક્તિત્વ દર્શાવતાં શીખે છે. આમ વ્યક્તિગત વિકાસ થવાથી ઘણી વાર સર્જનશક્તિને જોમ–પ્રેરણા–મળે છે, એવો મારો અનુભવ છે. જ્યારે સમૂહથી કંઇક જુદો અનુભવ થાય છે, રૂઢિના બીબામાંથી છૂટતાં કંઇક નવું દર્શન થાય છે ત્યારે, કોઇ પણ રીતે, આ સાક્ષાત્કાર બહાર આવે છે; અને આ સર્જનશક્તિનો આવિર્ભાવ છે. પછી તમે એનો લોકોમાં પ્રચાર કરો કે પોતાનું અને બીજાનું જીવન બદલવા મથો કે કલાકૃતિમાં દર્શાવો.

હું 'સર્જન' શબ્દ વાપરું છું એ એના વિશાળમાં વિશાળ અર્થમાં લેવાતું છે. સર્જન એ એક વિશેષ માનસિક અનુભવ છે. બહારના સંસર્ગથી આપણા માનસમાં જે રૂપાન્તર થાય છે એમાંથી કંઇક નવીન–પોતાના સ્વભાવને દર્શાવતું–પોતાને સાચું લાગે તેવું–પોતે બદલવું હોય તો બદલી શકાય તેવું, નષ્ટ કરી શકાય, ફરી નવી રીતે સરજી પણ શકાય એવાં ગુણ ધરાવતું–પોતાનું જ જે નીકળે છે તે આપણું સર્જન. કેટલાક માર્ગ સર્જન કરવા પ્રેરે છે, જ્યારે કેટલાક આપણને બધું જેમ તેમ ગળે ઉતારી, પચાવ્યા વગર, જેમ તેમ પાછું બહાર ફેંકી દેતાં કરે છે. આ બીજી રીતમાં આનન્દ નથી, આત્મસંતોષ નથી, વિકાસની જ્વાલા નથી અને પ્રાણ નથી.

સર્જનશક્તિ બહાર લાવવા માટે મનની તૈયારી જોઇએ છે. એ હશે તો હિંમત, આત્મબળ, સાધના, બધું આવશે; અને મને એ જ લાગે છે કે આપણી હાલની નિશાળો અને કૉલેજો, આ મનોવૃત્તિ આપણામાં કેળવાય એવું વાતાવરણ ઊભું કરતી નથી.

આપણી વિદ્યાર્થીઅવસ્થામાં ઑક્સફર્ડ જેવું સ્વતન્ત્ર, અને વ્યક્તિગત વાતાવરણ નથી. આપણે ત્યાં બહુ જ ઓછા વિદ્યાર્થી કે શિક્ષકો મૂળકૃતિમાં, કોઇ પણ જાતના અપૂર્વ સર્જનમાં, રસ લે છે. આપણે પરભાષામાં ભણીએ છીએ, આપણું આખું માનસ પરદેશી ધોરણે ઘડવાતું ચોકઠું ઘણી પેઢીઓથી તૈયાર થઇ ગયું છે; અને આ એક મોટો બોજો છે તે કોઇ પણ આજે કબૂલ કરશે. પ્રેરણા સાધારણ રીતે પોતાની ભૂમિમાંથી જ મળે છે અને આપણી કેળવણી આપણને પોતાનાં મૂળ તરફ લઇ જતી નથી. એની પછવાડે, પાશ્ચાત્ય સંસ્કૃતિ માટે જે અંધ-અનુકરણવત્–આદરભાવ છે તે આપણને જુદાં જુદાં ક્ષેત્રોમાં સર્જક થતાં અટકાવે છે; કારણ કે આપણને **મૂળવસ્તુ**ની કિંમત નથી.

આપણને હંમેશ કવિતા શીખવતી વખતે કહેવામાં આવે છે કે સાક્ષરશ્રી—નો આ મત છે કે આમણે આમ વિવેચન કર્યું. કોઇ પણ પૂછતું નથી કે એ ખરું-પણ તમને શું લાગે છે? આપણે જાણીતાં-એટલે ટીકાકારોએ વખાણેલાં-ચિત્ર ખરીદીશું, પણ નવાં ચિત્રોની શી કિંમત કરવી તેની આપણને સહેજ પણ સમજણ નહિ પડે! કદાચ એમની હયાતી સુદ્ધાં સ્વીકારવાની મુશ્કેલીમાં આપણે નહિ પડીએ! આપણે મન તો જાણે ટીકાકારો અને સર્જકો આપણા કરતાં જુદાં જ પ્રાણી ન હોય! અને જો ભાગ્યવશાત્ આપણા મગજમાં આવ્યું કે આપણે પણ ટીકાકાર કે સર્જક છીએ-તો બીજા ટીકાકારોની શી પ્રણાલી

છે, બીજા સર્જકો શું કરે છે, એ ધોરણે આપણે પણ ઘડાઇશું. આપણે ઇંગ્લંડનો ઇતિહાસ, ત્યાં યન્ત્રયુગ કેવી રીતે આવ્યો, રશિયામાં નવો સમાજ કેવી રીતે રચાયો વગેરે ચોપડીઓમાં વાંચીશું–પણ અમદાવાદ કે મુંબઇમાં કેટલી મિલો છે, યન્ત્રની જીવન ઉપર શું અસર છે, આપણે ત્યાં કેવા પ્રકારની મજૂર–ચળવળો છે. વગેરે પ્રશ્નો અહીં રહ્યાંરહ્યાં પણ, જાણે આપણી હવાની બહાર હોય તેમ વર્તીશું. આપણને કાલિદાસ કે વર્ડ્સવર્થ મોઢે હોય છે પણ જીવન્ત કવિતા શું છે, શેમાંથી કવિતા ઉદ્‌ભવે છે, એ જાણે આપણી કલ્પના બહારની વાત હોય એવું બને છે. અને કવિની કુદરત અને આપણે જે કુદરત જોઇએ છીએ તે જાણે ભિન્ન હોય! આ બધાનું કારણ એ છે કે આપણે કૃત્રિમ, અનુકરણે ઘડેલા, માનસિક જગતમાં રહીએ છીએ અને આ કારાવાસની બહાર આપણે નીકળી શકતાં નથી.

આ મનોવૃત્તિ આપણા વાતાવરણથી–પણ મુખ્યત્વે આપણા બાળપણના સંસ્કાર અને આપણી શિક્ષણપ્રણાલીથી–પોષાય છે એવું મારું માનવું છે. આ કહેવામાં મારો આશય એવો હોય જ નહિ કે બધાંએ ઑક્સફર્ડ જવું. ઊલટું, આપણે આપણી સંસ્કૃતિ–આપણા દેશ–કાલને અનુરૂપ–વિદ્યાપીઠો યોજવાની છે અને બહારથી તો માત્ર સાર ગ્રહણ કરવાનો છે.

હવે આપણે વિચારવું રહ્યું કે આપણામાં સર્જનશક્તિની આટલી ખોટ છે તે ગંભીર હોય છે કે નહિ; અને જો આ સ્વીકારાય તો પછી, આપણી કેળવણી અને બીજા સંજોગો, જે આને માટે મોટે અંશે જવાબદાર છે, તેને આપણે શી રીતે બદલીશું.[1]

૧. ૨૮મી નવેમ્બર, ૧૯૩૮–રેડીઓ ટૉક, ઑલ ઇન્ડિયા રેડીઓ: મુંબઈ.

# ભોજો ભક્ત

નવલક્ષ તારા ઊગે અપારા, ભાણ પ્રગટે કોટિ હજારા;
સદ્‌ગુરુ વિના કેદી તિમિર ન ટાળે, મટે નહિ મનકા વિકારા.

(કીર્તન-પદ. ૧)

સંવત ૧૮૪૧માં(ઇ. સ. ૧૭૮૫ )ભોજાનો જન્મ ગંગુબાઇ અને કરસનદાસના કણબી કુટુંબમાં થયો હતો. તેનું બાળપણ કાઠિયાવાડમાં જેતપુર પાસે દેવકીગાલોલ નામે અપ્રસિદ્ધ ગામડામાં પસાર થયેલું. બાર વર્ષ સુધી તેણે અન્ન ખાધું ન હતું પરંતુ દૂધમેર ઊછરેલો એવી લોકવાયકા છે. રામતેવન નામના ગુરુનો તે શિષ્ય હતો. મોટી ઉમરે તેણે "સોહં સોહં" નો અજપાજપ રટવા માંડી તપ કરેલું. છેવટે અમરેલી પાસે ફતેપુરમાં આવી તે વસ્યો. સંવત ૧૯૦૬માં પાંસઠ વર્ષની વયે તેણે વીરપુરમાં દેહ છોડ્યો. આજેય વીરપુરમાં ભોજા ભક્તની નાનકડી દેવડી તેની માળા, ગાદી અને ફેંટો સાચવી રહી છે. તેની પાદુકા પૂજાય છે.

ભોજાના જીવન સંબંધે આપણી માહિતી આમ નહિ જેવી છે. આપણા દેશમાં બંધાવનાર કે બાંધનાર, ઘડાવનાર કે ઘડનારનાં નામોનિશાન પણ જડતાં નથી. મોટાં મોટાં મંદિરો કોણે બાંધ્યાં, સારામાં સારી મૂર્તિઓ કોણે ઘડી, એ પ્રશ્નોના જવાબ આપણી પાસે નથી. વેદ કોણે ઉચ્ચાર્યા એ કહી શકાતું નથી. એ જ

પ્રમાણે ઘણા સાહિત્યકારોનું સાહિત્ય રહ્યું છે પણ તેના સર્જકો જાણ્યા નથી. એથી ભોજા સંબંધે આટલી માહિતી મળે છે એથી સંતોષાવું રહ્યું. ભોજાના જીવનમાં કાંઇ મહાન ચમત્કારે નથી કે કાંઇ મહાઅવતારનાં ચિહ્ને નથી. શાંત સરોવરમાં સુવાસ પ્રસારતા પોયણા જેવું જીવન તે જીવી ગયો છે. સંત તુકારામ પેઠે તેનો જન્મ પણ ઉચ્ચ વર્ણમાં નહોતો થયો. ભક્તમાળને અંતે ભોજો આત્મચરિત્રમાં લખે છે:

નાભો થયા કલ્પવૃક્ષ અનુપ;
કણબી છે કેરડાનું રૂપ.
નાભે ભક્તમાળ ગાઇ છે મોટી;
ને ભોજે ભક્તમાળ ગાઈ છે છોટી.
સંવત અઢાર છાસઠ સંવત્સરે;
ભક્ત કથા ભોજલ આદરે.
માસ માગસર ને પુનમ્ વરતાય;
શુક્રવારે પુરણ થાય.
પિતા કૃષ્ણ ને ગંગાબાઇ માય;
પ્રેમે કરીને લાગું પાય.
કુળ કણબી સાવલિયો છે;
સર્વ સંતનો દાસ જ છે.

આપણા સાહિત્યમાં નરસિંહ મહેતાનાં પ્રભાતિયાં, શામળના છપ્પા, પ્રીતમનાં પદ, ધીરાની કાફીઓ, દયારામની ગરબીઓ અનેરાં ગણાય છે. તેમ ભોજા ભક્તના ચાબખા શ્રેષ્ઠ લેખાય છે. ભોજો અખાના જ્ઞાનમાર્ગનો યાત્રી છે. શૂરવીર પેઠે તેણે સંસાર તજ્યો. હરિજન અને હરિભક્ત થવું તેને ગમ્યું હતું. ભક્તભાવે નિરંજન નિરાકાર બ્રહ્મને પામવાનું તેનું ધ્યેય હતું, વેદાન્તના બ્રહ્મનું સ્વરૂપ સમજી તે જીવનમુક્ત થયો. ભોજાએ નિરાળો પંથ ચલાવ્યો નથી; નહિ તો ગુજરાતમાં કુબેરપંથ, માધવમાર્ગ અને સ્વામીનારાયણ જેવા અનેક પંથ ચાલે છે તેમાં તે એકનો

વધારો કરી શક્યો હોત. મધ્યકાળમાં મોટા રાજ્યની પડતી પછી નાનું રાજ્ય સ્થાપવું જેટલું સહેલું હતું તેટલું જ નાનો ધર્મ-પંથ ચલાવવાનું સહેલું હતું. ભોજાનો ધર્મ એ બહારનો આડંબર કે આચરણ નથી પરંતુ માનવસમાજે માનેલા અચળ નિયમોનું પાલન છે. અંધશ્રદ્ધા તેના ધર્મનું તત્ત્વ નથી. એક જ ધર્મના નિરનિરાળા પંથ અને માર્ગની સામે તેનો સંપૂર્ણ વિરોધ હતો.

એક મહીમાં મતિયા ઘણા, પંથ વખાણે પોતાતણા,
એકનું થાપ્યું બીજો હણે, આપોપું અધિકરું ગણે;
સમજ્યા નહિ સનાતન ધર્મ, કો દખળિયા થઈ બાંધે કર્મ,
(તેમાં) કોક શાક્ત છે કૃપણતણા, એહી મહીમાં મતિયા ઘણા.

× × ×

જ્યાં લગી જીવની જાત જાણી નથી,
ત્યાં લગી તાણમતાણ રહે છે;
આધને વિચારતાં અંત્યે મધ્યે એક છે,
વસ્તુ સાચી તે વેદાંત કહે છે.
જાત જાણ્યા વિના મત પંથ બહુ થયા,
અટકી રહ્યા આંધળા આપ ભૂલ્યા;
વધી ગયા વિવાદમાં તેણે હરિ નાવે હાથમાં,
મેર જવા મત કરે પાય લૂલા.

ભોજાની વાણીમાં અખાના શબ્દ છે એટલું જ નહિ પરંતુ ધર્માંધ પ્રત્યે તેનો રોષ અખાથી જરા ય ઊતરતો નથી. અખો અને ભોજો બંને વેદાંતી છે. એક સોની હતો તો બીજો કણબી છે. એક કારીગર હતો તો બીજો કિસાન છે. બંનેની વાણીમાં ઉગ્રતા છે. ખોટી સહનશીલતાનો દુર્ગુણ એમનો નથી. અખાનો પડઘો ભોજો પાડે છે:

બાવી ત્રેવી ટીલાં કરે, દયા વિનાનું દર્પણ ધરે,
તિલક બનાવી નિર્ખે તન, જાણે થયો હું હરિનો જન.

ભોજાના જીવનકાળમાં (સને ૧૭૮૫[1]–૧૮૫૦) ગુજરાતમાં અને સારાય હિંદમાં શુદ્ધ ધર્મભાવના શૂન્ય નજીક આવી રહી હતી. જ્યાં ત્યાં નવાં મંદિરો અને મહંતો ચોમાસાના ઘાસ માફક ઊગી નીકળતાં હતાં. તે કરતાંયે વધુ પ્રમાણમાં તો નિરક્ષર અને નિર્માલ્ય થતી પ્રજાના નિર્બળ મન ઉપર અંકુશ ચલાવતો, દોરાધાગા અને મંતરજંતરથી નિર્વાહ ચલાવતો, એક અધમ વર્ગ ધર્મને નામે ભીખ રળતો હતો. હલકી કોમમાંથી થતા "બાવા"નો પ્રપંચ ઉઘાડો પાડવા ભોજો કોઈ સુધારક જેટલા જ ઉકળાટથી બોલે છે:

દુનિયા ભરમાવા ભોળી, ચાલ્યો બાવો ભભૂતિ ચોળી રે. ટેક
દોરા ધાગા ને ચીઠ્ઠી કરે બાવો, આપે ગુણકારી ગોળી રે;
અનેક ભતના એવા બને છે, કોઈ કણબી કોઈ કોળી રે. દુનિયા૦
નિત્ય નિત્ય દર્શન નિયમ ધરીને, આવે તરિયાવણી ટોળી રે;
બાઈ બાઈ કહી માન દિયે પણ, હૈયે કામનાની હોળી રે. ,,
ચેલાચેલીને ભેગાં કરી બાવો, ખાય ખીર ખાંડ ને પોળી રે;
ભોજો ભગત કહે ભવસાગરમાં, બાવે માર્યાં બોળી રે. ,,

શરૂઆતમાં ભોજાને પણ કેટલાક ઢોંગી ધતીંગી માનતા. ભોજાને જ્યારે અમરેલી પાસે ફતેપુર ગામમાં લોકોએ લાવી વસાવ્યો તે વખતે અમરેલીનો સૂબો વિઠ્ઠલરાવ દીવાનજી હતો. "સોહં સોહં"ના જપ જપતા ભોજાની કીર્તિ સાંભળી સૂબાએ તેને તાવી જોવાનું નક્કી કર્યું. ભરસભામાં ભોજાના "ચાબખા" સાંભળી વિઠ્ઠલરાવની ખાતરી થઈ કે ભોજો ધૂર્ત કે મૂર્ખ નહિ પરંતુ જ્ઞાનવૈરાગી સંત હતો. ભોજાના ચાબખા એ કૈં હિંદના સાહિત્યના ઇતિહાસમાં નવાઈના ન હતા. મરાઠી સાહિત્યમાં અનંતફંદી (ઈ. સ. ૧૮૧૯) નામનો લેખક તેના "ફટકા"થી

૧. આ જન્મવર્ષ આશરે જણાય છે, ચોક્કસ નથી; મરણવર્ષ નિશ્ચિત થયું છે. બન્ને દિ. બ. કૃષ્ણલાલ મો. ઝવેરીકૃત 'માઇલસ્ટોન્સ'-ની નવી આવૃત્તિમાંથી (પૃ. ૨૪૨) લીધાં છે.—સં. 'મા.'





પ્રસિદ્ધ હતો. ઘણી રીતે હિંદનાં પ્રાંતીય સાહિત્ય સમરેખાએ અને સમકાલીન ઘડાયલાં છે. વિઠ્ઠલરાવને મરાઠી સાહિત્યનું જ્ઞાન હશે તો ભોજાના ચાબખાથી તેને આશ્ચર્ય નહિ થયું હોય.

ભોજાનો સમય ગુજરાતના રાજકીય ઇતિહાસમાં છેક જ અંધાધૂંધી અને જોરજુલમનો હતો. મોગલાઇનાં હાડકાંપાંસળાં તૂટી ગયાં હતાં. અંગ્રેજોએ ફ્રેંચ અને પોર્ચુગીઝ જોડે તાકાત માપી લીધી હતી. ગુજરાતમાં ઠઠ ઠેઠ કાઠિયાવાડ સુધી પીલાજીરાવ ગાયકવાડે પેશ્વાઇથી પોતાનો સ્વતંત્ર મુલક જમાવી લીધો હતો. મરાઠાઓ શૂરવીર તેટલા જ લુચ્ચા અને તેથી ય વધારે લૂંટ અને યેન કેન પ્રકારેણ પૈસાને શોધનાર હતા. ગુજરાતમાં સારામાં સારાં વડનગર અને બીજાં શહેરો તેમણે લૂંટી ખાધાં હતાં. મહારાષ્ટ્રીય ભાવનામાં ભારતીય ભાવના તેઓ ભૂલ્યા હતા. શિવાજીની ગાદી ચિત્પાવન બ્રાહ્મણ પચાવી બેઠા હતા. ભોજાના સમયમાં પુનામાં પેશવાઇનાં પણ વળતાં પાણી થયાં હતાં. કર લેવો, ચોથ ઉઘરાવવી, વેઠમજૂરી કરાવવી અને ત્રાસથી પ્રજાને કાબૂમાં રાખવી એ રાજ્યશાસનનો મર્મ હતો. ધર્મ, સંસ્કાર, સંસ્કૃતિ કે કાંઈ ઊંચા આદર્શ રાજ્યકારણમાં રહ્યા ન હતા. છતાં એ સપાટી ઉપર ખળખળતાં કાળાં પાણી નીચે પ્રજાનો ગરીબ અને મધ્યમ વર્ગ સદ્ધર અને નક્કર હતો. પ્રજાને રાજ્યની ઉથલપાથલ સાથે લેવાદેવા નહોતી. રાજ્ય ઉપર નહિ પણ ધરતી ઉપર પાકતા અનાજ અને વાદળમાંથી વર્ષતા વરસાદ ઉપર તેમનો નિર્વાહ થતો. મુફલીસ થયેલા પ્રજાના નીચા થરમાં ભોજ જેવા ભક્તો ધર્મજ્ઞાન અને નીતિના વિચારો જાળવી રાખતા. આવા છૂટાછવાયા ભક્તોની ઝાંખી જ્યોતે અંધકારમાં ઘણા ખેંચાતા. તેઓના તંબૂરાના તારમાંથી ગેબી સંદેશ સંભળાતો. સંસાર એમને મન સ્વપ્ન હતું અને જીવન—અંતે પંખીના માળા પેઠે સર્વ કોઇ ઊડી જવાનું હતું. મૃત્યુ એ માનવ દેહનું

અંતિમ છે એ સત્ય નજર બહાર ન જવા દેવાતું. આ જન્મના કર્મનો બદલો બીજા જન્મે મળશે એવી ચોક્કસ શ્રદ્ધા હતી.

પ્રાણિયા ભજી લેને કિરતાર, આ તો સ્વપ્નું છે સંસાર. ટેક
ધન દોલત ને માલ ખજાના, પુત્ર અને પરિવાર;
એમાંથી જરા તું એકયો, પછી ખાશ જમના માર રે. પ્રાણિયા૦
ઊંચી મેડી ને અજબ ઝરૂખા, ગોખનો નહીં પાર;
ક્રોડીધ્વજ ને લક્ષપતિ, તેનાં બાંધ્યાં રહ્યાં (ઘર) બાર રે. „
ઉપર ફરેરાં ફરહરે, ને હેઠે શ્રીફળ ચાર;
ઠીક કરીને કાઠડીમાં ઘાલ્યો. પછી વાંસે પડે પોકાર રે. „
સેજ તળાયું વિના સૂતો નહિ, જીવ હુન્નર કરતો હજાર;
ખોરી ખોરીને ખૂબ જળાયો, જેમ લોઢું ગાળે લુવાર રે. „
સ્મશાન જઇને ચેહ ખડકી, ને માથે છે કાઠનો ભાર;
અગ્નિ મેલીને ઊભાં રહ્યાં, અને નિશ્ચય કરે અંગાર રે. „
સ્નાન કરીને ચાલી નીકળ્યાં, નર ને વળી નાર;
ભોજો ભગત કે' દશ દી રોઇને, વળતી મેલ્યો વિસાર રે „

× × × × ×

આ છે પંખાઓનો મેળો રે, આઇઓ હોય ભવ નહિ ભેળો રે. ટેક
ચારે દિશેથી ચાલી મળ્યાં ને, ખૂબ બન્યો ભેળો રે;
જૂજવાં જૂજવાં ઊઠી જશો, પછી દઈને હુમેલા રે, ૧.

ભોજાના સાંસારિક જીવનની આપણને સહેજ પણ માહિતી નથી. એ બાળબ્રહ્મચારી હોવાની એક માન્યતા છે, પરંતુ એની કેંજ સાક્ષી નથી. ઊલટું, સંસારનો લહાવો તેણે લીધો લાગે છે. મીરાંની માફક ભોજાના આંતરજીવનનો ઊકેલ સહેલ નથી. ભોજો પરણ્યો હોય યા ન હોય પરંતુ જાને તો ગયો છે. ગરીબ-ના સંસારની વિટંબણાનો તેને સંપૂર્ણ ખ્યાલ છે. અભણ સ્ત્રી અને છોકરાંની ઝાંઝરથી કંટાળેલા ભોજાએ સંસાર ત્યજ્યો હોય એ સંભવિત છે. તેણે દોરેલું કુટુંબનું ચિત્ર જોનારને

દેશની ઘણી ઝૂંપડીઓમાં જડશે. ભોજાનું વર્ણન મનોહર નથી પણ વાસ્તવિક છે. સાહિત્યમાં સૌન્દર્ય શોધનારને તે મુગ્ધ નહિ કરે, પરંતુ સાહિત્યમાં સમાજ અને સંસારનું પ્રતિબિંબ ખોળનારને તો તે બેશક આકર્ષશે. અર્વાચીન સાહિત્યમાં ચિત્રાના પ્રેમના કે દેખાડાતા ખૂનામરકીના પ્રસંગો કરતાં તે અનેક રીતે સારું છે.

રે મેં દુઃખ દુનિયાનાં ભાળ્યાં, પરણી નારી પિયેર મેલી વાળી રે. ટેક.
એક જ માગે ભમરડોને, બીજો તે માગે ભાળી રે;
ત્રીજો રે કહે મને ડગલી શીવડાવો, ને ચોથો લે છે પેટપાળી રે. મેં૦
કડલાં ઘડાવું ત્યારે કાંબીઓ રે માગે, ને વીંટી ઘડાવું ત્યારે વાળી રે;
આઠ જ પહોર મને જંપવા ન દે, એનાં પાંજરિયાં મેલ પરનાળી રે. „
વહતી રે સૂવે ને વહતી રે ઊઠે, કછ્યામાં છે કારી રે;
ઊજળાં મુખ એનાં કદી યે ન દીઠાં, એ તો આઠે પહોર ઓશિયાળી રે. „
બારણે રે આવ્યા પાંચ પરણા ને, ઘઈ તે ઘરમાં પેઠી રે;
છોકરાં તો ધમચી મચાવે ત્યારે, ચૂંટલા લે છે તાણી તાણી રે. „
પહોળું લઈને મેં તો પિયર વળાવી, ને દુઃખડાં મેલ્યાં ટાળી રે;
ભોજો ભગત કહે ગુરુ પ્રતાપે, કદીએ ન પરણું આવી નારી રે. „

સાહિત્યની દૃષ્ટિએ ભોજામાં ઊંચું કવિત્વ નથી. પરંતુ આજના નવા તોલમાપથી જૂના લેખકોની કિંમત આંકવી અયોગ્ય છે. અર્વાચીન કાળ સુધી પદ્યમાં જ સંસ્કૃત સિવાય સઘળું સાહિત્ય લખાતું. કવિતાની પદ્ધતિ, શૈલી અને ભાષા પણ રૂઢ થઈ ગઈ હતી. પુનરપિ આલેખન એમાં ય જ્ઞાન અને પાંડિત્ય સમાતાં. કહેલું કહેવું એમાં નાનમ નહોતી. શ્રુતિ અને સ્મૃતિરૂપે જે પ્રજા ધર્મજ્ઞાનનો ગંગાપ્રવાહ વહાવ્યે રાખતી તે પ્રજાના માનસને અનુરૂપ એ કવિઓ હતા. નવું ઉપજાવવા કરતાં પુરાણું સાચવી રાખવામાં મધ્યકાળની મહત્તા હતી. નવી કલ્પના, નવા વિચાર, નવા અલંકાર, રસ કે છંદની વિવિધતા ભોજાની કવિતામાં શોધનારનો પ્રયાસ અફળ છે. સરવડું, તિથિઓ,

વાર, મહિના, કીર્તન, પદ એ સર્વ કવિતાના પ્રકાર હતા અને ધર્મજ્ઞાન પ્રસારવાની રીતો હતી. આ વિવિધતા વૈષ્ણવ સંપ્રદાયને આભારી છે. ભોજાનાં પ્રભાતિયાં નરસિંહ મહેતાનાં પડછાયા જેવાં છે; તેનાં પદ પ્રીતમનાં પડઘા જેવાં છે અને સવૈયા નીરસ છે. પરંતુ આથી એટલું તો સ્પષ્ટ છે કે આજની વ્યાખ્યા પ્રમાણે ભોજો ભણેલો ન હતો છતાં ય તેને પરાપૂર્વના પ્રાંતીય સાહિત્યની અને જ્ઞાનની માહિતી તો હતી જ. આજના ભણતરમાં પણ બીજાના ઉપજાવેલા જ્ઞાનને ગ્રહણ કરવા સિવાય બીજું શું છે? જે જમાનામાં પુસ્તકોનો પ્રચાર ન હતો, જ્ઞાન લેવાનાં સાધનો નજીવાં કે ન હતાં તે જમાનામાં આપણે નરસિંહ મહેતાનાં પ્રભાતિયાંથી માંડી પ્રીતમનાં પદના અનુકરણ સુધી યત્ન કરનાર પ્રત્યે નમી રહેવાય છે. સાહિત્યનાં આવાં પૃથક્ અંગોની માહિતી ઉપરાંત "ચાબખા" જેવું નવું રૂપ તેણે ઘડ્યું છે.

ભોજાના ચાબખામાં સંસારનું સત્ય સ્વરૂપ અને તેની આંટીઘૂંટી આલેખાયલી છે. તે જીવતરમાં ન ગમે એવાં દશ્યો તરફ આંખ મીંચનારની આંખ ઉઘાડવા પ્રયત્ન કરે છે. તેના ચાબખામાં હૂબહૂ વર્ણન છે એથી એની કર્કશતા ઢંકાઈ જાય છે. સ્મશાનગમન કે ગૃહક્લેશ જેવા ચાબખામાં તે જમાનાની છબી છે. ધીરે કે આડે ચીલે ચાલતા ગાડાના બળદને જેમ ચાબકાથી ગતિમાન કરાય છે તેમ ભોજાની કડકાઈભરી ભાષાથી અવળે માર્ગે જતા જીવનપંથીઓને સાચે માર્ગે રાખવાનો ઉદ્દેશ એ ચાબખામાં છે. ભોજો કંઈ પંડિતોની સભામાં વાદવિવાદ નહોતો કરતો કે બુદ્ધિમાનો સમક્ષ પોતાના જ્ઞાનનું પ્રદર્શન પણ કરતો નહોતો. બ્રાહ્મણ જ ગુરુ, સાધુ કે ઉપદેશક થઈ શકે એ જડ માન્યતાનો નકારાત્મા ભોજો છે. વરતા( સોળમી સદી )થી

આંઠી ભોજા સુધી અનેકાનેક [1]અબ્રાહ્મણ સંત અને સાહિત્યકાર ગુજરાતમાં થઈ ગયા છે.

ભોજાના કાળ પહેલાં આપણા સાહિત્યમાં એક નવો લહેકો આવ્યો હતો. મોગલ રાજ્યના સમયમાં ફારસીથી અજ્ઞાન નોકરોએ કામચલાઉ મિશ્રભાષા ઉપજાવી હતી જે પાછળથી ઉર્દૂ તરીકે ગણાઈ છે. એ ભાષાની અસર ઉત્તરમાં જાત્રાનાર થયેલી સજ્જ હોવી જોઈએ. બદરીનાથ, હરદ્વાર કે કાશીથી રામેશ્વરમ્ અને પુરીથી વૃંદાવન કે દ્વારકાં સુધી રખડતા સાધુવૈરાગીઓમાં—પછી તેઓ ગમે તે જાતભાતના હોય છતાં ય—એક હિંદુસ્તાની જેવી સામાન્ય ભાષા પ્રચલિત હતી અને તે આજે ય છે. તુલસીકૃત રામાયણ આવી જ હિંદી ભાષામાં લખાયું છે. ઉત્તરની એ સાધુવૈરાગીની ભાષાનો સ્પર્શ ગુજરાતી સાહિત્યને પણ થયેલો છે. એને પરિણામે એક સુંદર "કવિત"નો પ્રકાર ભોજાના પદ અને કીર્તનમાં જડે છે.[2]

સંતો દિયા રે અગમપરા ડેરા.
પિયા પિયાલા જેણે પ્રેમરસકેરા, નાથકું નિરખ્યા નેરા. સંતો૦
પ્રીત લગી પરમેશ્વર સાથે, વરીને ચૂકવિયા ફેરા;
નરતે ને સરતે નજરે આવ્યા, મટ્યા રે અસંખ્ય અંધેરા. સંતો૦

વ્રજ અને હિંદી ભાષાનો સંસર્ગ તો ગુજરાતીને મીરાંબાઈના વખતથી છે. હિંદી ભાષામાં લખતા પ્રેમાનંદ પણ લલચાયો

૧. આ વિશેષણ વાપરવામાં વિદ્વાન લેખક અજાણે અત્યુક્તિ કરે છે. મધ્યકાલીન સાહિત્યની શક્તિઓને ન્યાયપૂર્વક લક્ષમાં રાખીને પણ કહીએ તો સન્ત અને સાહિત્યકાર તરીકે ગણનાપાત્ર ગુજરાતી કવિઓ બ્રાહ્મણ-અબ્રાહ્મણ મળીને પણ પૂરા બે કોડી નહિ થાય; તો પછી એકલા અબ્રાહ્મણો 'અનેકાનેક' શી રીતે થવાના? —સં. 'આ.'

૨. આ કંડિકામાંનાં ઉર્દૂ તથા તુલસી વિશેનાં વિધાન ચર્ચાસ્પદ છે. —સં. 'આ.'

ઝણુાટી છે. તે લક્ષ્યવેધી છે. " ગંગા ને જમના જળ જેને ઝીલવાં હોય તે બીજાં છીછરાં નીરમાં કયમ ના'ય. "

ભોજા જેવા સંસારવિરાગી આત્માને અગમનિગમ સહેલ છે. નિઃસ્પૃહતા તેનો આદેશ છે. સાહિત્ય રચવાનો તેનો ઉદ્દેશ નહોતો. તેની ભાષા લીસી નથી, તેના શબ્દોમાં ચળકાટ નથી, એ તેની ઊણપ નહિ પરંતુ તેનું વ્યક્તિત્વ છે. છતે દેહે તેને વિદેહી થતાં આવડયું છે. હરિ તેને મન રવિકિરણુ જેવો છે. " एकोऽहं बहु स्याम् ! "

જંગલ વિ૦ બાગ

કવિતા કરવી એ સ્વાભાવિક છે તથાપિ તેને માટે નિયમો અને ગણાદિનો જે સિદ્ધાંત પ્રાચીન વિદ્વાનોએ નક્કી કરેલો છે તે જાણવો પણ અવશ્યનો છે, કારણ કે રાગડા ખેંચવામાં જ કંઇ કવિતા થઇ જતી નથી. દુનિયાનાં જંગલોમાં બધી જાતની વનસ્પતિ થાય છે પરંતુ બાગની રચના માટે નિયમો અને ગોઠવણો હોય છે. એ ગોઠવણો અને નિયમો પ્રમાણે કારીગર માળીએ બનાવેલો બાગ જ મનોહર થાય છે તેમ ગમે તેવી કુદરત હોવા છતાં પિંગળના જ્ઞાન વગર બનાવેલું કાવ્ય જંગલના છોડ જેવું થાય છે. ( 'સમાલોચક '- પુ. ૮, અં. ૪માંની ' રણુપિંગળ 'ના પ્રથમ ભાગની અવલોકનનોંધમાંથી)

નન્દકિશોર નાનાલાલ મજમુદાર

# સિમલાની
## સહેલગાહ

ભાઈશ્રી વજુભાઈ

અમારા અતિશય આગ્રહ છતાં તમારી "ના"ની હા તો ન જ થઈ અને અમારી સાથે ન આવ્યા. પણ તમે જો જીદ છોડી આવ્યા હોત તો શી મઝા પડત તેનો તમને સહેજ ખ્યાલ આપવા, અમારી મુસાફરીનો ટૂંકો અહેવાલ લખી જણાવું છું અને મને ખાત્રી છે કે તે વાંચતાંની સાથે જ તમારી જીદ માટે તમને પશ્ચાત્તાપ થયા વગર રહેશે નહિ. સાથે સાથે મહાગુજરાતના જાણીતા સાહિત્યકાર અને અધ્યાપક શ્રી હરિરાય પંડિત જે થોડો વખત ગૂમ થઈ ગયા હતા એવી અફવા ઊડી હતી તે કેવી રીતે અને ક્યાં ગૂમ થઈ ગયા હતા તે જાણી આનંદ થશે.

હું, નવીનચંદ્રભાઈ, પ્રભાભાભી અને કુમાર રાત્રે ફ્રન્ટીયર મેલમાં નીકળ્યા તે તો તમે જાણો છો. નવીનભાઈના પરમ મિત્ર પ્રો. હરિરાય પંડિત સુરતથી અમારી સાથે જોડાયા. બીજે દિવસે રાત્રે દિલ્હીના સ્ટેશન પર એક કલાક મોડી થઈ, ત્રીજે દિવસે સવારના કાલકા પહોંચ્યાં ત્યાં સુધી કૈં પણ જાણવા લાયક બન્યું નહિ. હા, હરિરાયજી અખંડ ખાદીધારી અને ચુસ્ત સિદ્ધાંતવાદી એટલે દેશમાં લોકો ભૂખે મરતા હોય

ત્યારે સિમલાની સહેલગાહે જવું અને તે પણ સેકંડ ક્લાસના પૈસા નકામા રેલ્વે કંપનીને વધારે શા માટે આપી દેવા એમ માની આમ વર્ગમાં જ મુસાફરી કરતા હતા એટલું બનેલું. પરંતુ વસ્તુતઃ તો આમ વર્ગમાં સૂતા જ હતા. કારણ દિવસનો આખો વખત અમારી સાથે જ સેકંડમાં એમની નીરસ વાતો કરી વ્યતીત કરતા.

સિમલા જવા માટે કાલકાથી એક નાની પર્વત પર જતી જુદી લાઇન છે. તેમાં બે પ્રકારની ગાડી હોય છે. એક આપણી આગગાડી જેવી પણ નાની અને બીજી રેલ-મોટર જેમાં માત્ર પહેલો વર્ગ હોય છે. આ ગાડી દેખાવમાં ઘણી સુંદર લાગે છે. એક જ ડબ્બો અને તે પણ આગળ પાછળ કઠેરાવાળો એટલે નવી બાંધણીની બસ જેવી જ લાગે છે. સાધારણ ગાડી કરતાં આ રેલ-મોટર અર્ધો કલાક વહેલી ઉપડી વેગ વિશેષ હોવાથી અઢી કલાક વહેલી સિમલા પહોંચે છે. અમારે બધાને રહેવા માટે હોટલ વગેરેની વ્યવસ્થા કરવાની હોવાથી નવીનભાઇ એકલા રેલ-મોટરમાં પહેલા ઉપડી ગયા. હું, પ્રજ્ઞાભાભી, કુમાર અને હરિરાયભાઇ આગગાડીમાં સીમલા ગયા. હરિરાયભાઇ આ વખતે પણ અમારી સાથે જ અમારા ડબ્બામાં બેઠા હતા.

કાલકાથી સિમલા સુધીનું અંતર ફક્ત ૬૦ માઇલ છે; પરંતુ ૫૧૨૫ ફીટ ઊંચે જવાનું હોવાથી ગાડીને સિમલે પહોંચતાં સાડા છ કલાક થાય છે. લગભગ ૧૦૩ બુગડામાંથી ગાડી પસાર થાય છે. રસ્તો ઘણો વાંકોચૂકો છે. દાદરનાં પગથિયાં જેવા, એક વળાંક પરથી બીજા પર જતા, નીચે પસાર કરેલા અને ઉપર જવાના રસ્તાનું દૃશ્ય રમણીય લાગે છે. મનુષ્ય કે આધુનિક વિજ્ઞાન કુદરત ઉપર કેટલો કાબૂ મેળવી શકે છે તેનો પૂરેપૂરો ચિતાર નજરે પડે છે. બે પર્વતોની અણીઓ વચ્ચે બાંધેલ પૂલો જોઇ તે બનાવનાર વ્યક્તિ અને તેના સાહસ માટે

ખરેખર માન ઉપજે છે. એક ફ્રેંચ ઇજનેરે આ રેલવે બાંધી. કામ અર્ધા ઉપરાંત થયા પછી તેને એમ લાગવા માંડ્યું કે પોતે એ પૂરું નહિ કરી શકે શકે. એ ચિન્તામાં તેણે મનનું સમતોલપણું ખોયું ને આપઘાત કર્યો. તેની પત્નીએ બાકી રહેલું કામ પાર પાડ્યું.

## સાક્ષર બન્યા રસોયા

આ પ્રમાણે સૃષ્ટિસૌંદર્ય નિહાળતાં નિહાળતાં, એક પર્વત પરથી બીજા પર્વત પર જતાં, જુદાં જુદાં સ્ટેશનો પસાર કરતાં, આબોહવાના તફાવત અનુભવતા, સિમલા હોટેલ અને જમવાની સગવડ માટે અનેક તર્કવિતર્ક કરતા હતા ત્યાં સિમલાથી ત્રીજા સ્ટેશન જીતોગ પર ગાડી આવી ઊભી. ગાડી ઊભી રહેતાંની સાથે જ યુનિફોર્મમાં સજ્જ થએલ એક માણસ હાથમાં ચોપડો લઇ અમારા ( સેકંડ ક્લાસના ) ડબ્બામાં દાખલ થયો. દૈવયોગે હરિરાયભાઇ બારણા પાસે બેઠા હોવાથી એમનાથી જ શરૂઆત કરી. હરિરાયભાઇ તો એને ડબ્બામાં દાખલ થતા જોઇને એકદમ ઊભા થઇ ગયા; અને એમના શરીરમાં જે કાંઇ પણ રક્ત હતું તે અદશ્ય થતાં એકદમ રૂની પૂણી જેવા તદ્દન ફિક્કા પડી ગયા. પેલા ગૃહસ્થે એમનું નામ પૂછતાં હરિરાયભાઇને લાગ્યું કે " આ તો માળો કળી ગ્યો " એટલે ગભરાયા, અને થરથરતે અવાજે ટૂંકમાં જવાબ આપ્યો " હરિશંકર મહારાજ." પેલાએ પ્રશ્નાવળી આગળ ચલાવતાં એમનો ધંધો પૂછ્યો. હરિરાયભાઇને એકાએક કૈં સૂઝી આવ્યું હોય એમ લાગ્યું અને ખોંખારો ખાઇ અવાજ મોટો કાઢવાનો પ્રયત્ન કરતાં અંગ્રેજીમાં બોલ્યાઃ " હું રસોઇનો ધંધો કરું છું, આ લોકોનો ભટ છું, એમને નાસ્તો આપવા અહીંઆ આવ્યો છું " પછી હિંમત આવતી હોય એમ બતાવતા અદબ છૂટી કરી, ગજવામાં હાથ નાંખી કાંઇ કાઢવા જતા હતા એટલામાં ' સેંપડ કઢાવ્યા હતા કે નહિ, અને કઢાવ્યા હોય તો છેલ્લા

ક્યારે કઢાવ્યા હતા.' એ પ્રશ્ન પૂછી એમનો જવાબ મળી જતા પેલો માણસ અમને પ્રશ્નો પૂછવા લાગ્યો. હરિરાયભાઇને લાગ્યું કે ટિકિટ કાઢતાં વખત લાગવાથી વખતનો ઉપયોગ કરવા અમને પ્રશ્નો પૂછતા હતા. અમારું નામ ઠેકાણું વગેરે નોંધી પેલો ઇન્સ્પેક્ટર ચાલ્યો જતો હતો, પણ દરમ્યાનમાં હરિરાયભાઇએ ગજવામાંથી જૂનું મેલું ચામડાનું પાકીટ કાઢી, તેમાં સાચવી રાખેલી ટિકિટ સંભાળથી બહાર કાઢી, હાથમાં તૈયાર રાખી હતી તે પેલાને હિંમતભેર બતાવી. એ ભાઇએ ઉત્તર આપ્યો કે હું તો "વેક્સિનેશન ઇન્સ્પેક્ટર છું. મારે એ જોવાની જરૂર નથી" અમે તો આ સાંભળી ખડખડ હસી પડ્યાં. ટિકિટ તપાસનાર માની મહાગુજરાતના સુપ્રસિદ્ધ સાહિત્યકાર અને અધ્યાપક શ્રી હરિરાય પંડિતે રસોઇનો ધંધો અપનાવ્યો 'પણ આ તો इदं तृतीयम् નીકળ્યું. અને સરકારને દફતરે હરિભાઇનું નામ હરિશંકર ભટ્ટ તરીકે ચઢ્યું એટલું જ નહિ પણ અમે બધા પણ ત્યારથી એમને હરિશંકર ભટ્ટ કે મહારાજ એવું નામ આપી એ જ નામે એમને સંબોધવા લાગ્યા.

અમે આમ હસવામાંથી પરવાર્યા ન હતા એટલામાં સિમલા આવી પહોંચ્યું અને અમારું સ્વાગત કરવા આવ્યા હોય એમ નવીનભાઇ ડબ્બા પાસે આવી ઊભા.

### રૉયલ હિંદુ હોટલ

સ્ટેશન પર ઉતરતાંની સાથે જ, ગોકુળમથુરા જેવાં હિંદુસ્તાનનાં જાત્રાનાં સ્થળોમાં ચોબાઓ અને ગોરોના ત્રાસનો ખ્યાલ આવ્યો. અહીંઆં હોટલના માંણસો, એકબીજાની ખામીઓ અને ન્યૂનતાની અતિશયોક્તિ કરી પોતાની જ હોટલમાં લઈ જવા અસહ્ય આગ્રહ કરી, ચોબાઓ જેટલો જ બલકે તેનાથી વિશેષ કંટાળો ઉપજાવે છે. અમારે માટે તો નવીનભાઇએ ધ રૉયલ હિંદુ હોટલમાં ગોઠવણ કરી જ રાખી હતી એટલે એ હોટલ-

વાળાના કહેવા મુજબ મજૂરોને સામાન સોંપી હોટેલ પર ગયા.

સ્ટેશનની નજીક મોલ અને લોઅર બઝારની નીચે રિપન હૉસ્પિતાલ અને મોટરના સ્ટેંડની પડોશમાં તે આવેલી છે. સામે રેલ્વેનું ગુડ્ઝ યાર્ડ, દૂર જરા પશ્ચિમ તરફ તારાદેવી અને પૂર્વ તરફ પતીઆળાના મહારાજાના મહેલની રોશની રાત્રે નજરે પડે છે. રાત્રિના ધુમ્મસ કાપતો અને ઠંડીમાં ઉષ્ણતાની આશા આપતો અરુણોદય સામેની ખીણોમાં ઘણો આહ્‌લાદજનક લાગે છે. વરંડામાંથી જમણા હાથ પર નજર નાંખતાં લશ્કરી ખાતાની હેડ ઑફિસ, રેલ્વે ઑફિસ ને દૂર પણ જરા ઉંચાણ પર આવેલો એસેમ્બલી હૉલ ડોકીઉં કરતાં નજરે પડે છે.

નવીનભાઇએ અમારે માટે બીજે માળે બે ઓરડાની વ્યવસ્થા રાખી હતી. એક ઓરડામાં કુટુંબ સાથે રહેવાય તેવા બે ખંડ હતા. બીજામાં એક જ ખંડ હતો, જેમાં મેં અને અમારા હરિશંકર મહારાજે ઉતારો રાખ્યો હતો. પરંતુ વસ્તુત: અમારો ઓરડો એટલે દીવાને ખાસ, દીવાનખાનું, દરબારગૃહ, જે કહો તે; કારણ કે રાત્રે સૂવા સિવાય બાકીનો બધો વખત સૌ અમારા જ ઓરડામાં ગાળતાં. કોઇ મળવા આવે તો અમારો જ આશ્રમ એને આવકાર આપતો. કોઇ કાંઇ વેચવા આવે તો અમારે ત્યાં જ એની સર્વે વસ્તુઓનું પ્રદર્શન ભરાતું; એટલું જ નહિ પણ રોજ જમવા માટે પણ બધાં અમારા જ નિવાસમાં બેસતાં. અમારા વરંડામાં ઊભા રહી નીચે રસ્તા પરથી, માલ-સામાન પોતાના વાંસા પર લઈ, ચોપગા જનાવરની માફક વાંકા વળી, લાકડીનો ટેકો લઇ ઊંચાનીચા ડુંગરાળ રસ્તા પર ચઢતા ઉતરતા પહાડી લોકોને જોતાં જોતાં પહેલો દિવસ તો પૂરો થઈ ગયો.

બીજે દિવસે સવારમાં મહાકાકાજી, કુમાર, હરિભાઇ અને હું સિમલાની ગાઇડ ખરીદવા નીકળ્યાં. નવા આગંતુકો હોવાને

કારણે રસ્તાના અજાણ્યા હોવાથી ઊલટે રસ્તે ઊતરી પડયા. અર્ધો કલાક ચાલ્યાં છતાં પણ પુસ્તકની દુકાન ન મળી. સારે નસીબે એક ગૃહસ્થ મળી જવાથી તેણે અમને યોગ્ય સ્થળે દોરવ્યા. દુકાનમાં જઇ પુસ્તકનો ભાવ પૂછતાં રૂપીઆ ૪)ની કિંમત બતાવવામાં આવી. અને તે પણ એક જ પ્રકાશન હોવાથી બીજી એ વિષયની સસ્તી ચોપડી નહિ મળે એમ કહેવામાં આવ્યું. આથી રૂપીઆ ૪) આપી અમે ગાઈડ ખરીદી આગળ ગયા. થોડુંક ચાલ્યા ત્યાં પુસ્તકની બીજી દુકાન આવી. મને ભાવ પુછવાનું મન થતાં મેં અંદર જઇ ભાવ પૂછયો, જે પુસ્તક અમે રૂપીઆ ચાર આપી ખરીદી લાવ્યા હતા. તેની કિંમત અહીં માત્ર રૂપીઆ બે કહી. અમારા હરિશંકર મહારાજને તો લાગ્યું કે xxxમાં અધ્યાપકનો ધંધો છોડી અહીંઆં ચોપડીની દુકાન કાઢી હોય તો એકના બેવડા તો સહજમાં મળે. વધારે માટે તો દુકાનદારની હિંમત પર આધાર. આમ વાતો કરતા અમારી હોટેલ તરફની દિશામાં ચાલતાં લોઅર બઝારમાંથી પસાર થઇ કુલ્લે દશેક મિનિટ માંડ ચાલ્યા હઇશું ત્યાં અમારી હોટલ નજરે પડી. અમે ઊંચાણવાળા રસ્તે હોવાથી પગથિયાં ઉતરી હોટેલમાં દાખલ થયા. જો આ રસ્તો પહેલાં પકડયો હોત તો નકામી ત્રણ માઇલની મજલ ન કરવી પડત. પણ ખેર ફરવાનું મળ્યું ગણી મન વાળ્યું.

## રિજ, બેંડસ્ટેંડ વગેરે

સિમલામાં અને એની આસપાસ જોવા લાયક અને ફરવા લાયક સ્થળો જોઇએ તેટલાં છે. અમે સવાર સાંજ જુદાં જુદાં સ્થળો જોવા નીકળી જતાં. એક દિવસ સાંજે લોઅર બઝારમાં થઇને મૉલ પર પહોંચી ગયા ત્યાંથી ઉપર ' રિજ ' પર ગયા. ત્યાં બેન્ડ સ્ટેન્ડ પર ઊભા રહી ઉત્તર તરફ દૂરથી દેખાતાં બરફથી ઢંકાયલાં હિમાલયનાં શિખરો જોયાં. પશ્ચિમ તરફની દિશાએ મૉલ

પર જ આગળ ચાલ્યા. ફરતાં ફરતાં રસ્તામાં એસેમ્બલી ચેમ્બર્સ રેલ્વે ઑફિસો, રેવન્યુ ખાતાના મધ્યસ્થ બોર્ડની ઓફિસો અને ખેતીવાડી ખાતાની કચેરી પસાર કરી સિમલાની સુપ્રસિદ્ધ, અને રાજારજવાડા તેમ જ મહાન રાજદ્વારીઓનું પ્રિય નિવાસ-સ્થાન સેસિલ હૉટેલ લગી આવી પહોંચ્યા. રસ્તામાં દૂરથી દેખાતાં, નીચેની ખીણોમાં જગવિખ્યાત એનંડેલનું ઘોડદોડનું મેદાન જોયું. આટલું બધું ફર્યા પણ રસ્તામાં રિકશા સિવાય ગાડી મોટર કે બીજું કોઇ પણ વાહન નજરે ન પડ્યું. તપાસ કરતાં માલૂમ પડ્યું કે સિમલાની હદમાં માત્ર ત્રણ મોટર ફરી શકે છે. એક તો વાઇસરૉય સાહેબની પોતાની, ('બડા લાટ' ની ) બીજી છોટા લાટ એટલે પંજાબના ગવર્નરની અને ત્રીજી લશ્કરી ખાતાના સર્વાધિકારી એટલે કમાન્ડર ઇન ચીફની—જંગી લાટની. આ નિયમનો એક જ અપવાદ બન્યો છે. ગાંધીજી જ્યારે સિમલે ગયા ત્યારે તેમને મોટરમાં ફરવાની છૂટ હતી એટલું જ નહિ પણ છોટા સિમલા જવાના નીચેના રસ્તા પર વાહન જવા દેવા જે કઠેરાઓ બાંધ્યા છે તે સર્વ કાઢી નાખવામાં આવ્યા હતા, જેથી એમની મોટર ઠેરેઠેરેક રસ્તા પર ફરી શકતી હતી.

### થૂંકવાની ખાસ સગવડ

રસ્તામાં થૂંકવા સામેના શહેરસુધરાઇના પ્રતિબંધે અમારું ધ્યાન ખેંચ્યું. કારણ રસ્તામાં થૂંકનારને સિમલામાં સજા થાય છે. લોકોને થૂંકવા માટે થોડે થોડે અંતરે કઠેરે બાંધેલી કે ભીંતમાં લટકતી ટાંગેલી થૂંકદાનીઓ રાખવામાં આવી છે. આ નિયમનો ભંગ કરનારને પોલિસ તુર્ત જ પકડે છે. એ જ પ્રમાણે રાજમાર્ગમાં ચાલવા માટે અમુક શિષ્ટાચારનું પાલન કરવું પડે છે. રસ્તાની જમણી બાજુ કે વચ્ચોવચ કોઇ પણ શખ્સ ચાલતો દેખાય તો તુર્ત જ પહેરા પરનો સિપાઇ 'બાંયે હાથસે ચલો 'ની બૂમ મારે છે.

સિમલાની આજુબાજુ ઘણાં ગિરિશિખરો છે. આમાં જાક્રો અથવા જાકુ નામનું સ્થળ જોવાલાયક છે. આશરે ૮૦૦૦ ફીટ ઊંચાઇએ જાકુ શિખર ઉપરનું સ્થળ મનોહર છે. ત્યાં હનુમાનનું મંદિર છે. ચઢવાના રસ્તા પર તેમ જ ઉપર વાનરોની ઘણી વસ્તી છે. એમના લાગા તરીકે એમને માટે ખાવાની કૈં વસ્તુ ન રાખી હોય તો સાજાસમા ઉપર ચઢવું મુશ્કેલ થઇ પડે. રિજ પર રેલ્વે લાયબ્રેરી પાસેથી જાકુનો રસ્તો શરૂ થાય છે. અમે બધાં નાના કુમાર સહિત જાતે ઉપર ચઢી ગયાં હતાં પરંતુ અમારા હરિશંકરભાઇને તો એમની નાજુક તબિયતને લીધે બાબાગાડી જેવી રિકશામાં જ ઉપર ચઢાવવા પડ્યા હતા.

એ જ દિશામાં જરા ઉત્તર તરફ એલિસિયમ હિલ નામની બીજી ટેકરી છે. ત્યાં હાલમાં ઘણા બંગલા બંધાઇ ગયા છે. ઉપર આ ટેકરીની ટોચ પરથી જોતાં દૂરનાં બરફથી ઢંકાયલાં ગિરિશૃંગોનું દૃશ્ય અલૌકિક છે.

## તારાદેવીનું ડેરીફાર્મ

સિમલાથી ૭ માઇલ દૂર નીચે દક્ષિણમાં તારાદેવી નામનું એક સુંદર ગામ છે. કાલકા સિમલા લાઇન ત્યાંથી પસાર થતી હોવાથી સ્ટેશન પણ છે. અમે ત્યાં મોટરરસ્તે ગયાં હતાં. રેલ્વે લાઇનની ઉપર એક નાની ટેકરી પર, ઘણું જોવાલાયક કેવેન્ટરનું ડેરીફાર્મ બાંધેલું છે. આમાંથી સિમલાના મોટા ભાગની વસ્તીને સવાર સાંજ દૂધ પૂરું પાડવામાં આવે છે. અહીંઆં દૂધ દોહવાયા પછી, એને પાશ્ચરાઇઝ કરી બાટલીમાં ભરવામાં આવે છે તેમ જ દૂધમાંથી ક્રીમ કાઢી, બાટલીમાં પેક કરી રેફ્રિજરેટિંગ રૂમમાં મૂકતાં લગી શી શી ક્રિયાઓ થાય છે તે, એમ સઘળું અમને બતાવવામાં આવ્યું. ગાય વગેરે ઢોરોને રાખવા માટેની વ્યવસ્થા જોઇ. એક ગાય રોજનું ૫૫ રતલ દૂધ આપતી હતી

તેને જોઇ. ૧૦થી ૧૨ ફીટ લાંબા અને તેજ પ્રમાણમાં પહોળા હોઇ હૃષ્ટપુષ્ટ દેખાતા બે આખલાઓએ અમારું ખાસ ધ્યાન ખેંચ્યું. આમાંનો એક વિલાયતમાં આવેલા એશાયર નામના પરગણાનો અને બીજો સ્વીડનનો હતો. બંને લોખંડની જાડી સાંકળથી બંધાયેલા હોવા છતાં અમે સૌ ડહાપણપૂર્વક એ પ્રચંડકાય ઉગ્રચક્ષુ પશુરાજોથી 'નવ ગજના નમસ્કાર' જેવે અંતરે જ રહ્યાં હતાં. આપણા દેશમાં એમનો જોટો જવલ્લે જ જોવા મળે છે.

સિમલાની પશ્ચિમે સમર હિલ નામની એક ટેકરી છે. ત્યાં વાઇસરૅાય સાહેબ સિમલાના પોતાના મુકામ દરમ્યાન રહે છે. તેમનો મહેલ, એ ત્યાંનું ખાસ આકર્ષણ છે. હરિશંકરભાઇ એટલું અંતર ચાલી શકે એમ ન હોવાથી અમે આગગાડીમાં સમર હિલ ગયા. ત્યાંથી હરિશંકરભાઇ માટે ફરી એક વાર બાબા-ગાડી ભાડે કરી અમે પગે ચાલતા વાઇસરીગલ લૉજ પાસેથી પસાર થતાં બહારથી એ જોયો. વાઇસરૅાય સાહેબ સિમલામાં ન હોય ત્યારે જ અને તે પણ પ્રથમથી પરવાનગી મળી હોય તો જ મહેલ અંદરથી બતાવવામાં આવે છે. અમે જે માસમાં સિમલે હતા, એ માસમાં બડા લાટની સવારી ત્યાં જ, એટલે મહેલ તો નહિ પણ તેમને પંડને લક્કડ બજારને નાકે જોએલા; તેમને ખાદીમય હરિમહારાજે અદાથી સલામ પણ ભરેલી.

## છોટા સિમલા

સિમલાની પૂર્વનો ભાગ તે છોટા સિમલા નામે ઓળખાય છે. અહિં છોટા લાટ અને એમનો સ્ટાફ ઉનાળામાં રહે છે. એ સમય દરમ્યાન એ પંજાબ સરકારની બેઠક છે. નવીનભાઈના એક મિત્ર શ્રી જયન્ત અહીંઆં બંગલો ભાડે રાખી રહ્યા હતા. એમને ત્યાં જતાં અમને આ સર્વ જોવાનો લાભ અનાયાસે મળ્યો.

### આ ગુરુજી ક્યાંથી ?

સિમલાની આબોહવાની અસર હરિરાયભાઇને હવે જણાવી શરૂ થઈ હતી. શરૂઆતમાં જે અંતર ચાલવા માટે રિકશા આવશ્યક હતી તે અંતર હવે પગે ચાલી શકતા એટલે એક દિવસ સવારના મૉલ પર ફરતાં ફરતાં રિજ ઉપર પહોંચી ગયા. ત્યાં હરિશંકર ભટની નજર ત્યાંના પુસ્તકાલય પર પડી અને એ ભાઇ ત્યાં જ ઠેં થઇ ગયા. અમે અમારી સાથે આગળ આવવા અત્યંત આગ્રહ કર્યો. પણ એ એકના બે ન થયા. અમને આગળ જવા કહ્યું અને પાછા ફરતાં એમને ત્યાં જ પાછા મળવા સૂચવ્યું. અમે મૉલ પર જઈ ત્યાંથી ફળાદિની ખરીદી કરી અધો કલાકને અંતરે વાચનાલય પર પાછા ફર્યા તો હરિભાઇનો એટલામાં પત્તો જ નહિ. લાયબ્રેરીના દરેકેદરેક ખૂણા ખોળી વળ્યા પણ હરિભાઇ હોય તો ને ? વાંચી વાંચી કંટાળી જવાથી આમ ને તેમ ફરવા નીકળ્યા હશે એમ લાગવાથી સામેની બાજુ જરા નીચાણમાં ખ્લેસિંગ્ટન હોટેલ અને વાય. એમ. સી. એ. ના ટેનિસ કોર્ટ છે ત્યાં મે નજર નાંખી. સામેથી ધીમે ધીમે પગલાં ગણતા, જરા પણ જોરથી પગ મૂકાય તો જમીન દબાઇ જાય એ ભયથી હળવે ડગલાં ભરતા, લાંબી કફનીમાં, ગળે એમની પ્રખ્યાત ખાદીની ભગવી શાલ વીંટાળી અને માથે લાલ ગરમ શાલ ઢાંકી હિમાલયની ઠંડીનો સામનો કરતા હરિભાઇ દૃષ્ટિગોચર થયા. જરા નજીક આવતાં, ક્યાં ફરી આવ્યા એમ અમે પૂછ્યું. અત્યંત ગંભીરાઇથી તેમણે જવાબ આપ્યો કે જરા ફરવાની પ્રેરણા થતાં અહીં તહીં ફરી આવ્યો ને જરા ખ્લેસિંગ્ટન હોટેલ જોઇ. આ ક્ષણે અમારી સર્વેની નજર, એમના ખભા પરની એક વિલક્ષણ વસ્તુ તરફ આકર્ષાઇ; અને અમે સૌએ મૂકવાણીએ હરિભાઇનો રકાસ કરવાનો સંકેત કર્યો. અમને ચાહી-ચલાવીને આગળ ફરવા મોકલી,વાચનાલયમાં બેસી, વાંચવાનો ખોરો

ડોળ કરી, એકાંત સાધી બ્લેસિંગટન હોટેલમાં જવામાં એમનો મુદ્દો કૈંક જુદો જ હતો એમ અમે એમને કહેવા લાગ્યા; અને એમના ખભા પર રહેલી વાળની ગુચ્છી એમના બ્લેસિંગ્ટન હોટલમાંનું પરાક્રમ સ્પષ્ટ રીતે સૂચવે છે એમ કહેવા લાગ્યા. રોજ કરતાં આજે હરિશંકરભાઇ વિશેષ બોલતા હતા અને તે પણ એમના હંમેશના અતિપ્રિય વિષય ફિલસુફી, સાહિત્યસેવા, પત્રકારત્વ કે વેપારધંધાની નહિ પણ મજાકમસ્કરીની વાતો કરતાં. હરિશંકરમાં હાસ્ય વૃત્તિ કાંઇક પ્રમાણમાં છે એ મને તો આ પ્રસંગે જ ખબર પડી. હોટેલ પર પહોંચ્યા એટલે નવીનભાઇએ એમને સ્પષ્ટ સવાલ પૂછ્યો કે હરિભાઇ આ વાળની ગુંચ્છી ક્યાંથી ભેરવાઇ ! ખોટી વાતો કરી સમજાવવાનાં ફાંફાં મારવા છોડી દઇ સત્ય બીના પ્રગટ કરો. હરિભાઇ આ પ્રશ્નોથી સ્તબ્ધ થઇ ગયા. વાળની ગુંચ્છી શું, સમજાવવાનાં ફાંફાં શું અને સત્ય બીના શું ? એ બધું એમને તો ન સમજી શકાય એવું લાગ્યું અને સમજાવાની કોશિશ કરવા જેટલી પણ હિંમત એમનામાં ન રહી. શું કહેવું અને શું કરવું એની સમજને અભાવે એમણે પોતાનાં કપડાં કાઢવા માંડ્યાં. માથામાંથી કફની બહાર કાઢતાંની સાથે જ પેલી વાળ જેવી દેખાતી ગુચ્છી ભોંય પર પડી એટલે ભેદ સમજાયો. હરિભાઇને હેરાન કરાવનાર એ ગુચ્છો વાળની નહિ પરંતુ છૂટી ગયેલી શણની દોરીના વાંકડીઆ રેસાની હતી. આમ ભ્રમ ખુલ્લો થવાથી એ પણ અમારી સાથે હાસ્યમાં હવે જોડાયા, છતાં એમણે ધીમે ધીમે એક પછી એક કપડાં કાઢવાનું કામ તો ચાલુ જ રાખ્યું હતું. પાંચેક બદન કાઢ્યાં એટલે અમને દ્રૌપદીવસ્ત્રહરણનું પુનરાવર્તન થતું હોય એમ લાગ્યું. પરંતુ એમની ખાસ ઢબની તૈયાર ખાદીની કફની અને બંડી શ્રી કૃષ્ણ ભગવાન એમને પૂરી પાડી શકે કે કેમ એ જરા શંકાસ્પદ લાગવાથી મેં પ્રજ્ઞાબાળી ત્યાં હોવાથી

ટકોર કરી કે સ્ત્રીઓની હાજરીમાં કપડાં ન બદલાય; હરિભાઇ, આ બાબતમાં સભ્યતા અને શિષ્ટપાલન શીખવાની ખાસ જરૂર છે. એમણે ગંભીરાઇથી કહ્યું "ભાઇ કંઇ વાંધો નથી. હજુ તો એક પહેરણ, બંડી અને ગરમ પેટી બાકી છે." આ જવાબ સાંભળી અમે તો બધા દિંઙ્મૂઢ બની ગયા.

લક્કડબજાર વગેરે

સિમલાનું લક્કડબજાર એક ઘણું આકર્ષક સ્થાન છે. સિમલાની જગવિખ્યાત લાકડીઓ આ જ સ્થળે મળે છે. તેમ જ લાકડાનાં રમકડાં, ખુરશી ટેબલ વગેરે કોતરકામની ચીજો અહીંઆં ઘણી સારી અને સસ્તી મળે છે. અમે અહીં ૧૫ લાકડીનો ભારો બંધાવ્યો હતો. અને તેની પસંદગી કરવા અવારનવાર ત્યાં ગયા કરતાં.

લક્કડબજારના રસ્તામાંથી સીધા પસાર થતાં સિમલાથી ૭ માઇલ દૂર મહાશોબરા નામનું એક રમણીય સ્થાન છે. વાઇસરોય પણ ઉનાળામાં અવારનવાર ત્યાં જઇ રહે છે. ત્યાંની ગેબલ્સ નામની હોટેલ ઘણી જ પ્રસિદ્ધ છે.

બીજું સ્થળ મહાશુ નામે છે એ પણ સિમલાથી ૭ માઇલ દૂર છે. નંદનવન જેવી ત્યાંની 'વાઇલ્ડ ફ્લાવર હોલ' નામની હોટલ વિશ્વખ્યાતિ પામી છે. સમયસંકોચને લઇ અમે આ બે સ્થળો જોઇ શક્યા નહિ તે અમને હજુએ સાલે છે. પરંતુ સિમલાની પશ્ચિમ પર સમરહિલની સામી બાજુએ આવેલ પ્રૉસ્પેક્ટસ હિલ પર અમે જઇ આવ્યા હતા અને ખાસ નવાઇની વાત તો એ હતી કે આ આખી મંજલ હરિશંકર ભટ્ટે પગે ચાલી કરી હતી,

એક દિવસ ધી ઇમ્પીરીઅલ હિંદુ હોટેલમાં ત્યાંની સગવડ જોવા ખાતર આગળથી વ્યવસ્થા કરી જમવા ગયા. ત્યાં એક

મદ્રાસી ગૃહસ્થની વાતો સાંભળવામાં જમવા કરતાં વધારે ગમ્મત આવી.સિમલાના, પંજાબના અને આખા ઉત્તર હિંદુસ્તાનના લોકો કોઈ રાંધી કે ખાઇ જાણતા નથી, પાકશાસ્ત્રમાં તો સૌથી અગ્રસ્થાન મદ્રાસ ઇલાકો જ ભોગવે છે એમ એનું માનવું હતું અને આ માન્યતાની પુષ્ટિ તરીકે મદ્રાસમાં એકલી કઢી ૩૦ જાતની થાય છે, આ વગેરે એમની અર્ધી કલાકની ચર્ચાનો સારાંશ હતો.

## એક ગિરિપ્રવચન

સિમલાથી પાછા ફરતી વખતે હું અને હરિભાઇ અમે બે જ જણ હતા કારણ નવીનભાઇ સકુટુંબ કાંઇક વધુ રોકવાના હતા. આ વખતે મોટરમાર્ગ જોવાના ઇરાદાથી, સીટદીઠ બે રૂપીઆ ઠરાવી મોટરમાં જ નીચે આવવા નક્કી કર્યું. સાંજે પાંચ વાગે સિમલાથી નવીનભાઇ અને પ્રજ્ઞાબહેનની વિદાય લઇ પ્રયાણ કર્યું. પાંચ છ માઇલ ગયા હઇશું ત્યાં મોટરને કાંઇ વાંધો પડયો એટલે ચાલે જ નહિ. અમને લાગ્યું કે આજે રાત તે જ સ્થળે ઠંડી અને ઉઘાડામાં ગાળવી પડશે. સુદૈવે અર્ધી કલાકને અંતે મોટરે સત્યાગ્રહ છોડયો. આ મોટરનો માર્ગ પણ ઘણો સુંદર છે. ઘણેખરે ઠેકાણે તો કાલકા–સિમલા લાઇન સાથે જ યા તેની નજીકમાંથી પસાર થાય છે. રસ્તામાં ઘણા ઘણા વળાંકો આવે છે અને આ સ્થળે સામસામી ગાડી અથડાઇ ન જાય એ હેતુથી રસ્તાની બરાબર મધ્યમાં પથ્થરની નાની પાળ ચણી લેવામાં આવી છે. આ રીતે પર્વતો ગિરિશિખરો ઝાડપાન વગેરે સૃષ્ટિ-સૌંદર્ય નિહાળતા નિહાળતા અમે છેક સંધ્યાએ–અહીં પર્વત પર સંધ્યા મોડી થાય છે–અર્ધી મંજલે બરોગ નામના એક ગામમાં આવી પહોંચ્યા. ત્યાં વિસામા માટે થોડો વખત થોભ્યા. આ દરમ્યાન એ ગિરિમય પ્રદેશમાં વસતા એક અંગ્રેજ મિશનરી અમને ત્યાં મળ્યા. તેમનું બાઇબલના મહત્ત્વ અને માહાત્મ્ય વિશેનું વ્યાખ્યાન સાંભળી, ગીતાનું હડહડતું અપમાન થતું

હરિશંકરભાઈને લાગ્યું. પોતાના અતિપ્રિય વિષય પર ગીતાના શ્લોક ટાંકી પેલાની સાથે વિવાદમાં ઊતરવા તેઓ તત્પર થઈ રહ્યા હતા. આ વિવાદમાં ઊતરતા એમને રોકવા શા ભગીરથ પ્રયત્નો કરવા તેનો હું વિચાર કરતો હતો એટલામાં મોટરવાળો હોટલમાંથી નાસ્તો ખાઇ પાછો ફર્યો અને મોટર ચલાવવા માંડી એટલે ૨૫ મિનિટના પેલા વ્યાખ્યાનનો અંત આવ્યો.

અમે જેમ જેમ આગળ વધતા ગયા તેમ તેમ અંધકાર પણ આગળ વધવા લાગ્યો. સંધ્યાનો ઝાંખો ઉજાસ બંધ થતાં આસપાસનાં ઝાડપાન પર્વત ખીણો વગેરે દેખાતાં બંધ થયાં. વખત પણ હવે ધીમી ગતિએ પસાર થતો લાગ્યો. ટાઢ પડવા લાગી અને હરિભાઇની રાતી ગરમ શાલની ઉપયોગિતા વધવા માંડી. આ રીતે રસ્તો કાપતા રાત્રે ૯ાા વાગે ૫૮ માઇલની મુસાફરી કરી સાડાચાર કલાકે કાલકા પહોંચ્યા.

સ્ટેશન પર જઇ સામે ઊભેલી ગાડીમાં દાખલ થયા તો આખી ગાડીમાં અંધારું. સ્ટેશન પર ખબર કાઢતાં જવાબ મળ્યો કે ૧૧ વાગે બત્તી થશે. ડબ્બામાં બેઠા તો ખરા પણ કોઇ સળગતી ભઠ્ઠીમાં બેઠા હોઇએ એટલી અમને ગરમી લાગવા માંડી. હરિભાઇની ટૂંક વખત પરની ઉપયોગી લાલ શાલ ઊંચી મુકાઇ ગઇ. ઉપરના ગરમ કપડાં સ્વસ્થાને ગચ્છની આજ્ઞા મળી હોય એમ સુટકેસમાં ચાલ્યાં ગયાં. હરિભાઇએ ઉપરનાં બે ત્રણ કફની કાઢી નાંખી હતી. પણ બાકી રહેલી ત્રણ પણ સહન ન થવાથી ઉપરની બે કાઢી નાંખી માત્ર બંડીભેર બેઠા હતા. ડબ્બામાં હું અને હરિભાઇ બે જ હતા. ત્રીજામાં પેલું ૧૫ લાકડીનું પાર્સલ જ એ રીતે બંધાયલું અને સુકાયલું હતું કે અંધારામાં તો, ચોક્કસ, માણસ સૂતો હોય એવું જ દેખાય. મધરાતે ૧૨ વાગે ગાડી ઊપડે ત્યાં સુધી ઊંઘી શકવું તદ્દન અસંભવિત હતું. એટલે મેં અને મારા સાથી ભાઇએ ગપ્પા મારી પાણી

પી વખત પસાર કર્યો. બીજે દિવસે સવારની ગાડી બદલવા દિલ્હીના સ્ટેશન પર દોઢ કલાક મોટી થઇ, પંજાબ મેલમાં બેસી, જી. આઇ. રેલ્વેને રસ્તે હરિશંકર ભાઇને આગ્રા ગ્વાલીઅર ઝાંસી ભોપાલ વગેરે સ્ટેશનો બતાવતા મુંબઇ આવી પહોંચ્યા. દિલ્હીના સ્ટેશન પર છાપામાં મુંબઇના હુલ્લડ[1] અને લાકડી વગેરે સાધનો લઇ ફરવા પર મુકાયલા પ્રતિબંધને અંગે આ મારી ૧૫ લાકડીના માણસ આકારના બંડલ માટે ચિંતા થતી હતી. પરંતુ તમે સ્ટેશન પર આવી, એ બાબતનો ખુલાસો કરી, ટેકસીમાં એને સહીસલામત ઘેર પહોંચાડવામાં જે મદદ કરી છે તે માટે મારા અને અમારા હરિશંકર મહારાજ તરફથી અમારા બંનેના અંતઃકરણપૂર્વક આભાર માનું છુ. અને એ આભારની એંધાણી રૂપે અમારી સિમલાની સહેલગાહનો આ અહેવાલ લખી મોકલું છું. એ વાંચતાં મને ખાતરી છે કે તમને કંટાળો તો નહિ જ આવે. લી.

નંદકિશોરનાં સ્નેહવંદન.

૧. ૧૯૩૭ના જૂનના પહેલા અઠવાડિયામાં થએલું તે.

# ગુજરાતી સાહિત્ય[1]

આપણા ગુજરાત દેશનું સાહિત્ય લગભગ પાંચસો વરસ પર શરૂ થયું. એ વખતે ગદ્ય લખાતું નહિ એટલે એ જૂનું સાહિત્ય ઘણુંખરું પદ્ય અથવા કવિતામાં છે. એવી કેટલીક સુન્દર કવિતા તમે વાંચી છે. મિત્ર અને મહારાજા શ્રીકૃષ્ણ પાસે સંકોચથી યાચવા જેમને જવું પડ્યું હતું તે સુદામા; જબરો ઊંઘણશી કુંભકર્ણ અને વિદ્યા તથા વિનયનો મહિમા: આ સર્વ વિશેની નરસિંહ મહેતા, પ્રેમાનંદ અને શામળભટ્ટની કવિતાઓ તમે વાંચી ગયા છો. એ વાંચીને તમે જોયું છે કે આપણા એ સમયના કવિઓ પ્રભુ અને તેના ભક્તો વિશે, પુરાણોમાંનાં મહાન અથવા વિચિત્ર પાત્રો વિશે અને નીતિમાન તથા શુદ્ધ હૃદયના થવા વિશે મધુર અને સદ્બોધક કાવ્યો રચતા હતા.

જૂનાગઢનિવાસી આપણા નરસિંહ મહેતા જ્યારે પોતાની પચીસેક વરસની યુવાન વયે પણ, સઘળી ખોટી લોકલાજ છોડીને, કુટુંબજીવનને ગૌણ બનાવીને, દિવસરાત પ્રભુના જ ગુણ ગાવામાં મશગૂલ હતા, ત્યારે રજપૂતાનામાં આવેલા ચિતોડની સાડત્રીસ વરસની વિધવા યુવરાણી મીરાંબાઈ પણ એમ જ સંસારી જીવનથી અળગાં થઈને 'ગિરધર નાગર'ની ઊંડી ભક્તિ તથા સંતસમાગમ સિવાયનું બીજું બધું વીસરીને પ્રભુમય જીવન ગાળતાં હતાં. તેમણે ભક્તિરસથી નીતરતાં જે

---

૧. એક શાળોપયોગી રૂપરેખા.

પદો રચ્યાં છે તે આપણી ભાષાના નાજુક પણ ઝળકતા શૃંગાર સમાન છે અને સદા ય રહેશે.

એ અરસામાં જ ઉત્તર ગુજરાતમાં બીજા બે કવિઓ થયા. એમનાં નામ ભાલણ અને પદ્મનાભ. ભાલણે જેમ દેવભક્તિ અને દેવકથાનાં કાવ્યો લખ્યાં છે તેમ જાણીતી સંસ્કૃત વાર્તા 'કાદંબરી'ને પણ એ પંદરમા સૈકાની ગુજરાતી ભાષામાં કાવ્યરૂપે સુન્દર રીતે ઉતારી છે. પદ્મનાભની ભાષા પણ એવી જ છે અને એ સમજવા માટે આપણે જૂની ગુજરાતીનો ખાસ અભ્યાસ કરીએ તો એ સમજાય તેવી છે. તેના કાવ્યનું નામ 'કાન્હડદે પ્રબન્ધ.' તેમાં મુસલમાનોની ગુજરાત પરની પહેલી ચઢાઈનું અસરકારક વર્ણન કવિએ કર્યું છે.

અમદાવાદમાં થઇ ગયા એ અખા ભક્તનું નામ તો તમે સાંભળ્યું હશે. તેમને દુનિયાના કેટલાક કડવા અનુભવો થવાથી તેમના મનમાં વૈરાગ્ય ઊપજ્યો હતો. આ કારણે તેમનું મન વેદાન્ત તરફ વળ્યું હતું. વેદાન્ત એટલે પરમાત્માના સ્વરૂપ વિશેનું અને તેની સાથેના જીવ તથા જગતના સંબન્ધનું જૂનામાં જૂનું અને ઉત્તમ શાસ્ત્ર. એ વિશેનાં અખાનાં કાવ્યો ઠીક ઠીક અઘરાં ગણાય પણ એ એક વાર બરાબર સમજીએ એટલે આપણને ઉન્નત બનાવે છે. તેણે છપ્પા પણ લખ્યા છે. એ નાનાં સરલ કાવ્યોમાં તેણે જગતનો દંભ સબળ કટાક્ષો કરી ખુલ્લો પાડ્યો છે અને સદાચારનો બોધ આપ્યો છે.

ઇસવી સનના સત્તરમા, અઢારમા અને ઓગણીસમા સૈકામાં જૂના કવિઓમાંના સૌથી સમર્થ કવિ પ્રેમાનંદ, પદ્યવાર્તાકાર શામળભટ્ટ અને પોતાની લાલિત્યમય ગરબીઓથી સુપ્રસિદ્ધ દયારામ: એ મુખ્ય કવિઓ થયા. રામાયણ મહાભારત અને પુરાણોમાંની કથાઓને આધારે પ્રેમાનંદે 'નળાખ્યાન' વગેરે સંખ્યાબંધ રસિક અને બોધદાયક આખ્યાનો રચ્યાં છે; શામળની 'નંદબત્રીસી' 'પંચદંડ' અને બીજી વાર્તાઓમાં અદ્-

ભુતપણાનું તત્ત્વ વધારે છે, દયારામે ગરબીઓ ઉપરાંત 'રસિક-વલ્લભ' અને બીજા વિચારપૂર્ણ કાવ્યગ્રન્થો વૈષ્ણવ સંપ્રદાય વિશે રચ્યા છે.

દયારામના જીવનકાળમાં જ હિંદમાં અને ગુજરાતમાં બ્રિટિશ અમલ તથા એની પછી થોડે સમયે નવી શિક્ષણપદ્ધતિ, બંને ચાલુ થઇ ગયાં હતાં. એ શિક્ષણે આપેલી નવી દષ્ટિ અને વેગ વડે આપણું અર્વાચીન એટલે ગયાં એંશીનેવું વરસનું સાહિત્ય આરંભાયું અને વિકસ્યું છે. એ અર્વાચીન યુગના સૌથી પહેલા જે બે મુખ્ય સાહિત્યકારો—નર્મદાશંકર અને દલપતરામ—તેમને વિશે તમે કેટલુંક જાણો છો. નર્મદાશંકરે તો, આપણે ત્યાં જે ગદ્યલેખન અગાઉ થતું નહિ તે કરવા માંડયું તેમ જ કુદરતવર્ણનની કવિતા, નિબંધ, શબ્દકોશ વગેરે કેટલાંક અગત્યનાં નવાં અંગો પહેલી વાર દાખલ કર્યાં. દલપતરામે અસરકારક લોકરંજક કવિતા લખી. એ બંનેના સમકાલીનો નંદશંકર મહેતા અને નવલરામ પંડ્યાએ આપણને, અનુક્રમે, પહેલી ગુજરાતી નવલકથા તથા નમૂનેદાર સાહિત્યવિવેચનો આપ્યાં.

નંદશંકરની નવલકથા 'કરણઘેલો' જો ઐતિહાસિક નવલકથા છે, તો તેમની પછીની પેઢીમાં થએલા ગોવર્ધનરામ ત્રિપાઠીની નવલકથા 'સરસ્વતીચન્દ્ર' સામાજિક છે. એ લાંબા વખત સુધી ગુજરાતી ભાષાની સર્વોત્તમ નવલકથા રહી હતી. લગભગ તેમની સાથે જે બીજા બે આગળપડતા સાહિત્યકારોની પ્રવૃત્તિ શરૂ થઇ તેમનાં નામ નરસિંહરાવ દિવેટિયા અને મણિલાલ નભુભાઇ દ્વિવેદી. તેમાંના પહેલાએ 'કુસુમમાળા'થી 'બુદ્ધચરિત' સુધીના પાંચ કાવ્યસંગ્રહો વડે, નર્મદાશંકરે આરંભેલી અર્વાચીન કવિતાને સુરેખ અને ઓપવાળી બનાવી તેમ જ ગુજરાતીમાં ભાષાના શાસ્ત્રનો પાયો ઊંચા પ્રકારની પંડિતાઇથી નાંખ્યો; અને બીજા પણ સમર્થ પંડિત હતા. તેમણે સમાજ તથા ફિલસૂફી વિશે યાદગાર ગ્રન્થો લખવા ઉપરાંત નવલકથા 'ગુલાબસિંહ' અને નાટક 'કાન્તા' લખ્યાં છે.

જ્યારે મણિલાલનું કાર્ય પૂરું અને ગોવર્ધનરામ તથા નરસિંહરાવનું અર્ધ ઉપરાંત થઈ ગયું હતું, ત્યારે વીસમો સૈકો બેસી ગયો હતો. આ સૈકાનું એટલે ગયાં ચાળીસેક વરસનું ગુજરાતી સાહિત્ય જેમ જથ્થાની અને નવાનવા સાહિત્યપ્રકારોની તેમ વિષયોની વિવિધતા અને શૈલીની ભાત તથા સુન્દરતાની બાબતમાં ઘણું આગળ વધ્યું છે. હવે એ સાહિત્યમાં આપણે ન્હાનાલાલ કવિનાં મનમોહક કાવ્યો અને નાટકો; બળવંતરાય ઠાકોરનું સઘન ગદ્ય, ખબરદારનાં પ્રેરક ચિન્તનમય કાવ્યો; લલિત-બોટાદકરનાં કાવ્યનિર્ઝર; ગુજરાત માટે આપણું મમત્વ જગાડતી કનૈયાલાલ મુનશીની અપૂર્વ નવલકથાઓ; હાલના ગુજરાતનું અચ્છું પ્રતિબિંબ પાડતી રમણલાલ દેસાઈની લોકપ્રિય નવલકથાઓ; ગાંધીજીની પયગંબરી વાણી જનતામાં પ્રસારતા એમના સંખ્યાબંધ ગ્રન્થો તથા લેખો;એમની અલૌકિક પ્રેરણાથી લખાયલાં કાકા કાલેલકર, કિશોરલાલ મશરૂવાળા અને મહાદેવભાઈ દેસાઈનાં પુષ્કળ વિચારમય લખાણો; વિશ્વનાથ ભટ્ટનાં અભ્યાસપૂર્ણ વિવેચનો; બટુભાઈ ઉમરવાડિયાનાં અવનવીન એકાંકી નાટકો; દ્વિરેફની રસીલી વાતો; 'ધૂમકેતુ'ની હૃદયંગમ નવલિકાઓ અને મેઘાણીનું પ્રોત્સાહક લોકસાહિત્ય, વાર્તાઓ અને ગીતો; ધનસુખલાલ મહેતા, અને જ્યોતીન્દ્ર દવેનો લાક્ષણિક સુરતી હાસ્યરસ; ચન્દ્રવદન મહેતાનાં સુકોમળ ભગિનીકાવ્યો ને નાટકો; સુન્દરમ્ અને ઉમાશંકર, શ્રીધરાણી અને સ્નેહરશ્મિ, ત્રિભુવન વ્યાસ અને જ્યોત્સ્ના શુકલનાં મનોહર કથાકાવ્યો, ઊર્મિકાવ્યો અને ગીતો—આ સઘળું આદર અને યોગ્ય અભિમાનથી ગણાવી શકીએ તેમ છીએ.

એ સર્વનું તેમ જ નવા આવતા જાય છે તે આપણા લેખકોનું કાર્ય આપણી માતૃભાષાને હિન્દની ભાષાઓમાં ઊંચું સ્થાન અપાવે છે એ જાણી આપણને સ્વાભાવિક રીતે જ આનંદ થાય છે.

# ગાંધી--ગ્રન્થ--સૂચી[1]

( ગતાંકથી ચાલુ )

**Gandhiji** : 'Young India'; Vols......(1919-22; with an introduction by C. F. Andrews; pub. Natesan, Madras. *with an introduction by Babu* Rajendra Prasad; pub. Natesan, Madras ).

'Speeches and Writings' ( 1896-1922 ).

( With an introduction and biographical sketch by C. F. Andrews ). Natesan, Madras.

'My Experiments with Truth' ( Trans. by Mahadev Desai ) Macmillans.

(Also available in Guj., Hindi, Urdu and other Indian languages ).

„ 'Harijan' : Vols......
(Also scattered writings in the 'Indian Opinion' of Africa, in letters to friends, etc.)

„ 'Songs from Prison' George Allen and Unwin, London, 1934
(Free renderings of devotional lyrics from the 'Ashram-bhajanavali', done by Gandhiji and revised by John Hoyland).

**Romain Rolland** : M. Gandhi „ „ (1925?)

**Rev. J. J. Doke** : An Indian Patriot in S. Africa 'London Indian Chronicle' 1911
(Trans. into Gujarati by 'Pranjivan Mehta, with an introduction; pub. by the Gujarati Printing Press, Bombay).

**H. S. L. Polak** : M. Gandhi. Natesan, Madras.

**R. M. Gray and M. C. Parikh** : M. Gandhi —an Appreciation. Association Press, Calcutta.

**Harilal Muzmudar** : Gandhi the Apostle. Chicago Univ. Publishing Co.

**C. F. Andrews** : The story of M. Gandhi's Life—in His Own Words.

( Abridged from 'My Experiments with Truth' )
„ M. Gandhi's Ideas.

Fullop-Muller : Lenin and Gandhi.

Joseph Washington Hall. Eminent Asians ( Pub. 1930 )

Archibald Henderson: Contemporary Immortals: D. Appleton & Co. New York. (Includes Einstein, Gandhi, Edison, Mussolini, Shaw, Marconi, Jane Addams, Wright, Paderowski, Mm. Curie, Ford, Kipling ).

M. Gandhi - a collection of the opinions of famous Westerners; by Ram Mohan lal, Allahabad.

Satyendra Ray: M. Gandhi (in the 'World Tomorrow' No. 1922 )

Muriel: Lester My Host the Hindu. Williams and Norgate, London, 1931

Mahadeo Desai: Gandhiji in the villages Navjivan Press, Ahmedabad
„ „ in Ceylon
„ „ The Story of Bardoli „
( Also in Gujarati )
The Golden Number of the

'Indian Opinion,' S. Africa; ed. by H. S. L. Polak.
The Phoenix Natal, S. Africa.

**Krishna Das** : Seven Months with Gandhiji Vols. 1–2

**C. F. Andrews**: To the Students : Ganesan, Triplicane, Madras.
The Indian Problem; Natesan, Madras

**W. W. Pearson**: The Dawn of a New Age; Ganesan, Madras

**R. B. Gregg** : The Economics of Khaddar

„ The Psychology of Non-Violence Vols 1–2

**Prof. Kalelkar**: The Gospel of Swadeshi.

**Rabindranath Tagore**: Letters from Abroad (Three letters dated 2, 5, 13 March 1921).
The Modern Review; (May 1921), Calcutta

„ „ Appeal to Truth; Modern Review May 1921

„ „ Letters to a Friend (with an introduction by C. F. Andrews) Allen and Unwin London

Prof. K.T. Shah: Eleven Points of Gandhiji — The Bombay Chronicle press Bombay

Dr. Will Durant: The Case for India ( 1931 )

John Hoyland : The Case for India
Simon and Schuster, IV Avenue, New York 1930.

Prof. Horace Alexander : The Indian Ferment–a Traveller's Tale. Pub. 1931 ( With an introduction by C. F. Andrews ).

Craddock : The Indian Problem Pub. 1931

Dhan Gopal Mukerjee : Disillusioned India. Pub. 1930

Fenner Brockway: The Indian Crisis „ 1931

„ India ? A Warning

Robert Bernays : The Naked Faquir
Gollancz, London

Prof. Haldane : The Inequality of Man
First Pub. 1932;
pub. in the Penguin Series, 1937 ( Contains a critical essay on the Salt Tax and Prohibition; 'Biochemistry and Mr. Gandhi' )

Jawaharlal Nehru : Autobiography
The Bodley head, London, 1936
" India and the World
" Eighteen Months in India (Kitabistan, Allahabad)

Indulal Yajnik : Gandhi as I Know him:
The Advocate of India Press, Bombay

Isaac A. Ezekiel: Swaraj or Surrender
The Indian Daily Mail press, Bombay
(Foreword by B. G. Horniman)

" Cross-Currents at Karachi 1931
(Foreword by Jamnadas Mehta)

( Also articles in various Indian and foreign Journals; particularly in the Chicago Journal 'Unity' edited by Rev. J. Holmes, a great admirer of Gandhiji; and in critical journals like 'The Communist'-banned-' The Congress Socialist,' ' The National Front.' )

Aryan Path: ' Hind Swaraj ' special
No.; Sept. 1938.

—અપૂર્ણ.

# નિ ક ષ

## ચન્દ્રકધરનાં નવાં ચિત્રો

[ રા. કનુ દેસાઇને રણજિતરામ–સુવર્ણચન્દ્રક ગુજરાત સાહિત્ય-સભાએ આપ્યા પછીના અમારા આ પહેલા જ અંકમાં, ચન્દ્રકપ્રાપ્તિ માટે તેમને અભિનન્દન આપતાં અને આ અંકના નિકષખંડનો આરંભ એમના નૂતન એક ચિત્રસંપુટની સમાલોચનાથી કરતાં, અમને ઘણો આનંદ થાય છે.—સં. માનસી ]

રંગલહરી : ચિત્રકાર રા. કનુ દેસાઇ. (કુમાર કાર્યાલય અમદાવાદ; રૂ. ... ...).

ચિત્રકળાનાં વિશિષ્ટ અંગો–કલ્પનાશક્તિ,સંવિધાન,('કૉમ્પોઝિશન') સપ્રમાણ આલેખન, ને કલ્પનાને હૂબહૂ ચિત્રપટ ઉપર ઉતારે તેવી ભાવદર્શક અને મનોરમ્ય સજીવકૃતિ સર્જવાની શક્તિ, એ સર્વ જ્યારે એક કળાકારમાં સ્થાન પામે ત્યારે ઘણે કાળે ને દુર્લભ એવો કલાકાર જગતને સાંપડે. આ સિવાય કેટલીક નાની પણ મહત્ત્વની બાબતો–બારીક દૃષ્ટિએ દરેક વસ્તુનું આલેખન, પશ્ચાદ્‌ભૂમિ અને દૃષ્ટિક્ષેત્રનું ('પર્સ્પેક્ટિવ'નું) સંપૂર્ણ ભાન, રંગવરણી વગેરે–તો આદર્શરૂપ ચિત્રકારને સહજસાધ્ય હોય જ. વળી ચિત્રકળાની નિરનિરાળી શાખાઓ, પ્રકૃતિનાં શાન્ત અને સુંદર કે ભીષણ રૂપોનું આલેખન, પ્રાણીસૃષ્ટિના અનેકરંગી જીવનનો ચિતાર, મનુષ્યાકૃતિનું અભ્યાસપૂર્ણ આલેખન, એ

સર્વમાં પારંગત હોય તેવો ચિત્રકાર તો જગતમાં ભાગ્યે જ અવતર્યો હશે.

આ સર્વ શાખાઓમાં વધતે ઓછે દરજ્જે સફળ થએલા પાશ્ચાત્ય ચિત્રકારોનું સ્મરણ તો ઇટલી, ફ્રાન્સ અને ઇંગ્લાંડની કળાવૈભવ દાખવતી ગેલેરીઓમાં ચિરંજીવ છે. હિંદમાં તેવી 'ગેલેરી'ઓ હજી તો માત્ર અજંતા ને એલોરાની ગુફામાં કે છૂટાંછવાયાં ( આપણી બાજુએ મુંબાઇ અને વડોદરામાં છે તેવાં ) સંગ્રહસ્થાનમાં જ નજરે પડે છે. આમાં પણ જે કંઈ છે તે બહુધા પ્રાચીન કાળનું કે પરદેશી. હિંદમાં અત્યારે કેટલા કલાકારો છે, તેમની કૃતિઓ ક્યાં છે, તેમાંની કેટલી સંગ્રાહ્ય છે, તેના ગુણદોષ શા છે, લોકોમાં કલાજાગૃતિ કેમ લવાય, અને દેશમાં જગતના સમર્થ ચિત્રકારો સાથે સ્પર્ધા કરે તેવા કલાધરો શી રીતે ઉછેરાય, એ સર્વ પ્રશ્નો અત્યારના સંજોગોમાં તો માત્ર મનમાં ઊઠીને જ શમી જવાના; અને કોઇ ઉત્સાહી વ્યક્તિ પ્રજા સમક્ષ કંઈ મૂકે તો તેની ઊડતી નોંધ વર્તમાનપત્રો તથા માસિકોમાં અલ્પ સમય માટે તરી ભૂતકાળનાં અગાધ જળમાં લય પામી જવાની, ને નગુણું જગત અર્વાચીન જીવનના વેગવાન પ્રવાહમાં ઇચ્છાઅનિચ્છાએ પણ તણાયે જતાં, એ દરેક પરિશ્રમ જોઇ વિસારે પાડવાનું.

ગુજરાતમાં જાણીતા થએલ હિંદના જૂના અને નવા ચિત્રકારોની કૃતિઓ તરફ ઊડતી નજર કરતાં, અજંતાના આદ્ય ચિત્રકારો સહેજે યાદ આવે છે. અમુક પ્રણાલિકાઓથી બાધિત હોવા છતાં, રંગલાલિત્ય તથા મનોભાવદર્શક અજબ કૃતિઓ તેઓ રચી ગયા, અને તેમની પ્રેરણાથી અનેક પરદેશી અને દેશી કલાપિપાસુઓ હજી યે તૃપ્તિ પામે છે. ત્યાર પછી અત્યંત લાંબે ગાળે દોરાએલાં બારથી સોળમી સદી સુધીનાં મુગલ અને રાજપૂત ચિત્રો આવે છે. પ્રાચીન બૌદ્ધ ચિત્રો જેટલાં જ પ્રણાલિકાગ્રસ્ત

તો યે તદ્દન નિરાળી શૈલીનાં આ ચિત્રો સામાન્ય નજરે અનાકર્ષક હોઇ બહુ જાણીતાં નથી. ઇતિહાસસંશોધનકારોને એ વધુ ઉપયોગી નીવડ્યાં છે. ત્યાર પછી ૧૯મી ગઈ સદીના લગભગ અંતમાં જ દોરાયલાં, ત્રાવણકોરના રાજા રવિવર્માનાં હિંદુ દેવ-દેવીઓનાં ને પુરાણપ્રસંગો આલેખતાં અત્યંત લોકપ્રિય ચિત્રો છે. મનુષ્યશરીરની સુઘડ અને સપ્રમાણ અંગરેખા, યોગ્ય દૃષ્ટિક્ષેત્ર અને દરેક ઝીણવટ પર કાળજી એ સઘળું રવિવર્માને સાધ્ય હતું છતાં તેનાં પાત્રો લગભગ નિર્જીવ લાગે છે. કલ્પના, રસિક કલાદૃષ્ટિ, રંગજમાવટનું પૂર્ણજ્ઞાન તે સર્વ ચિત્રકારમાં હતું, પણ મનુષ્યના આત્માને ઊકેલતાં તેમની પીંછીને હંમેશ મુશ્કેલી નડતી. ગયા બે-ત્રણ દસકા પહેલાં ગુજરાતનાં અનેક માસિકો અને પુસ્તકોમાંનાં ચિત્રોથી બીજા વધુ જાણીતા ચિત્રકાર રા. મલ્હાર ધુરંધર. તીવ્ર નિરીક્ષણશક્તિના પરિણામરૂપે તેમનાં દરેકે દરેક ચિત્રોમાં સર્વથી મહત્ત્વની વસ્તુઓથી માંડી નજીવામાં નજીવી વસ્તુ, તેમનાં મનુષ્યપાત્રોના વસ્ત્રાલંકાર વગેરે અત્યંત કાળજીપૂર્વક દોરાયલું જણાશે; પરન્તુ પાત્રોની લાગણીઓ ચિત્રકારના મનમાં રમી રહી હોય ત્યારે જ તેઓના મુખ પરનો ભાવ અને નૈસર્ગિક અંદોલન ચિત્રમાં પ્રગટી શકે. આ વાતનો સર્વથા અભાવ હોઇ રા. ધુરંધરનાં પાત્રો કૃત્રિમ પ્રયત્નોથી યંત્રવત હાલતાંચાલતાં હોય તેમ જણાશે. ગુજરાતમાં બીજા વધુ જાણીતા, અનેક યુવાન ચિત્રકારોને સતત પ્રેરણા આપનાર અને ચિત્રો સર્જવા કરતાં, કળાની ઉચ્ચ ભાવના માટે હંમેશ વધુ અંશે ઝંખતા, રા. રવિશંકર રાવળ. તેમના તરફથી કળાપ્રસાદી આપણે આશા રાખીએ તેના કરતાં ઓછા પ્રમાણમાં મળી છે, પણ તેમની કૃતિઓ જોતાં ખાસ કરી પ્રકૃતિદૃશ્યો આલેખવામાં તેમની શ્રેષ્ઠતા જણાઇ આવે છે. આ સિવાય ઘણે ભાગે 'વીસમી સદી' માસિકથી જાણીતા થએલ ચિત્રકારો, રા. માલી, સ્વ.

ત્રિભુવન પરેલ, શ્રીમાન પુરુષોત્તમ, રા. ગોરક્ષકર, રા. રવિશંકર પંડિત વગેરે નામોનો ઉલ્લેખ પણ કરવો ઘટે.

ઇતરપ્રાન્તીય ચિત્રોમાં બંગાળી સંપ્રદાયનાં ચિત્રો એક-ધારી આરૂઢ શૈલીવાળાં તો યે ભાવનાપ્રાધાન્ય અને માર્દવથી સહેજે તરી આવતાં દીસે છે; જો કે બંગાળના જ રા. મઝમુદારે તો નવીન અર્વાચીન શૈલી સ્વીકારી નારીજીવનના પ્રસંગોની કેટલીક લોકપ્રિય કૃતિઓ રજૂ કરેલી છે. છેવટે આંધ્ર દેશના પણ ગુજરાતમાં સારી રીતે જાણીતા થએલા ચિત્રકાર રામરાવ. તેમની રંગીન કૃતિઓ, રંગવરણીમાં કાંઇક ઊણપ બતાવતી અને કેટલીક વખત આછા રંગોમાં ડૂબી જતી હોવા છતાં, તેમના પાત્રોની સૌમ્ય મુખમુદ્રા અને ભાવ તેમજ ચિત્રમાંની નાની મોટી સર્વ વસ્તુઓની બારીકીનું તાદૃશ આલેખન, એ સર્વમાં તેઓ અજોડ છે. તેમના અકાળ મૃત્યુથી કળાદરિદ્ર હિંદ વધારે દરિદ્ર થયું છે.

અર્વાચીન ગુજરાતના ઊછરતા ચિત્રકારોમાં રા. કનુ દેસાઈ-નું નિરાળું વ્યક્તિત્વ તેમની સર્વ કૃતિઓમાં તેમ જ 'રંગલહરી'માં પણ સહેજે તરી આવે તેવું છે. છાયાચિત્રોમાં તેમણે મેળવેલી સફળતા સુવિદિત છે. આ પ્રકારનાં ચિત્રોમાં તેઓએ કેટલીક વાર સંવિધાન, મનોભાવ અને માર્દવ આકર્ષક રીતે રજૂ કર્યાં છે. તેની એક ઉત્તમ કૃતિ 'પાંડુ અને માદ્રી' અત્યારે યાદ આવે છે.

'રંગલહરી'માં ચિત્રકારના, મૂળ પાણીરંગથી આલેખવા-માં અને પહેલાં જુદે જુદે સ્થળોએ પ્રકટ થઇ ગએલાં આઠ ચિત્રોનો સંગ્રહ સંપુટ ('ફોલીઓ') રૂપમાં, કુલપતિ કજિસની ચિત્રકાર વિશેની ટૂંકી નોંધ અને ચિત્રો વિશે થોડી સમજણ સાથે, 'કુમાર' કાર્યાલયમાંથી પ્રસિદ્ધ થયો છે. આમાંનાં કેટલાંક કોઇક ઉચ્ચ કલ્પનાને મૂર્તિમંત કરતાં, બીજાં મૂકભાવ કે સુઘટિત સંવિધાન રજૂ કરતાં અને કેટલાંક નાજુક રંગવરણીથી આ-

કર્ષણ કરે તેવાં છે. આમ જે જે ગુણો અને કેટલીક ઊણપો આ ચિત્રસંગ્રહમાં જણાય તે વિશે ટૂંકો ઉલ્લેખ કરીએ.

'વર્ષા' અને 'લહર' : રંગ, પાત્રાલેખન અને સંવિધાનમાં લગભગ એક શૈલી પર દોરાયલાં આ ચિત્રો કુદરતનાં બે રમ્ય સ્વરૂપોને મૂર્તિમંત કરે છે. બંનેમાં મુગ્ધાના ચહેરા ઉપર વ્યાકુળતા અને રમણીય મૂંઝવણની જમાવટ ચિત્રકારે સુંદર રીતે કરી છે.'વર્ષા'ના ચિત્રપરિચયમાં જણાવવા પ્રમાણે 'વિશ્રામભવન' પર 'ઋતુનો આનંદ માણતો મોર' ટહુકવા કરતાં પાષાણવત્ બની રહેલો હોય તેવો જરા લાગે છે. ટહુકતા મોરની ઊંચી ડોક અને આનંદથી ઉત્તેજિત તેનાં અંગો, એ સર્વથી મોરની સ્થિતિ જુદા જ પ્રકારની થઇ રહે એ સાધારણ નિરીક્ષણની વાત છે.

'ઉષાનિશા': મધુર રંગમિલાવટથી સંયોજાયલા આ ચિત્રમાં ઉષા અને નિશાનાં નારીપાત્રો સૂર્ય અને ચંદ્રબિંબની સાથે આલેખવામાં આવ્યાં છે. ચિત્રના નામ ઉપરથી તેમ જ નિશા પછી ઉષા આવે એ ઘટના હંમેશ ધ્યાનમાં હોઇ સાધારણ રીતે હરકોઇ ધારે કે વિદાય લેતી નિશાની પાછળ ઉષા આવતી હશે; પણ ચિત્રનો અનુક્રમ આથી ઊલટો છે. મધ્યભાગમાં જરા ઊંચે નીલવર્ણી વસ્ત્રમાં નિશા અને તેમાં છુપાતા ચંદ્રની ગોળ રેખા, અને કુમકુમરંગી સાળુ પાથરતી સૂર્યબિંબની સહચરી ઉષા એમ સંયોજન કરવામાં આવ્યું છે. અંતરિક્ષના મધ્યભાગમાંથી પૃથ્વી ઉપર ઉષા ઉતરતી હોય અને તે જ સ્થળેથી નિશા ઊડી ગગનમાં અદૃશ્ય થતી હોય તેવી અસંભવિત કલ્પના કરીએ તો જ આ સંયોજન સાર્થક ગણી શકાય.

'તું અને હું': નાજુક રેખા અને આછા રંગથી આલેખાયલા આ સુંદર ચિત્રમાં ઘડી પહેલાંના બંસીસૂરથી રાધાના હૃદયમાં ઝણઝણી ઊઠેલા તારોનો પ્રતિનાદ અનુભવતો કનૈયો, વૃક્ષ ઓથે અર્ધ-છુપાયલી રાધાસંગે વિશ્રામ લઇ રહ્યો છે.

એકબીજાને કશું કહેવાનું નથી. સર્વવ્યાપક મૂકભાવ વાણી ભુલાવી જીવન-જીવનના સંદેશ પાઠવી રહ્યો છે.

'**ગંગાયમુના**': કલ્પનાપ્રધાન આ બીજા ચિત્રમાં ગૌર અને શ્યામરંગી ગંગાયમુનાના જળનું મૂર્તિમંત સ્વરૂપે મિલન દર્શાવવામાં આવ્યું છે. નદીના નામ સાથે વેગ અને તરવરાટનો જે ભાવ મનમાં જાગૃત થાય, તે ચિત્રમાંના ગંગાના કાંઈક સ્થૂલ અને યમુનાના નિશ્ચેતનમય લાગતા દેહથી ઓસરી જાય છે. એક ગુંચળામાં અને એકસરખી રીતે બંને સખીઓના હાથમાં કમળો મૂકવાથી તેમ જ જળમાં ગતિ અને પ્રવાહસૂચક આખાં લાંબાં શરીર દર્શાવવામાં આવેલાં ન હોવાથી આખા ચિત્રનું કૃત્રિમ અને દોષયુક્ત સંયોજન સહેલાઈથી ઊઘાડું પડી આવે છે. ઉન્નત કલ્પનાને જીરવવાનું કામ ચિત્રકારથી અસાધ્ય નહોતું છતાં કોઈક કારણથી તેમાં તેમને સફળતા મળી નથી.

'**અર્જુન ઉર્વશી**': ઉર્વશીના મૃદંગતાલે નૃત્ય કરતો મહાકાય અર્જુન અને નાજુક ઉર્વશી એ બે વચ્ચે સમતોલપણું જાળવી રહેલ આ ચિત્રમાં નૃત્યના રસમા ડૂબેલ અર્જુનનાં ડોલી રહેલાં સ્નાયુબદ્ધ અંગોનું સામર્થ્ય અને એ નૃત્યમાં મુગ્ધ અને અવાક્ થઈ ગએલી ઉર્વશી, એ સર્વ ચિત્રકારે અસરકારક રીતે આલેખ્યું છે. ત્રુટી એટલી જ કે અર્જુનનો જમણો હાથ અને પગ ધ્યાનથી જોતાં સહેજ પ્રમાણભંગ થયો જણાય છે અને અર્જુનની પાછળ રહેલ નૃત્યખંડનો પડદો જે રીતે અત્યંત નજીકમાં મુકાએલો છે તે રીતે ચિત્રને નૈસર્ગિક દૃષ્ટિક્ષેત્ર આપી શકતો નથી.

'ગીતમાધુરી': 'પરિચય'માં ચિત્રકારના નવા દૃષ્ટિકોણ માટે વખણાએલા આ ચિત્રમાં ઉદ્યાનમાં પાથરણા ઉપર તકીએ અઢેલીને વીણા બજાવતી સુંદરીનું પીઠ તરફથી અને કાંઈક ઉચ્ચ સ્થળેથી અવલોકનું દૃશ્ય પાતળી રેખાઓથી દોરાયલું છે. આમાં ચિત્રકારે જો કે આકર્ષક દૃષ્ટિકોણ રજૂ કર્યો છે છતાં, યુવતીની દશા આરામ કે માધુર્ય ન દર્શાવતાં, ફસડાઈ પડેલી અને

કંઈક બેડોળ લાગતી દશા–તેમ જ તેની ગ્લાનિમય મુખમુદ્રા એ સર્વ આખા ચિત્રના રસિક વિષયમાં નિરાશાજનક વાતાવરણ ઉત્પન્ન કરે છે.

'દિવ્ય સંગીત': રાધાકૃષ્ણના જીવનનું 'તું અને હું'-માં આલેખાયલા પ્રસંગનું આ બીજું ચિત્ર છે. તેમાં કૃષ્ણના બંસીનાદમાં (ડાબી પાસ બંસી રખાય છે એ જરા આશ્ચર્ય પમાડે તેવું છે) તલ્લીન થઇ રહેલી વિવિધરંગી સૃષ્ટિનું અવલોકન છે. પીઠ ફેરવેલી રાધા અને કૃષ્ણ સામું જોઇ રહેલી ગાય પાર્થિવ જીવનને ભૂલી કોઇ નવી સૃષ્ટિનું ભાન કરતાં જણાય છે. અનેક રંગો અને આકારોવાળાં વાદળોની બનેલી પશ્ચાદ્ભૂ ચિત્રમાં વ્યાકુળતા ઉપજાવે છે, તે જો ઓછા અને થોડા રંગોથી વધુ સ્પષ્ટ ચીતરાઇ હોત તો દિવ્ય સંગીતને અનુકૂળ દિવ્ય વાતાવરણ નીપજી શકત.

અનેક ગુણોના સંનિપાતમાં એકાદ દોષ સહેલાઇથી સમાઇ જાય એ નિયમ 'રંગલહરી'નાં ચિત્રોને પણ લાગુ પડે છે. વળી ચિત્રોના દોષ અને ઊણપ વિશે જે કૈં અહીં કહ્યું તે કલાના કોઇ વધુ ઊંડા અભ્યાસીની નજરે કદાચ બધું બરાબર લાગે એ પણ સંભવિત છે. એટલે અત્યારે તો પ્રજાને નવો કલાફાલ અર્પવા બદલ ચિત્રકાર કનુ દેસાઇનો આપણે આભાર માનીએ અને નવી ઉત્કૃષ્ટ કૃતિઓથી ગુજરાત તેમ જ હિંદની કળાને તેઓ સમૃદ્ધ કરે તેમ ઇચ્છીએ.

અંતમાં, ચિત્રોની સ્વચ્છ અને દોષ રહિત છપામણી માટે તેમ જ સંપુટના સુઘડ સ્વરૂપ માટે 'કુમાર' કાર્યાલયને આપણે અભિનંદન આપીએ અને કોઇક વાર ભવિષ્યમાં સમસ્ત હિંદની ઉત્તમ, પ્રાચીન અને અર્વાચીન કૃતિઓનો સંગ્રહ યોગ્ય સ્વરૂપે પ્રકાશિત કરવા તે શક્તિમાન થાય એમ ઇચ્છી વિરમીએ.

ભ. ક. વૈ.

# સજીવ અને સુકુમાર

સાહિત્યજીવનની શરૂઆતમાં જ ક્રૂર વિધિથી ઝડપાઇ ગયેલાં સ્વ. સૌ. ચૈતન્યબાલા મજમુદારના નવ નિબંધોનો સંગ્રહ તેમના વિદ્વાન પતિદ્વારા સ્વર્ગસ્થના મૃત્યુ પછી લાંબે ગાળે પણ પ્રાપ્ત થાય છે એ સુભાગ્યની વાત છે. પતિને પગલે સંચરી આપણા જૂના સાહિત્યની શોધખોળ કરી ઉપજાવેલા પાંચેક નિબંધો ઉપરાંત સાહિત્યની ભોંય ઉપર ઊભેલા બાકીના લેખો ખૂબ અવગાહનદૃષ્ટિથી લખાયેલા છે. સ્વ. લેખિકાની અભ્યાસપ્રિયતા, રસવૃત્તિ, રુચિતંત્ર કેવાં વિકસિત ને કેળવાયલાં હશે એ આજ સુધીના આપણા આ નિબંધપ્રકારના અને સ્ત્રીલેખકોની સંખ્યાના દારિદ્યમાં સહેજે આગળ તરી આવે છે.

એમાં ૭મી ગુ. સા. પરિષદમાં વિદ્વાનોની પ્રશંસામાંથી તરી પાર ઊતરેલો લલિતકલાનો વિસ્તૃત ને સુંદર નિબંધ છે. ઓહ, એ સારો છે, પણ આફ્રીન પોકરાવે એવો તો નથી જ. એનાં કારણો આપવાની મનોદશામા નથી કારણ કે મારું મન તેમાં સંગ્રહલા 'મરશાનું સાહિત્ય' નામના નિબંધ તરફ વળેલું છે. એ લેખ પૂરતું જ આટલું મોડું એ પુસ્તક મારે હાથે ચડી આવ્યું છતાં ઉપલક દૃષ્ટિએ જોઇ જતાં તેમાં ગને કલાના અંગઉપાંગોનું ભાન જ કરેલું દેખાયું. વિષયની નિગૂઢતા કે રહસ્ય ઉકેલાયાં નથી. તેના લખનાર સ્ત્રીજન છે એ દૃષ્ટિએ તેની ઉપયોગિતા વધે છે.

તો, આપણે ગુજરાત અને ગુજરાતણની વિશિષ્ટતારૂપ 'મરશાનું સાહિત્ય' તરફ મન વાળીએ. તેમાં વિષયને જે ન્યાય અપાયો છે તેવો ઝવેરચંદ મેઘાણી, ને તેમની લાક્ષણિક શૈલીને બાદ કરીએ તો સ્વ. લેખિકા સિવાય બીજા કોઇએ આપ્યો હોય એમ જાણમાં નથી. સંપાદકીય ટિપ્પણો, જેમ અન્ય સ્થળે તેમ

અત્રે પણ, અધૂરી માહિતીમાં કયાંક ઉમેરો કરતા ઉપરાંત મૂળ લખાણને પરિપુષ્ટ કરે છે. એ લેખ જો કે માહિતીપૂર્ણ છે, તો પણ કલાની દૃષ્ટિએ કયાંક કોરખંડિત હશે ખરો. આમતેમથી જુદા જુદા લેખકોના વિચારોને સાંકળી લેવામાં જે એકરૂપતા, સંક્ષિપ્તતા હોવી ઘટે ને લખાણ પુનરુક્તિદોષરહિત હોય : એ બધા તરફ જોઈતું ધ્યાન ખર્ચાયું નથી. ઠેર ઠેર યોગ્ય ઉદાહરણો થી સુમેળતા સચવાય છે તે સંખ્યાબાહુલ્યથી પાછી અળપાઈ જાય છે. તેમાં ગરબાનો વિકાસક્રમ જણાવતા ગરબા સાહિત્યના પ્રસિદ્ધ કવિ વલ્લભ ભટ્ટ ઉપરાંત અન્ય કવિના ઉલ્લેખો સાથે તેમની પ્રસાદી ધરી છે. પરંતુ સ્વ. બહેને તેની સાથે શક્તિસંપ્રદાયના સાહિત્યમાં આવેલા જુવાળ ,અને તેની અસર અંગે ગરબાની થયેલી ખીલવણીના મુદ્દાને વધારે સ્પષ્ટ કર્યો હોત તો લેખની ઉપયોગિતા ઔર વધત.

'બારમાસીનું સાહિત્ય' એ લેખ સ્વ. બ્હેનના પ્રકાશની રાહ જોતા 'બાર માસ અને ષડ્‌ઋતુ વર્ણન' નામના સંગ્રહના પ્રવેશકરૂપે કામ આવે એ માટે તૈયાર કરેલો હોઈ સ્વતંત્ર નિબંધની દૃષ્ટિથી જોવો ન ઘટે. સ્ત્રીસમાજના બહુમૂલા ધન સમા બારમાસી અને ઋતુઋતુનાં ગીતોમાં પ્રવેશ કરાવી, રસ જગવી તેના રસઘૂંટડા પાઈ તૃપ્તિ આપવાનો પ્રયાસ સ્તુત્ય છે.

'ઉષાહરણ કે અનિરુદ્ધહરણ ?' નિબંધ અત્યંત સુઘટ અને કલાપૂર્ણ છે. તેમાં છેડેલી વ્યંજના મનોહર લાગે છે. પ્રેમાનંદના એ આખ્યાનને ઉષાહરણ નામ કેમ અપાયું ? હરણ તો અનિરુદ્ધનું કે ઉષાનું ? એ કોયડો રસિકવૃત્તિની સાખ દે છે. ઓખાહરણની લોકપ્રિયતામાં પ્રેમાનંદની રસસંક્રાંતિ, ગુજરાતીપણું. રસપ્રભુત્વ, નૈસર્ગિક સિદ્ધિ જેવાં સર્વમાન્ય, સર્વસામાન્ય કારણો તો કોરે રહ્યાં પણ તેથી જુદું ને નવીન કારણ—નાયક નાયિકાને આકર્ષે છે તે રજૂ કર્યું છે. નાયિકાનાં રૂપગુણ પર મોહિત થયેલા નાયકના સામાન્ય વૃત્તાંતો વિરુદ્ધ

નાયક જ જ્યાં નાયિકાને આકર્ષે છે એવું વિરલ દૃષ્ટાંત અનિરુદ્ધ-ઉષાનું છે, એમ સ્વ. લેખિકાબહેન પ્રતિપાદન કરે છે. પતિ પાછળ પ્રાણત્યાગ કરનાર સતીઓનાં દૃષ્ટાંતો આપણે ત્યાં ઢગલાબંધ છે પરંતુ મદાલસા–આખ્યાનમાં એ ક્રમ વિરુદ્ધ મદાલસાઘેલો ઋતુધ્વજ પ્રેયસી પાછળ પ્રાણત્યાગ કરવા તત્પર બને છે અને તેથી આખ્યાનની વિશિષ્ટતા જળવાય છે, એમ એક વિદ્વાન પ્રોફેસરનું અમને સમજાવવાનું થયેલું તેની જ આ વાત છે. પ્રેમાનંદનાં આખ્યાનોની સામાન્ય ખૂબીઓ ઉપરાંત દરેકની આખ્યાનવાર ખૂબીઓની આમ ચર્ચા થવાની જરૂરિયાત માલૂમ નથી પડતી !

સંગ્રહને સમગ્ર દૃષ્ટિએ મૂલવી જોતાં કહી શકાય કે તેમાં નારીસદ્‌ગુણો છે. લગભગ બધા જ લેખો સ્ત્રીઓના ઉપયોગ માટે લખાયા છે. પુરુષો અપવાદ હો તેનો ના નથી. સ્ત્રીસહજ સુકુમાર લલિત પાઠો, સાદી સરલ સ્નિગ્ધ વાક્યાવલિ ધ્યાન ખેંચી રહી છે. બધા જ નિબંધોમાં તેના વિષય તેના વિચારોને અનુકૂળ કે અનુરૂપ દૃષ્ટાંતો છે તેથી એક પ્રકારની સજીવતા આવી છે. ક્યાંક વિચારની ફિકાશ દબાઈ ગઈ છે; પરંતુ સામાજિક લેખોમાં તેનો અતિઉપયોગ અવતરણપ્રિયતા છતી કરે છે. સંગ્રહના લેખો જૂની ઢબની વિવેચનશૈલીના છે. એ લખાયાને વચગાળે અંતરપટ પડ્યો છે, તેથી પુસ્તક બાહ્યરંગે જેમ આજ કાલનાં સુશોભિત પ્રકાશનોની પાછળ રહી ગયું છે, તેમ લેખ-સંગ્રહ વિવેચનની પ્રગતિની દૃષ્ટિએ સદંતર પાછળ પડી ગયો છે. બાકી, સ્વ. લેખિકાનો લોકસાહિત્યનો અભ્યાસ તેમજ ગુજરાતનાં વિશિષ્ટ સંસ્કૃતિનાં અધ્યયન અને પૂજા પ્રકટાવવાનો પ્રયાસ તો તેમાં સારા પ્રમાણમાં અને ખરા દિલથી થયો જ છે એ સ્પષ્ટ વર્તાઈ આવે છે.

ભગવત્ ભટ્ટ

## પરિચાયિકા : ૧*

૧. હૃદયવીણા, આ. ૩જી: ૨૧. નરસિંહરાવ ભોળાનાથ (સી. જમનાદાસની કું. મુંબાઈ; રૂ. ૨।).—૧૮૯૬, ૧૯૧૦, ૧૯૩૪: એમ બીજી આવૃત્તિ ચૌદ તથા ત્રીજી ચોવીશ વર્ષને ગાળે થઇ. આ આંકડા જ, સદ્‌ગત કવિએ આ સંગ્રહ વિશે વાચકોની આકાંક્ષાનું જે માપ કાઢવા ઈચ્છેલું તે કાઢી આપે છે; બાકી ખરી રીતે તો, પ્રકૃતિ અને માનવભાવનાં સુન્દર તથા ભવ્ય સ્વરૂપોને, કદાચ બહુ કલ્પનાવિહારી નહિ પણ માનજનક મધ્યમ કોટિની સાત્ત્વિક કવિતાથી આલેખતાં આ સાઠેક કાવ્યો પોતાને શિક્ષિત માનતા-મનાવતા પ્રત્યેક ગુજરાતીના રસાસ્વાદ તેમ જ ધ્યાનપૂર્ણ વાચનને પાત્ર છે એમાં સંશય નહિ. 'ઊંડી રજની' તો ચિરકાલ ભાષાભૂષણ બની રહે તેવી મનોગમ એક રચના છે. સંગ્રહના નામને સાર્થ કરતું, અકાળે ગત થએલા 'કવિના દૌહિત્રનું' આકર્ષક ચિત્ર એ આ આવૃત્તિની વિશેષતા છે.

૨. મારી જીવનસ્મૃતિ તથા નોંધપોથી: સ્વ. સૌ. કનુબહેન દવે (ડૉ. સૌ. પુષ્પલતા ર. પંડ્યા, મુંબાઈ; રૂ. ૨).—સાહિત્યકારે પોતે પોતાને વિશે લખ્યું હોય તેવા અત્યાર પહેલાંના ચારેક[1] ગ્રન્થોમાં આ પાંચમો ઉમેરાય છે અને પોતાની ઊંચી પાત્રતાથી આવકાર પામે છે. પહેલો ભાગ આત્મકથાત્મક છે તે પચાસબાવન પાનાંનો છે અને બીજો બાકીનાં અઢીસોએક પાનાં રોકે છે. નિત્યજીવનના સામાન્ય પ્રસંગોથી માંડીને સીધા ગહન પ્રશ્નોને (કવિનો પ્રિય શબ્દ વાપરીએ તો) ઉકેલવા પ્રયતતાં આ પૃષ્ઠોમાંનું એક પણ એવું નથી જે તેમના કોમલ સ્વકીય પ્રભાવી વ્યક્તિત્વે રંગાયું ન હોય. અહીં જેમ આપણે તેમનાં પોતાનાં આન્તરજીવન, રુચિઅરુચિ અને વિચારોથી પરિચિત થઇએ છીએ તેમ

---

* ગયાં બેથી પાંચ વર્ષમાં મળેલા ગ્રન્થોમાંથી થોડાક પરની આ નજરનોંધ છે.

૧. 'મારી હકીકત' (કવિ નર્મદાશંકર); 'હું પોતે' (નારાયણ હેમચન્દ્ર); 'એક ગુર્જરાત્માની ઘડતરકથા' (ન્હા. દ. કવિ); 'અડધે રસ્તે' (ક. મા. મુનશી). 'કાન્ત'-કલાપીની પત્રધારાઓ પણ, એ જુદો સાહિત્યપ્રકાર હોવા છતાં, આની સાથે અમુક અંશે ગણાવાય.

સમુન્નતકર વિભૂતિપૂજ્ય કે વીરરસ કે કરુણ રસ ઇત્યાદિ ચિત્તાકર્ષક લક્ષણો માટે વાંચનાર કવિના ઋણી રહેશે, એવી સુન્દર પદ્ય રચનાઓ વાંચશે.

૫. **પથિકના પત્રો**, ગુચ્છ બીજો: અંબાલાલ બા. પુરાણી (શ્રી અરવિન્દ કાર્યા. આણંદ; રૂ. ૦ા)—સહકાર્ય કરનાર બંધુઓને ૧૯૨૩–૨૮ દરમ્યાન લખાયેલા આ દશ પત્રોમાં તેમની પ્રવૃત્તિઓમાં તાત્ત્વિક દૃષ્ટિએ માર્ગદર્શક થાય તેવું તથા પૂર્ણયોગના વિશિષ્ટ દૃષ્ટિબિન્દુથી જીવનસિદ્ધાન્તોને ચર્ચતું લખાણ છે. 'જાહેર મિલકત' તરીકે યોગ્ય રીતે ઓળખાવાયલી આ પત્રમાલાનો . એકેએક મણકો સાત્ત્વિકતાપૂર્વક જનસેવા કરવા ચહાનાર પ્રત્યેક જણને માટે સ્થિરપ્રકાશમય અને કાર્યપ્રેરક બને તેવો છે. સેવાવ્રત જેમણે નહિ લીધું હોય તેવા સંસ્કારી ગુજરાતી વાચકો પણ, વાર્તાઓ–ભલે સારી વાર્તાઓ–વાંચવામાં નવરાશનો મોટો ભાગ રોકીને પોતે સારું સાહિત્ય વાંચ્યાનો જે સસ્તો સંતોષ મેળવી લે છે, તે વર્ગના વાચકોએ 'પથિકના પત્રો' જેવું ચિન્તનલક્ષી–પણ એ કારણે ઓછું સરળ જરા ય નહિ, ગાળબોળિયા અર્થમાં 'સાક્ષરી' બિલકુલ નહિ–વાઙ્મય ખરીદી વાંચવા ભણી, એ વાચન વડે જીવન ઘડવા ભણી, વળવાનો વખત તો ક્યારનો આવી ચૂક્યો છે; પણ એ વખતને વર્તી લેનાર બડભાગી હજી ઝાઝા જણાતા નથી. આ દુઃસહ સ્થિતિ કોણ ક્યારે સુધારશે?

૬. **કેળાસૃષ્ટિ**: સ્રી, જિનરાજદાસકૃત: ઇન્દુમતી મહેતા, બપતરાય મહેતા (અંબાલાલ બુ. શાહ, અમદાવાદ; રૂ. ૧ાા).—"સુગન્ધી સુપ્રસાદરૂપ સાહિત્ય"ને ધારણ કરનાર આ આશરે પોણાપાંચસો પાના વિશે ટૂંકી નોંધમાં તો કશું ઉપયોગી લખવું અશક્ય છે. કલાવિષયમાં, સૌન્દર્યની ભાવના, એની સૂક્ષ્મ ભૂમિકાઓ, એની ક્રિયા-પ્રક્રિયા તથા આહ્લાદકમય પરિણામના વિષયમાં, ગુજરાતીમાં મળતો આ પહેલો વિસ્તૃત ગ્રન્થ પહેલા સ્થાનનો પણ અધિકારી છે એ ઓછા આનંદની વાત નથી. એની અણમૂલ મૂલ્યવત્તાને અનુરૂપ કંઈક વિસ્તારથી પરિચય અવકાશે કરાવવા આશા રાખીએ છીએ. બીજાએ જ્યાં ચાર કે પાંચ રૂપિયા કિંમત રાખી હોત ત્યાં આ પ્રકાશકે રૂ. દોઢ જ રાખ્યો છે એ હકીકત તરફ ધ્યાન ખેંચ્યા વિના ચાલે તેમ નથી.

[ક્ષમાયાચના : ઇચ્છા અને તૈયારી છતાં આ ગ્રન્થો વિશે લખવાનું મુલતવવું પડ્યું છે : પતંગપુરાણ; પ્રાચીન-અર્વાચીન સ્ત્રીપહેરવેશ; ચીનનો અવાજ; યોગશાસ્ત્ર (આ. હેમચંદ્ર કૃત); શ્રી ભગવતીસાર; કૂંપળ; ફોરમ; Karsondas Mulji;]

## પરિચાયિકા : ૨

[આ મથાળા હેઠળ, ગયા વર્ષ માફક, ગુજરાત સાહિત્ય-સભા તરફથી પ્રગટતાં વાર્ષિકાવલોકનોમાંના સાડત્રીસની સાલના ગ્રન્થસ્થ વાઙ્મયની પ્રો. અનન્તરાય મ. રાવળ લિખિત, ગયા નવેમ્બરમાં પ્રગટેલી, સમીક્ષામાંથી નીચેની કંડિકાઓ ઉતારીએ છીએ એ વખતે (ડીસે. '૩૭ના અંકમાં, પૃ. ૭૭૧–૭૨) જે પ્રાસ્તાવિક નોંધ લખી હતી તે આ વખતના ઉતારાઓને પણ સાદ્યન્ત લાગુ પડતી સમજવી.]

૧. **પ્રભાતનો તપસ્વી અને 'કુક્કુટ દીક્ષા'** (અ. ફ. ખબરદાર): બે જાણીતાં વિડમ્બનકાવ્યોની[1] બીજી આવૃત્તિ. રચનાઓ પાછળ, "અછાન્દસ ડોલનશૈલીની પોકળતા ખુલ્લી કરવાનો" સ્પષ્ટ હેતુ. મૂળ કાવ્યોની હૂબહૂ નકલ, પણ ડંખ નથી. કવિબન્ધુની શક્તિને વેડફાતી અટકાવવા ચાહતું સુહૃત્કાર્ય કર્તાએ કર્યું છે.

૨ **તંબૂરાનો તાર** (સ્વ. મોરારજી કામદાર): "દલપત-શૈલીની બોધપ્રધાન કવિતા, ફારસી ગઝલો, ભજનો, દુહા. ... ... વકીલાતના કાવ્યશત્રુ વાતાવરણમાં પણ હૃદયસ્થ સાહિત્યસંસ્કારોને 'સંકોરી સંવર્ધી' જ્વલંત રાખવાની" કવિની ખંત નોંધપાત્ર.

૩. **રતન** (ચન્દ્રવદન મહેતા): "ભગિનીસ્નેહની મંગલ-ગાથા, તેટલે જ અંશે ... ...સુન્દર ગ્રામકથા." વસ્તુ આછુંપાતળું પણ ગ્રામવાતાવરણ તાદૃશતાથી ખડું; એ ખામી ઢંકાઇ છે, "પાત્ર–

---

૧. 'પ્રતિકાવ્ય' કહેવાય છે તે 'પેરડી' માટે સ્વ. નરસિંહરાવનો શબ્દ; એ તેમણે એક વાર મુંબાઇના વનિતાવિશ્રામ સભાગૃહમાં મળેલી કોઈક વાઙ્મયવિષયક સભામાં સૂચવેલો.–સં. 'આ.

માનસ રજૂ કરવામાં ... તથા ... વતનપરસ્તીની ઉજળી ભાવનાઓનો વિજય દર્શાવવામાં." રતન અને ધનો લાગણીજીવી, "તેથી તેમનું કેટલુંક વર્તન વ્યવહારદૃષ્ટિએ બહુ સંભવપુષ્ટ લાગતું નથી." પણ કવિનું ભાવનાપ્રાબલ્ય એવી સ્થિતિનો ખુલાસો. સૌમોટી વિશેષતા એ કે કવિએ "પૃથ્વી છન્દની શક્તિનો તેમ જ તેના પરના પોતાના પ્રભુત્વનો પરિચય કરાવી દીધો છે." થોડા કથાકાવ્ય-સાહિત્યમાં કીમતી ઉમેરો.

**૪, ૫. રમકડાંની દુકાન, 'સંતાકૂકડી'** (ચન્દ્રવદન મહેતા); બાળનાટકો, પાવલોવા-સ્ફુરિત ને રવિબાબુ-પ્રેરિત. બંને, "બાળમાનસનો બરાબર ખ્યાલ રાખી તેમની ભૂમિકા જોડે તદ્રૂપ બનનાર." બાળમાનસના બિનસમજુ વર્ગ સામે જીવન્ત પાત્રો દ્વારા પ્રહાર. વાચકદિલ જીતે તેવાં.

**૬. નવા યુગની સ્ત્રી** (શારદાપ્રસાદ વર્મા); શૃંગાર નહિ, પુરુષપાત્ર નૂજ, કરુણ તત્ત્વ પણ થોડું; ઓજસ્વી નૂતન સ્ત્રીના આદર્શવાળાં, "સ્ત્રીત્વનાં વિવિધ પાસાંનું દર્શન કરાવતાં ત્રણ નાટકો."

**૭, વસુંધરાનાં વહાલાંદવલાં** (ઝ. મેઘાણી): "દીન-દુઃખિયાંની વીતકકથા." ઘણાંખરાં પાત્રોને "હૃદય જેવું કંઈ હોય જ નહિ એવું એક પણ પ્રકાશરેખા વિનાનું તેમનું ચિત્રણ." પણ તેજુ તથા મદારી, ગ્રામજીવનચિત્રો તથા શૈલી, "આ નવલને ખૂબ સુવાચ્ય બનાવે છે."

**૮ રાજમુગટ** ('ધૂમકેતુ'): પુનઃસંસ્કરણ. "તેના કલેવરમાં નવાં લોહીમાંસ કેટલેક સ્થળે પૂર્યાં" ઉ-વસ્તુસંકલના, પાત્રનૂર, કાર્યત્વરા અને રાજખટપટની બાબતોમાં. એ ખટપટોના મિટાવ, દેશી રાજ્યોની સુધારણા અને ભાવિ વિચારણાના વિષયમાં કર્તા ગોવર્ધનરામ પછીના પહેલા જ નવલકાર. "વિચારણાને લીધે કાર્યવેગ પાછળથી મંદ." પોતાના ખાસ ગુણોને કારણે, "એક જ ઢાળામાં લખાતી અત્યારની નવલકથાઓમાં જુદી જ તરી" આવે છે.

**૯. મલ્લિકા** ('ધૂમકેતુ'): અન્યમાંની ૧૧ નવલિકાઓ '૩૭ની સાલની "નવલિકાસમૃદ્ધિનાં ઝળકતાં નંગો." ઘણીખરી રચનાઓની ભૂમિકા વાસ્તવવાદની, પણ એમ લેવાયલું વસ્તુ "ભાવનાવાદનો પુટ

પામીને જ કલાદેહ પામે છે." એ જ છે ખરો માર્ગ, કલાપદેશ્યુ વાસ્તવવાદ માટે; "નહિતર ફોટોચિત્ર જ એની ગતિ છે."

૧૦ સાન્તૂ મહેતા, ભા. ૨, ૩ (ધી. ધ. શાહ): 'પાટણની પ્રભુતા' પ્રભૃતિ "નવલત્રિપુટીના પુરોવાચન લેખે વાંચી શકાય તેવો સમય" વર્ણવતી નવલ; લેખનપદ્ધતિ પણ રા. મુનશી જેવી ને "ઠીક ઠીક સફળતા" વાળી. ઇતિહાસને વફાદારીની લેખકની વૃત્તિ નોંધપાત્ર.

૧૧. આવતી કાલ (રા. ના. પાઠક): આ સમાજવાદી વિચારસરણીની પ્રયોગકથામાં "શુદ્ધ વૈજ્ઞાનિક સમાજવાદ નથી" પણ સત્યાગ્રહમાં મજૂરલડતનું તત્ત્વ ભેળવ્યું છે, ગ્રામોદ્યોગભાવના પણ છે. નાયક રોમાંચક પણ અસ્વાભાવિક. ઝડપી લખાવટને લીધે "વાર્તારસ જળવાય છે" પણ પાત્રચિત્રણ, સંકલના, ભાવચિત્ર–"બધું કાચું ને અસ્વાભાવિક."

૧૨ છાયા (દુર્ગેશ શુકલ): કર્તાની "વિકાસશીલ વાર્તાકલાની ઝાંખી કરાવે છે." વસ્તુપ્રદેશ વ્યાપક, કલાવિધાન વૈવિધ્યવાળું, લોકજીવનનો પરિચય સારો. પાત્રસૃષ્ટિ "જુદા જુદા થર અને માનસ"ના પ્રતિબિમ્બરૂપ. વાર્તાઓ એકકેન્દ્રી નથી તેથી, લેખકના કલમચાપલ્ય છતાં "ચોટ મોળી પડી" જાય છે; પણ, એકંદરે, સંગ્રહ "આપણા વાર્તાસાહિત્યને સમૃદ્ધ કરી જનાર."

૧૩ ગ્રહશિલ્પ (વિનોદરાય ભટ્ટ): વસ્તુરેખા "પાતળી અને અપર્યાપ્ત" "આપણા સમાજજીવનની કેટલીક સુવાચ્ય વાર્તાઓ," સંગ્રહમાં છે, તેમાં કેટલીક અસ્વાભાવિકતા ને તાલમેલિયાપણું હોવા છતાં.

૧૪, ૧૫. ઝાંઝવાનાં જળ, 'અંતરની વ્યથા' ('સોપાન') (૧૪) નું મૂળ પ્રેરણાઝરણ આપણું નિત્યજીવન. એ દરો વાર્તા ધ્યેયલક્ષી; એવીઓમાં કલાવિધાનની બેપરવાઈ કુદરતી, પણ અક્ષમ્ય. કર્તાનાં વસ્તુબળ તથા ભાષાપ્રવાહિતામાં "કલાદષ્ટિ ભળે તો જતે દહાડે ઉત્તમ સાહિત્યકાર નીવડે." (૧૫) સત્યાગ્રહસંક્ષોભથી રંગાયલી એ યુદ્ધના પડઘા ઝીલનાર તરીકે ઠીક પણ શુદ્ધ નવલિકાઓ નહિ.

૧૬. સ્વૈરવિહાર, ભા. ૨ (રા. વિ. પાઠક): કર્તાની ઊંચી પ્રતિના મર્મવિદ તરીકેની પ્રતિષ્ઠાને ટકાવનાર, કેમ કે તેઓ "શુષ્ક

વિષયોને પણ લડાવી તેના પર દલીલબાજી કરી શકે છે." આ હાસ્યરસની મુખ્ય વિશિષ્ટતાઓ: બુદ્ધિપ્રધાનતા; કટાક્ષમય ઉપહાસપ્રકાર સવિશેષ; "વાક્ચાપલ્ય અને તર્કપાટવનું પ્રમાણ" વધુ, તેથી વિનોદ ('હ્યુમર') કરતાં નર્મ ('વિટ') વધુ; સંસ્કારીવર્ગને આનંદ આપવામાં જ "તેની કૃતકૃત્યતા રહેલી છે."

અપૂર્ણ ] —વિ.

## સ્વીકાર-નોંધ

### સોસાયટીના[1] નવાં પુસ્તક

૧. અગ્નોપનિષદ્ (મણિલાલ છ. ભટ્ટ): સ. રા. ભિડેકૃત મરાઠી ગ્રન્થનું ભાષાન્તર, મૂળ મંત્ર, અન્વય, વિવરણ વગેરે સહિત (રૂ. ૦ા).– ૨. દાર્શનિક કોશ, ખં. ૨ (સ્વ. છોટાલાલ ન. ભટ્ટ; 'પ' અક્ષરથી સંપૂર્ણ (રૂ. ૧).—૩. ભૌગોલિક કોશ, ખં. ૨ (સ્વ. ડાહ્યાભાઇ પી. દેરાસરી: 'ટ' થી 'વ' (રૂ. ૧).—૪. ઓખાહરણ, પ્રેમાનંદ, નાકર અને વિષ્ણુદાસનાં (ગજેન્દ્રશંકર લા. પંડ્યા): 'ત્રણ ઓખાહરણો' નામક પ્રવેશકલેખ સાથે; (રૂ. ૧).—૫. મનોમુકુર, ગ્રં. ૪ (સ્વ. નરસિંહરાવ ભો. દીવેટિયા): અગિયાર વિવેચનલેખો, ચારે ગ્રન્થની વર્ણાનુક્રમણિકા સહિત (રૂ. ૧).— ૬. પ્લેટોનું આદર્શ [રૂપ] નગર પુ. ૨ (પ્રાણજીવન વિ. પાઠક): ગ્રીક ફિલસૂફી તથા પ્લેટોના વિચારમિનાર વિશેના વિસ્તૃત ઉપોદ્ઘાત અને પૃથક્કરણ સાથે; (રૂ. ૧).—૭. માનવ ધર્મ, (જયંતીલાલ આચાર્ય): રવિબાબુનાં (કયા સાલનાં?) 'હિબર્ટ લેક્ચર્સ'નું ભાષાન્તર; (૭ આના).— ૮. જન્તુશાસ્ત્રપ્રવેશિકા, પ્રવેશક સાથે (ડૉ. બાલકૃષ્ણ અ. પાઠક; રૂ. ૧).–૯. દાંત અને તેની સંભાળ, (ર. મો. પટેલ, ડૉ. કે. દો. જીલા); 'શંકાર' નામક પ્રસ્તાવના લેખ સાથે, (૭ આના).—૧૦ અહેવાલ, સોસાયટીના ૧૯૩૭ના કામકાજનો.

### અન્ય નવાં પ્રકાશનો

૧. અર્વાચીન કાવ્યસાહિત્યનાં વહેણો (રામનારાયણ વિ.

૧. ગુજ. વર્ના. સોસાયટીનાં

પાઠક ) : ૧૯૩૬નાં ઠક્કર વ્યાખ્યાનો ( મુંબાઇ યુનિવર્સિટી: રૂ. ૧ ) **—૨. અવન્તીનાથ,** ( ચુનીલાલ વ. શાહ ); ઐતિ. નવલ. ' ઘડતરના પ્રયોગો' તથા 'દેશ કાળ અને રાજ'નામક આદિલેખો સાથે, (' પ્રજાબન્ધુ'ની ૧૯૩૭ની ભેટ, રૂ. ૨ ).**—૩. વિશ્વદર્શન** ( છોટાલાલ મા. કામદાર ) : વિવિધ વિષયોનો આકરગ્રન્થ; ( ભારતી સાહિત્યસંઘ, અમદાવાદ; રૂ. ૩ા )**—૪. મુક્તિના રાસ,** ( શ્રી જ્યોત્સ્ના શુક્લ સુરત ) : સ્વાતંત્ર્યપ્રેમ અને દેશભક્તિના ૩૩ રાસનો સંગ્રહ; ( રૂ. ૦I ).**— ૫. કાવ્યસંહિતા** ('અનામી') : ૭૨ નાનાં કાવ્યોનો સંગ્રહ, પ્રા. અનંતરાય મ. રાવળની પ્રસ્તાવના સાથે ( રણજિત એમ. પટેલ, ડભોડા ).**—૬. મદાલસા** ( ગોવિન્દ હ. પટેલ ) : ' બોધપ્રધાન સંવાદકાવ્ય '—પ્રા. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદીના ' બે બોલ ' સાથે ( ગોરધનભાઇ કિ. પટેલ, વડોદરા; દસ આના )**—૭. પથિકના પત્રો,** ગુચ્છ ૧ ( અંબાલાલ બા. પુરાણી ); કિશોરો કુમારો તથા યુવાનોને સને ૧૯૨૨—૨૯ દરમ્યાન પોંડિચરીથી લખાયલા ૧૧ પત્રો; ( શ્રી અરવિન્દ કાર્યા. આણંદ; નવ આના ).**—૮. ભારતીય સમાજ-શાસ્ત્ર,** શ્રી સયાજી સાહિત્યમાળાનું ૨૬૦મું પુષ્પ ( ચિમનલાલ મ. ડૉક્ટર ) : ૧૫—૨૭ ગ્રંથો પરથી ૨૦ પ્રકરણોમાં કરેલું સંકલન; ( લુહાણામિત્ર પ્રેસ, વડોદરા; રૂ. ૨—૬—૦ ).**—૯. વર્ધા શિક્ષણ-યોજના,** વિદ્યાપીઠ-ગ્રંથાવલિનું પુ. ૯મું : પાયાની કેળવણીને લગતી ઝાકીરહુસેનસમિતિના નિવેદનાદિકનું ભાષાન્તર ( નવજીવન કાર્યા. અમદાવાદ; ૧૦ આના ).**—૧૦ શ્રી રમણમહર્ષિનો** ઉપદેશસાર, મૂળ તમિળના સંસ્કૃતાદિ ભાષાન્તરનું સમવૃત્ત ભાષાન્તર; મહર્ષિના પરિચય તથા ટિપ્પણ સાથે ( શ્રી રમણાશ્રમમ્, તિરુવણ્ણામલૈ; દોઢ આનો ). ૧૧—આપણા દેશની **પ્રાથમિક કેળવણી** ( શ્રી તરંગિણી ર. નીલકંઠ ) : વિષયના એક અંગ્રેજી ગ્રન્થમાંના ૧૨ નિબન્ધોનું ભાષાન્તર ( ઑકસફર્ડ યુનિ. પ્રેસ, મુંબાઇ; રૂ. ૧ ).**—વૃત્તાન્તો વગેરે :** (૧) ફોર્બસ-સભા, ૧૯૩૮; (૨) ગુજ. સાહિત્યમંડળ—નવે નામે, નર્મદસભા—સુરત, ૧૯૩૮; (૩) જામનગરનું સૂર્યગૃહ, બીજી આ. ( ડૉ. પ્રાણજીવન મા. મહેતા ); (૪) ભારતવિદ્યાલય, કરાડી : ૧૯૯૪; (૫) શ્રી ગુજરાત વ્યાયામપ્રચારક મંડળ, ઉદ્દેશ : રૂપરેખા, બંધારણ વગેરે,—આ સિવાય બે નવાં કાવ્યસંગ્રહો **સાન્ધ્યગીત** (' કલાપ ' ) તથા **અર્ચન** ( પ્રબોધ: પારાશર્ય ) પણ મળ્યા છે; જે





અવલોકાવા પરગામ પરવર્યાં હોવાથી, એનો વિગતે સ્વીકાર અહીં થઈ શક્યો નથી.

## સ્વીકારનોંધ-પૂર્તિ

**સાહિત્યપરાગ,** શાળોપયોગી પદ્યગદ્ય સંગ્રહઃ નલિન (સાકરલાલ ક. વહોરા, ભાવનગર; રૂા ૨૧)

**ભારતનો ટંકાર,** બીજી આવૃત્તિઃ અ. ફ. ખબરદાર (મહેશ ક. શુકલ, મુંબાઈ; રૂા ૧)

**લોકપોથી** પહેલી : જુગતરામ દવે, નરહરિ પરીખ (નવજીવન પ્ર. મંદિર, અમદાવાદ; એક આનો)

**કવિતાનો બોધ**

કવિતા સ્ત્રીની પેઠે બોધ આપનારી છે. તે કદી સીધો બોધ આપી શકતી નથી. જુદા જુદા રસમાં છુપાઇને એ પ્રથમ તો માનવીનું હૃદય કોમળ કરે છે. અને કોમળ થયું એટલે હૃદય પોતાની મેળે પ્રભુ તરફ વળે છે.

'કૌમુદી' અં. ૧, પૃ. ૩૧ —**કલાપી**

# ધ્વનિ

## વાસરિકા

### 'પ્રગટવું' ને 'આનંદવું'

૧લી માર્ચ: 'પ્રગટ થાય છે'ને બદલે (પુસ્તક, સામયિક વગેરેને માટે) 'પ્રગટે છે' લખવાનું શરૂ કોઈક ચાલતી પેઢીના લેખકે (કદાચ, સંભવ છે તેમ મેં જ) કર્યું એમ હમણાં સુધી માનતો હતો. આજે એક ભુલાયલું—જો કે છેક ભુલાવાપાત્ર નહિ એવું—ચરિત્ર જોતાં સમજાયું કે એ માનવું બરાબર નથી. વર્નાક્યુલર સોસાયટીએ તેના એક દાતા શેઠ હરિવલ્લભદાસનું જે ચરિત્ર, 'એઓના એક સ્નેહીએ રચિત', સને ૧૮૮૦માં પોતાના મુખપત્રના પરિશિષ્ટરૂપે છાપેલ, તેના ગ્રન્થાકારને પહેલે પાને ટીપમાં એ ચારિત્ર વિશે એના કર્તા લખે છે: "તેની આ ... દ્વિતીયાવૃત્તિ ... ઈ. સ. ૧૮૯૮માં પ્રકટે છે." આમ એ ક્રિયાપદને એના સહાયકારક વિના મૂળ રૂપે જ ગુજરાતીમાં વાપરનાર 'એક સ્નેહી' અર્થાત્ મનઃસુખરામ ત્રિપાઠી કદાચ પહેલા જ હશે ... આવી જ બીજી કેટલીક શોધો કરી પ્રચલિત માન્યતાઓ સુધારી લેવા જેવું છે; જેમ કે, 'આનંદવું' સૌથી પહેલો 'વસંતોત્સવ'કારે વાપરેલો એવું સાધારણ રીતે લાગે, પણ એ શબ્દ ગયે વરસે 'સુદર્શનગદ્યાવલિ'માં એક જગ્યાએ નજરે ચઢ્યાનું મને ચોક્કસ યાદ છે. કઈ જગ્યાએ એ તો ફરીથી શોધવું પડે. હમણાં પ્રયાસ કરી જોયો પણ અનાયાસે જ એવી શોધો તો થાય છે ને ? ગયે વરસે એ મહાગ્રન્થ શીખવવાનો હતો તેથી દર અઠવાડિયે તેનો પરિશ્રમપૂર્વક ઉપયોગ થતો; હવે એવા ઉપયોગમાંથી લાંબા સમય માટે (કદાચ, કાયમ માટે) મુક્તિ મળી છે. એ મુક્તિ પામવાથી બધા વિદ્યાર્થીઓ ને ઘણાખરા

પ્રાધ્યાપકો પણ આનંદવા લાગ્યા છે–સિવાય કે મારા જેવા એક બે શાસ્ત્રીયવાના ખાં, જેઓ અનાનંદવા લાગ્યા છે.

## 'ક્રાઇટેરિયન'નો સ્વર્ગવાસ

પૂરી: ૧૯૩૩માં નીકળેલું, ૧૯૨૪માં નીકળેલા 'કૌમુદી'નું કેટલેક અંશે પ્રેરણાદાર (બાકીના અંશોમાંથી થોડા ૧૯૧૯માં નીકળેલા 'લંડન મર્ક્યુરી'માંથી મળેલા.), 'ક્રાઇટેરિયન' આ વર્ષના તેના જાન્યુઆરી–અંકના પ્રકાશન સાથે સ્વર્ગવાસી થયું છે. એ પ્રસંગના તેના તંત્રી ટી. એસ. ઇલિયટના નિવેદન પરથી જણાય છે કે યુરપના વિપરીત દેશકાળમાં હવે પોતાનો વિવેચનપત્ર ('લિટરરી રીવ્યુ') ચલાવવાનો ઉત્સાહ ટકે તેમ નથી એમ તેમને લાગ્યું છે. તેઓ કહે છે કે સાહિત્યવિષયક ધોરણો વડે જેને નિકષ પર ચઢાવી શકાય તેવી પ્રાણવંત ભાવનાઓ જ હવે યુરપ અને ઇંગ્લંડના જીવનમાં પોતાને જડતી નથી; એટલે, એ જીવનમાં જ જે નથી તેના–જીવન તથા રાજ્યનીતિના સુરેખ સ્થિર સિદ્ધાંતોના–નિરૂપણ માટે બુદ્ધિમાનોની બધી શક્તિ ખર્ચાય એ જ તેમને ઇષ્ટ લાગ્યું છે ... ... આ દૃષ્ટિબિન્દુની ચર્ચા કરતાં ગયા માસના 'મર્ક્યુરી'માં તંત્રીસ્થાનેથી જે લખાયું છે તેનો સાર એ કે સાહિત્ય અને કલા એકદંડિયા મહેલમાં રહેનારાં નથી–તેને જીવનમાંથી પોષણ મળે છે: જીવનમાંથી તે ઊગે છે, તેના જ અંશો છે, તેનાં સૂક્ષ્મ સત્ત્વો છે. માટે, સાહિત્યકલા જો કરમાઈ જતાં હાલના સમયમાં દીસતાં હોય, લોકો જીવનની વિચારપ્રધાન નહિ પણ વ્યાવહારિક બાજુ ભણી વધારે ઢળતા હોય, તો તો તેઓ ક્યાને ક્યાં જશે ને શું કરશે વગેરેની દિશા તેમને સમજાવવા–સુઝાડવા માટે સાહિત્યકલાની–સકળ વિચારપ્રધાન તેમ જ રસલક્ષી પ્રવૃત્તિની–સવિશેષ જરૂર છે. એ જરૂર સારી રીતે પૂરી પડે, રસકલ્પનાવંતી તથા ચિન્તનમય દૃષ્ટિએ જીવનસમીક્ષા ઊંચા ધોરણે તથા જવાબદારીથી થતી રહે, તો તેવા વાતાવરણમાંથી જ નવા સમયને ઉચિત તથા ઉપકારક નવાં સાહિત્યકલા પ્રગટશે ... ... 'ક્રાઇટેરિયન' બંધ પડવાના નિવેદનમાં આર્થિક બાજુનો સ્પર્શ નથી. એ કારણે તે બંધ થયું હશે પણ વધુ અંશે તો કારણ મનોવૈજ્ઞાનિક ('સાઇકોલોજિકલ') હશે. આપણે ત્યાં તો આવાં સાહસો અટકવા માટે બંને પ્રકારનાં કારણો મોજૂદ છે. 'ગુજરાત' અને 'કૌમુદી' એમ જ ગયાં; બીજી બાજુ,

'માધુરી' 'પૂર્ણા' અને 'કુસુમ' આવ્યાં એ આપણી શ્રદ્ધાવિહોણી સાહસપ્રિયતા દેખાડે છે કે ગુજરાતીઓ કોઇક દહાડો પણ ઊંઘમાંથી ઢંઢોળાશે અને આપણા કાર્ય પર વારી જઇને આપણને ટકાવશે એવી ઊંડી સજીવ અમર શ્રદ્ધા દેખાડે છે?—નજાને, નજાને.

## ગો. મા. ત્રિ.નો શિક્ષણવિચાર

**૨૮મી માર્ચ**: પેલા એક જાણીતા આસામીએ હિન્દુસ્તાનને બદલે અમેરિકસ્તાનની ભેટ જગતને સાડાચારસો વર્ષ પર કરી તેવું આજે પોણાચારે મારે લાઇબ્રેરીમાં બન્યું: મનઃસુખરામની ચરિત્રરેખા માટે જૂનાં 'વસન્ત' ઉથલાવતો હતો ત્યાં એના સાતમા વર્ષની (૧૯૬૪–૬૫ની) ફાઈલમાં—'ફાઈલ' માટે 'દફતર' વપરાય? વિચારશો—ગોવર્ધનરામના શિક્ષણવિચાર સંબંધી લેખ ત્રણ ભાગે નજરે પડ્યો: 'સ્વ. શ્રી ગોવર્ધનરામભાઇના પ્રાથમિક શિક્ષણ પરના વિચારો' (જીવાભાઇ અ. પટેલ). ... એ મહાન સાહિત્યસ્વામીના અવસાનને બીજે જ વર્ષે થએલો, એમના વિચારમિનારના એક વિશિષ્ટ સ્વરૂપની પૃથક્સેવનની ('સ્પેશ્યલિઝેશન' માટે સ્વ. સર રમણભાઇનો શબ્દ) દૃષ્ટિએ અભ્યાસ કરવા કોશિશ કરતો, એ પ્રયાસ એવા જ પછીના પ્રો. ઠાકોરના માનનીય પ્રયાસોને મુકાબલે મધ્યમ કોટિનો ગણાય પણ જે ઉપેક્ષાનો ભોગ એ થયો છે તેને પાત્ર તો નથી. એમાં ગો. મા. ત્રિ.ના ગ્રન્થોને આધારે એમની શિક્ષણભાવનાનું આજે પણ અનેક રીતે ઉપયોગી વિવરણ, વિસ્તારી અવતરણો સહિત, થયું છે. જેમને ઇચ્છા અને તક હોય તેમણે એ અવશ્ય વાંચવા જેવું છે.

## અસંગૃહીત ગો. મા. ત્રિ.

**૩૦મી**: ગોવર્ધનરામનાં સામયિકમત—ને હજી યે એમાં જ રહેલાં—લખાણો આપણે ધારીએ તેટલાં થોડાં નથી અને નિરુપયોગી તો નથી જ. એ વિષય પર જે કંઇ થોડું 'શ્રીયુત ગોવર્ધનરામ' 'સમાલોચક'—દફતર વગેરેમાંથી ટપકાવી શકાય તે આ પ્રમાણે: પરિષદ-પ્રમુખવ્યાખ્યાન; 'મહાપ્રજાઓનાં લાક્ષણિક દૃષ્ટાંત;' એમના ગ્રંથમણિની પ્રસ્તાવનાઓ; 'સતી સુની', 'આપણાં આદિકાળનાં નાટકો;' નવલરામની જીવનકથા (હવે એ પણ દુર્લભ થાય છે. 'નવલગ્રંથા.'ના

નવા તારણમાં એ અસલ રૂપે નથી.) ... ૧૯૦૪ના એ ત્રૈમાસિકના દફતરમાંથી કાવ્યો 'કવિશ્રેષ્ઠ કવિતા' તથા 'અધ્યાત્મકવિ અને તેની કવિતા' અને આ બે મૂલ્યવાન વિવેચનલેખો: 'પાશ્ચાત્ય હાસ્યરસ અને તેનું એતદ્દેશીય રૂપાન્તર' તથા એવામાં તુર્તના ગુજરેલા કે. ન. કાબરાજીની 'ટૂંક પિછાન' નામે સ્મારકગ્રન્થની વિસ્તૃત મૂલ્યવાન સમીક્ષા ... આ સર્વને આપણે ૬૭, એ માનનીય ચિન્તક આપણી વચ્ચેથી ગયે ૩૨ વર્ષ થઈ ગયાં છતાં, અન્ધાકાર અર્પી શક્યા નથી; અને દેખાય છે તેમ તો, અર્પવાના પણ નથી. સૌથી મોટી કમનસીબી એ છે કે આવું બનવાથી થતી ભારે હાનિ લેવાની આંખ ( અને અક્કલ પણ ) આપણે સૌ જાણે ગુમાવી બેઠા છીએ.

'રણપિંગલ'ની સમકાલીન સમાલોચના

**૧લી એપ્રિલ:** એ આજે, જૂનાં 'સમાલોચક' ત્રૈમાસિક ( ૧૯૦૩–૦૪નાં; તંત્રી શ. મણિલાલ છબારામ ભટ્ટ ) જોવાતાં હતાં ત્યારે, નજરે ચઢી. અગત્યના ગ્રન્થો પર જરૂર લાગે તો એક જ નહિ–બબ્બે વાર પણ સમાલોચના છાપવી એવી આપણા સમયના અમુક ત્રૈમાસિકે દાખવેલી કર્તવ્યબુદ્ધિ અને હિંમત એ જૂના ત્રૈમાસિકમાં પણ હતી એટલે તેણે રણછોડભાઈનો ગ્રન્થમણિ પ્રગટ્યો કે તુર્ત ( ઓક્ટો.–ડીસે. ૧૯૦૩ના અંકમાં ) તેમ જ એ પછીના જ ( ૧૯૦૪ના પહેલા) અંકમાં એને વિશે લખ્યું. એ બંને અવલોકન અભ્યાસીઓએ જોવા જેવાં છે; ખાસ કરી, બીજું. ...પહેલામાં એ 'અતિઉત્તમ પુસ્તક' વિશે વધુ કૈં કહેવામાં આવ્યું નથી પણ પિંગલના અભ્યાસની અગત્ય સૂચવી છે, એનો અનાદર કરનાર તત્કાલીન કવિપદેચ્છુઓના કાર્યની ક્ષુદ્રતાનો ઈશારો કર્યો છે અને આ રસિક માહિતી તેમાંથી લાધે છે: કચ્છમાં કવિતાશિક્ષણ આપતી શાળા 'લગભગ એક બે શતક'થી ચાલે છે તેમાં સ્વામીનારાયણી કવિ બ્રહ્માનંદે, પોતે પૂર્વાશ્રમમાં ભાટ હતા ત્યારે, પિંગળનો અભ્યાસ કરેલો તથા રાજાઓ વિશે કવિતો જોડેલાં; પાછળથી તેમણે પ્રભુને જ એક માત્ર સાચો રાજા માન્યો ત્યારે પણ અભ્યાસ ઘણો કામ લાગેલો એ પણ આપણે જાણીએ છીએ. ... બીજું અવલોકન મોટાં ચારેક પાનાંનું હોઇ વિસ્તૃત ગણાય. તેમાં ગ્રન્થનો વિગતે પરિચય અને એની ઘટતી મુક્તકંઠી પ્રશંસા છે. એના કર્તાને 'સાહિત્યાચાર્ય કવિવર શ્રી રણછોડભાઇ' ( આવા ઘટ્ટ અક્ષરો

ત્યાં મૂળ લખાણમાં જ છે.) કહ્યા છે; અને તેમની કૃતિને, અનામી રાખેલા એક પારસી લેખકના શબ્દો વાપરી, '**આ વીશમી સદીની અજાયબી છે**' એમ ઓળખાવી છે. ઉપરાંત અવલોકનકાર પોતે પણ સાક્ષર ગ્રંથકારને ગળે આ પુષ્પમાળ પહેરાવે છે:

આ રણપિંગલ પુસ્તકાલયનું અપૂર્વ આભૂષણ છે. કવિ અને કાવ્યશાસ્ત્રીઓનો તે અલભ્ય કોષ છે. વિદ્વજ્જનોની કવિતા-વનિતા પ્રતિબિમ્બદર્શક આદર્શ છે. અને વિવિધ પ્રકારના છંદો-રૂપ મણિમાણિક્યની તે અભિભૂત ખાણ છે.

એ વાક્યોવાળી કંડિકાને અંતે હકીકત નોંધી છે કે એ વિષયનો એવો ગ્રન્થ સંસ્કૃત હિંદી મરાઠી કે હિંદની બીજી ભાષાઓમાં નથી; અને અવલોકનની ઉપાન્ત્ય કંડિકામાં, 'રણપિંગલ' નાગરી લિપિમાં છપાયા બદલ સંતોષ દર્શાવી હિંદભર માટે એ લિપિની હિમાયત કરી છે. 'છંદોર્ણવતારક તરણીરૂપ " એ મહાગ્રન્થનું એ દિગ્દર્શન સમાપ્ત કરતાં રણછોડભાઈને તથા એમને પોતાના મુખ્ય મંત્રીપદે સ્થાપનાર ના. કચ્છનરેશને ધન્યવાદ આપ્યા છે.

### અસંગૃહીત ગો. મા. ત્રિ.—૨

**૬ઠ્ઠી :** 'સમાલોચક'ના જ ૧૯૦૫–૦૬ના દફતરમાં બે વધુ કાવ્યો 'પ્રણવપુરુષ' તથા 'કુરુક્ષેત્ર' છે. ૧૯૦૭માં થએલા એમના અવસાન પછીનાં છ સાત વર્ષો દરમ્યાન ત્યાં જ અંકોને છેડે અંગ્રેજી લખાણો 'પ્રૅક્ટિકલ ઍસેટિસિઝમ' તથા 'ઍપ્રિટપુરુષ... ઑફ સૂરત' છે; આ છેલ્લું વ્યાખ્યાન તરીકે અપાયલું લાગે છે ને. મને યાદ છે એ પ્રમાણે, 'શ્રીયુત ગોવર્ધનરામ'માંની લખાણ યાદીમાં દાખલ કરવું રહી ગયું છે.

### 'મર્ક્યુરી' પણ મર્યું

**૧લી મે :** ગયે મહિને એક પ્રતિષ્ઠિત પત્રમાં વાંચ્યા મુજબ, 'લંડન મર્ક્યુરી'ને પણ હવે આપણે સ્વતંત્ર માસિક તરીકે મર્યું ગણવાનું કેમ કે એ 'લાઇફ ઍંડ લેટર્સ'માં વિલીન થયું છે. તેના જવા સાથે હું સરખાની બીજી પ્રેરણામૂર્તિ ભાંગે છે. ૧૯૧૯માં થએલા તેના દર્શને, ૧૯૨૩માં થએલા 'ક્રાઈટેરિયન'ના દર્શને પણ, મારામાં અવ્યક્તરૂપે રહેલા સાહિત્યભક્તિના ઉન્માદને .૧૯૨૪માં . સઘુંમ

'કૌમુદી' રૂપે ને ૧૯૩૫માં 'માનસી'ને રૂપે વ્યક્ત કર્યો. એ ચારમાંનાં ત્રણ તો અવ્યક્તમાં પાછાં ગયાં અને જે રહ્યું છે તે પણ અમરપટો તો નથી લખાવી આવ્યું એ સૌ જાણે છે; કોઇ જે નથી જાણતું તે આ: 'માનસી' ૧૯૩૯નાં લવાજમની જવાબદારી મોડીવહેલી અદા કર્યા બાદ વ્યક્ત ને અવ્યક્તમાંનું કયું પસંદ કરશે ? ...

## '૩૯ નું ગ્રંથસ્થ વાઙ્મય

૨૭: એની સમીક્ષા ગુજરાત સાહિત્યસભાએ પ્રાધ્યાપકો વિષ્ણુપ્રસાદ ત્રિવેદી અને મંજરાય દેસાઇને સોંપી છે. એ કાર્યના ઇતિહાસમાં પહેલી જ વાર કાર્યની વહેંચણી આ વખતે થઈ છે; એમ કરવાની સૂચના તો આ અદના કલમે ઓછામાં ઓછાં ૭ વર્ષ પર કરેલી એમ સાંભરે છે. હશે, જાગ્યા ત્યારથી સવાર; આ દાખલામાં તો રળિયામણું સવાર, કેમ કે બંને સમીક્ષકો પોતાના વિષયને પૂરતો ન્યાય આપવાના જ એ આપણે જાણીએ છીએ. એ જાણની રૂઇએ અમે કહીએ છીએ–લેખકો પ્રકાશકોને અમારી તથા ગુજ. સા. સભાની તરફથી સવિનય વિનવીએ છીએ–ખાસ કરી, આ વિષયમાં અમારા દિલોજાન દોસ્તો બનેલા ભાઈઓ કેશવ હ. શેઠ તથા જીવનલાલ અમરશી મહેતાનાં પુણ્યનામો સ્મરીને એમને તથા અન્ય સર્વ લાગતાવળગતાને વિનંતિ કરીએ છીએ કે ૧૯૩૯નાં સર્વ પ્રકારનો ઉપર્યુક્ત સુહેતુની સિદ્ધિ માટે કાળજીપૂર્વક અને વેળાસર આ સરનામે રવાના કરશોજી: પ્રા. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી., એમ. ટી. બી. કોલેજ: સૂરત.

—વિ.

# ફૂલ અને પથ્થર

## વિવેચના પણ સર્જન

**શ્રીમાન માનસી–સંચાલક, સૂરત.**

મહાશય,

કેટલાંક પુસ્તકો હું વારે વારે વાંચ્યા કરું છું. 'સ્વૈરવિહાર' પણ એમાંનું એક છે. હમણાં એ પુસ્તકનાં પાનાં આડાંઅવળાં વાંચતાં વાંચતાં મને ગયા ડિસેમ્બરનું 'માનસી' સાંભર્યું : એ અંકના 'વાસરિકા' વિભાગમાં 'વિવેચક વળી સર્જક હોય ?' એ

મથાળા નીચે લખતાં આપે લખ્યું છે : "... કવિની નહિ પણ કવિના જેવી પ્રતિભા અને કલ્પના વિવેચકનામાં પણ આવશ્યક" હોવાથી, વિવેચક પણ એ જ રીતે સર્જક છે જ છે. એ સત્યને આપણામાંથી કોઇ નકારવા ધારે તો નકારી શકે છે; પણ એમ કરવા સાથે જ, એ "સાહસિક પુરુષ અર્વાચીન યુરોપિયન વિવેચનોના મોટા અને માનનીય ભાગને નકારી નાખવાનું ભારે જોખમ ખેડે છે, એમ પણ સખેદ જાહેર કરવું પ્રાપ્ત થાય છે."

વળી સ્વ. કાંત પણ એ જ મતના હતા પણ એ કવિવિવેચકના એક ગુણાનુરાગી વિવેચકકવિ આ મત સ્વીકારતા નથી, એવું પણ આપે એ નોંધની શરૂઆતમાં કહ્યું છે. એટલે એ આખી નોંધનો અર્થ એવો થયો કે એ વિવેચકકવિએ પોતાના ગુરુ કાંતના મતને અને અર્વાચીન યુરોપિયન વિવેચનના મોટા અને માનનીય ભાગને નકારવાનું ભારે જોખમ કર્યું છે. અને આમ છતાં આપને એ વસ્તુ જાહેર કરતાં જેટલો ખેદ થયો છે એટલો અથવા લગારે ખેદ પ્રસ્તુત લેખકને થયો ન હોય કારણ માણસ જ્યારે પોતાની બુદ્ધિ પર વિશ્વાસ રાખતો થાય છે ત્યારે તે બીજા ગમે તેવા મોટા અને માનનીય મતને અમાન્ય કરતાં મૂંઝાતો નથી, પણ માણસની ખરી મૂંઝવણ તો જ્યારે એને પોતે જ ઉચ્ચારેલા મતને નકારવા પડે છે ત્યારે ઉભી થાય છે. પ્રસ્તુત લેખકે એ સાહસ કર્યું છે નહિ એનો નિર્ણય આ પોતે આપ પત્ર પૂરો વાંચી રહો ત્યાં સુધીમાં કરી શકશો.

"સ્વૈરવિહાર" ભા. ૧લામાંથી શ્રી મુનશીની કલાને શામળની કલા સાથે સરખાવ્યા પછી લેખક પૂછે છે:

"ધારો કે હું વિવેચક હોઉં તો તેમ કરવાનો (શ્રી મુનશીની કલાને શામળની કલા સાથે સરખાવવાનો) મને હક્ક ખરો કે નહિ? આ આવડા મોટા જગતમાં સારૂંએ છે ને ખરાબે છે. તેમાંથી ખરાબ જ લઈને, જાણીજોઈને ખરાબ હોય એટલું જોઈને, કલાની કૃતિઓમાં ખરાબ જ નિરૂપવાનો કલાવિધાયકને હક છે કે નહિ? બધા કહે છે છે જ. તેથી જગતને અન્યાય થયો કોઇ માને છે? ઊલટું એ રીતે જગતને નિરૂપવું એ તો કલાકારની સ્વતંત્રતા, સર્જકતા ગણાય છે. નવી કલાનું એ લક્ષણ મનાય છે, તો વિવેચકને પણ ખરાબમાં ખરાબ દૃષ્ટિ લઈ વિવેચના કરવાનો હક શા માટે નહિ? વિવેચના

પણ એક સ્વતંત્ર સર્જન જ છે. કાં તો એમ કહેલું છે, અને બીજા વિવેચકો પોતાની વિવેચના વિષે ગમે તે ધારતા હોય, પણ હું મારી વિવેચનાને સ્વતંત્ર સર્જન જ માનું છું. તો મારા જેવા તદ્દન નવા વિવેચકને કોઈ પણ કૃતિને ખરાબમાં ખરાબ રીતે જોવાનો હક ખરો કે નહિ?

—'સ્વૈરવિહાર' ભા. ૧. પૃ. ૨૩૪

હું માનું છું કે આપનો નિર્ણય થઈ ગયો હશે.[૧]

લિ.

તા. ૫-૪-૩૯. 'ગ્રંથકીટ'

## નિકષપૂર્તિ

### સહયોગીઓ

છાત્રતેજ (સુવર્ણ મહોત્સવ અંક, જાન્યુ. '૩૯): સુરતની સાર્વજનિક હાઈસ્કૂલને થોડા સમય પર ૫૦ વર્ષ પૂરાં થયાં તે નિમિત્તનો એ શાળાના મુખપત્રનો આ વિશેષાંક છે. તેનાં દોઢસોથી ય વધારે પાનાં અને શાળા સાથે સંબન્ધ ધરાવતી એકસોથી ય વધારે વ્યક્તિઓની છબિઓ એટલે શાળાના જન્મ અને જીવનવિકાસનું એક સજીવ અને પ્રોત્સાહક ચિત્ર; ખાસ કરી, શાળાની કારકિર્દીનો જે અહેવાલ ચાલીસેક પાનામાં રજૂ થયો છે તેમાંની હકીકતો સૂચવે છે કે નાની સરખી શરૂઆતમાંથી ફૂલેલો-ફાલેલો આ પણ વિશાળ વડલો કહેવાય તેવી સંસ્થા બની છે. શિક્ષકો તથા જૂના વિદ્યાર્થીઓ વિશેની માહિતી પણ જાણવાજોગ છે. પ્રકીર્ણ લેખોમાં રા. મનુભાઈ ક. દેસાઈનાં સંસ્મરણો સૌથી વધુ ધ્યાન ખેંચે છે. આવા અનેક દૃષ્ટિએ આકર્ષક અંક માટે શાળાના હાલના આચાર્યશ્રી અને પ્રસ્તુત વિશેષાંકના તંત્રી-પ્રકાશક રા. બ્રિજરતનલાલ અક્કડને સમસ્ત સંસ્કારી ગુજરાત તરફથી અભિનન્દન આપતાં અમને ઘણો આનંદ થાય છે.

રશ્મિ (અં. ૫ મો): સેંટ ઝેવિયર્સ કૉલેજના ગુજરાતી

૧. ખેદક.—સં. 'માનસી.'

સાહિત્યમંડળનું ૧૯૩૮-૩૯નું વાર્ષિક. આ પ્રકારના એક માત્ર ગુજરાતી પત્રના આ અંકમાં પિરસાયલી વાર્તાઓ, કાવ્યો અને વિવેચનો પરથી (આ છેલ્લા પ્રકારમાં 'કેટલાંક કાવ્યો' તથા 'રોષનાં કાવ્યો' પરના લેખો ખાસ ઉલ્લેખપાત્ર છે.) સામગ્રી ભાવિ ગુજરાતી શું શું વિચારે-અનુભવે છે તેનું સારું પ્રતિબિંબ પાડે છે. તંત્રીઓ તથા એમના સહકારી વિદ્યાર્થીબંધુઓનો આ સન્નિષ્ઠ તેટલો જ સુગર્વપાત્ર, તેટલો જ ઉત્તેજન તથા અનુકરણને પાત્ર, પ્રયાસ પ્રતિવર્ષ સવિશેષ યશસ્વી નીવડો.

**સુવાસ:** વડોદરેથી એક વર્ષથી પ્રગટતા આ ઉચ્ચગ્રાહી માસિકનો ચૈત્ર ૧૯૯૫નો અંક શ્રીમદ્‌હેમચન્દ્રાચાર્ય-વિશેષાંક તરીકે નીકળ્યો છે. એ વિષયને લગતાં તથા બીજાં મેસર્સ રણછોડલાલ જ્ઞાની, જગજીવનદાસ મોદી, કેશવલાલ કામદાર, લાલચંદ ગાંધી, રમણલાલ દેસાઈ, ગોવિન્દભાઇ દેસાઈ અને મોહનલાલ દેસાઈ જેવા સુલેખકોનાં ઉપયોગી વિચારણીય લખાણો તંત્રી રા. રતિલાલ ત્રિ. શાહ મેળવી શકયા છે એ આનંદનો વિષય છે. ઈચ્છીએ છીએ કે શિક્ષિત ગુજરાત 'સુવાસ' જેવા સત્પ્રયાસને આવકારે, પોષે અને સંપૂર્ણ સુવિકાસની તક આપે.

**જ્યોત** (જાન્યુ. '૩૯): વિદ્યાર્થીઓમાં સાહિત્યપ્રેમ ઉત્પન્ન થાય અને તેઓ માતૃભાષામાં શુદ્ધ લખાણ કરી શકે એ હેતુથી હસ્તલેખી રૂપે નીકળતા પૂનાની એંગ્લો-ગુજરાતી શાળાના છમાસિક પત્રનો આ વાર્ષિક છાપેલો અંક વિદ્યાર્થીઓ તથા તેમના માર્ગદર્શકોના ઉત્સાહનું સુચિન્હ છે. તેનાં પચાસેક ટૂંકાં લખાણમાં વિવિધતા સારી જળવાઇ છે.

**સ્વીકાર નોંધ-પૂર્તિ:** ગોદાન (પૂર્વાર્ધ) સ્વ. પ્રેમચંદજીકૃતઃ માણેકલાલ ગો. જોષી (ગૂર્જર ગ્રં. ર. કાર્યા. અમદાવાદ; રૂ. ૨॥).— —આપણે સૌ ભણીએ શિક્ષણમાલાની 'નાની પોથી' તથા 'પહેલી ચોપડી': ધૂમકેતુ (પ્રકાશક ઉપર મુજબ; દરેકનો એક આનો). —વિદ્યાવિહાર: અમદાવાદના શેઠ ચિ. ન. વિદ્યાવિહારના વિદ્યાર્થીગણનાં લખાણોના સચિત્ર સામયિકનો અંક પહેલો.—ગુજરાત સાહિત્યસભાનો ૧૯૩૮-૩૯ નો અહેવાલ ને હિસાબ.

—વિ.

# મંદિરનો ઘંટનાદ

૧. ગતાંક પછી મળેલી નીચે પ્રમાણેની વિશેષ મદદ આભાર સહ સ્વીકારીએ છીએ,

| | | |
|---|---|---|
| શેઠ પ્રાણલાલ દેવકરણ નાનજી, મુંબાઇ | ... | રૂ. ૨૫ |
| રા. વૈકુંઠરાય લલ્લુભાઇ મહેતા, | ,, ... | ,, ૨૫ |
| ,, મહાદેવપ્રસાદ હ. દેસાઇ, રંગૂન | ... | ,, ૧૦ |
| શેઠ દેવકરણ નેણસી મોનજી, મુંબાઇ | ... | ,, ૧૦ |
| 'એક બંધુ' ... ... | ,, ... | ,, ૧૦ |
| | | રૂ. ૮૦ |

૨. એક લોનના રૂ. ૧૦૦) વાળી શકાયા છે એટલે એ રકમ હવે સાતસોથી છસો પર ઉતરે છે.

૩. પ્રેસબિલો હજી ગયા વર્ષનાં પૂરાં ભરાયાં નથી.

૪. અંકોની નિયમિતતા અનેક કારણે અશક્ય બની છે તે ખાતે દિલગીર છીએ. ૧૯૩૮ની વર્ષાનુક્રમણી આવતા અંકે.

ભાવનગર: ૫–૫–૩૯ —વિ.

# મંજૂષા

## નવલવિશેષ

### લાચાર યુરોપી લેખકો

ઈંગ્લિશ પી. ઇ. એન. ક્લબનાં (11, Gower St. London, W. C. I.) પ્રમુખ મિસિસ સ્ટૉર્મ જેમીસન તરફથી અને એ સંસ્થાના ભારતીય કેન્દ્ર દ્વારા અમારા વાચકો તેમ જ સર્વ ભારતીય લેખકોની જાણ માટે રજૂ કરવાનો ગઇ તા. ૨૦મી માર્ચનો વિનંતિપત્ર અમને મળ્યો છે. તેનો સારાંશ એ છે કે યુરપના કેટલાક દેશો માથેની ભારે રાજકીય વિપત્તિને કારણે એ દેશોના પ્રતિષ્ઠિત તથા સહાયતાપાત્ર સંખ્યાબંધ લેખકોએ ઇંગ્લંડમાં આશ્રય શોધ્યો છે અને એમને માટે ભંડોળ એકઠું કરી ઉપર્યુક્ત સંસ્થા (સહાની રકમો ઇન્ટર્નૅશનલ મ. ઓ. તથા ચેક એને payable કરવાના છે.) દ્વારા બને તે વધુમાં વધુ આર્થિક સહાયતા એમને તત્કાળ અને પૂરતા પ્રમાણમાં કરવાની ઘણી જરૂર છે. અમને આશા છે કે ગુજરાતનો ધનિક તેમ જ મધ્યમ વર્ગ આ વિષયમાં પોતાથી બનતું વધુ સત્વર કરીને દુર્ભાગ્યવશાત્ અસહાય બનેલા એ સંસ્કારસેવકો પ્રત્યેની પોતાની માનવતાની તથા સંસ્કારપ્રેમની લાગણી સક્રિય પણે દર્શાવીને, 'વસુધૈવ કુટુમ્બકમ્'ની આપણી સુપ્રસિદ્ધ ભાવનાની પ્રતીતિ ફરીથી એક વાર જગતને કરાવશે જ.

# નવલરામ[1]

## સુધારક અને અગસ્ત્ય

[ બે વર્ષ પર (૧૯૩૬માં) નવલરામની જન્મશતાબ્દીને પ્રસંગે પ્રા. બ. ક. ઠાકોરે સૂરતમાં વ્યાખ્યાન આપ્યું હતું. 'શ્રી નવલરામ પંડ્યાને અંજલિ' નામની એ પત્રિકામાંથી નીચેની બે કંડિકા આ વર્ષના (૧૯૩૯ના) નવલરામની ૫૦મી પુણ્યતિથિના પ્રસંગે પુનર્મુદ્રિત કરીએ છીએ. એમાંની પહેલીમાં સુધારક નવલરામ વિશે અને બીજીમાં જે જે વિષયમાં નવલરામનું કાર્ય અગસ્તિવૃત્તિરૂપ-'પાયોનીઅરિંગ'નું હતું તેનો નિર્દેશ છે. આ બીજું બિન્દુ આવા સ્પષ્ટ અને એકત્રિત રૂપમાં પ્રા. ઠાકોરે જ પહેલવહેલું રજૂ કર્યું છે એ હકીકત પર પણ વાચકોનું લક્ષ દોરવાની જરૂર લાગે છે.—સં. 'માનસી' ]

'સુધારો' થવો જોઈએ થાય છે થતો જ રહેશે, આ યુગ સુધારાનો જ થવાનો, એ [ નવલરામની ] મૂળ શ્રદ્ધા કાયમ રહી. પરંતુ નર્મદ જેવો સેનાની પણ શેષરસદશા પહેલાંના કાળનાં પોતાનાં 'યાહોમ'મંત્રે 'ધસો ધસો'નાં વલણોને પાછળથી અવિચારી તથા હિંદુ કિંવા 'આર્યો'ની ધર્મભાવના-પ્રધાન સંસ્કૃતિના સનાતન સત્ત્વ વિશે ઘોર અજ્ઞાનવાળાં અને માટે ત્યાજ્ય ગણતો થાય; દયાનંદ સરસ્વતીની થીઓસોફીની અને પ્રાર્થનાસમાજની પ્રવૃત્તિઓ પ્રજામાં પરિમિત આદર પામીને જ અંભો જાય; એક પછી એક સુધારકો મૂંઝાઈ જાય અથવા કસોટીમાં કુંદન ન નીવડે :. વગેરે હૃદયને વલોવી નાંખતા અનુભવોનો સાક્ષી આ સુધારક [ નવલરામ ] સુધારાના પ્રવાહને પોષનારાં બળોમાં વિદ્યાવિવેકે તારતમ્ય કરે છે, વ્યક્તિગત સ્થાનિક ક્ષણિક આદિ અતિ પરિમિત બળોના મોહપાશમાંથી વિમુક્ત બને છે, અને યુરોપી અર્વાચીનતા અને માનવતાનો વધતો જતો પ્રસારો, દેશવ્યાપી અંગ્રેજી કેળવણી, વૈજ્ઞાનિક

---

૧. અહીંથી માંડી ઉવટ સુધીનાં પૃષ્ઠોમાંના કેટલાંક લખાણ સંઘરેલાં ગયા બે-ત્રણ અંકોમાં છાપવા, પણ છાપી શકાય છે આમાં જ.

જ્ઞાનશુદ્ધિ અને દૃષ્ટિના ફેલાવ, એવાં દેશકાલાતીત તેમ મહાન વ્યક્તિઓને પણ પોતાને પગલે ખેંચવા સમર્થ વ્યાપક બળોની ઉપર જ પોતાની શ્રદ્ધાને ટેકવતો થાય છે.

× × ×

એવા જ [ નમૂનેદાર ] શિક્ષક અનુકૂલ સંજોગોમાં પોતાની નવી પરંપરાના આદ્ય પ્રવર્તક પણ બની શકે. કાઠિયાવાડી રાજ્યોએ રાજકોટની શિક્ષક પાઠશાળાને પૂરી ખિલવી નહિ, અમદાવાદને અધીન જ રાખી, એટલે શ્રી નવલરામની શક્તિઓ પૂરે બહારે દીપી ઊઠવા પામેલી નહિ. તથાપિ—

(૧) પંડિતવર્ય બુલ્હર [ બ્યુહ્લરે ] નવલરામને સોંપેલું 'કાન્હડદે' પ્રબન્ધનું સંશોધન[1] સંપાદન શિક્ષકો શ્રી કેશવલાલ ધ્રુવ અને શ્રી ડાહ્યાભાઈ દેરાસરી પૂરું કર્યું;

(૨) અ–જૈન ગુજરાતીઓમાં નવલરામે જ પ્રથમ પહેલે શરૂ કરેલ પ્રાકૃત વ્યાકરણોનું વ્યવસ્થિત અધ્યયન શિક્ષકો માધવલાલ, કમળાશંકર અને સવાઈ શિક્ષક શ્રી. નં. મો. દી. એ યથાશક્તિ આગળ ચલાવ્યું;

(૩) પ્રગટ થતા જતા સાહિત્યને સુદૃષ્ટ કરવાનું ઊડતા પંખીગણમાંથી હરહમેશ અમુક અમુકના શિકાર જેવું કાર્ય ગોફણ તીર છરા ગોળી વગેરે જેને જે ઘટે તે વાપરીને ચાલુ ઉદ્યમ લેખે નવલરામે હાર પાડેલું તે એમના પછી શિક્ષક મણિલાલ નભુભાઈ આદિએ વધારે શાસ્ત્રીયતા અને કલાવૈચિત્ર્યે વધારે બહોળા પ્રદેશમાં વિસ્તાર્યું; અને

(૪) નવલરામે જ સંસ્કૃત રસાલંકાર શાસ્ત્રનો સારોદ્ધાર ગુજરાતીમાં ઉતારવાની પહેલ કરેલી તે સૌથી વધારે વ્યુત્પત્તિ

---

૧. હવે પાછું એનું ય સંશોધન 'બુદ્ધિપ્રકાશ' અને ફોર્બસ ત્રૈમાસિકમાં શિક્ષક વર્ગના બે વિદ્વાનો કરે છે (વચ્ચે 'સવાઈ શિક્ષકે' પણ એ કરેલું) એ વાચકોના ધ્યાનમાં હશે જ.—સં. 'મા'.

માગતું કાર્ય મોડું મોડું પણ આપણા સમયમાં શિક્ષકો ભાઇ શ્રી રસિકલાલ પરીખ, રામનારાયણ પાઠક અને ડોલરરાય માંકડ જેવાનાં પાંડિત્ય હાલ ચલવે છે તેમ બીજાં વીસ વર્ષ ચાલ્યાં કરશે, તો ગુજરાતી સમાલોચનામાં કલા અને શૈલી, ઔચિત્ય અને અલંકાર, રસ અને રસાભાસ, વેગ આન્દોલન ધ્વનિ અને સુચન આદિની પર્યેષણા માતબર બનશે એવું ભવિષ્ય ભાખી શકાય છે.

## ગ્રન્થસ્થ ચિન્તન

### સિદ્ધરાજનું ચારિત્ર્ય

[ દુ. કે. શાસ્ત્રીઃ 'ગુજરાતનો મધ્યકાલીન ઇતિહાસ' પૃ. ૨૭૫-૭૭ ]

સિદ્ધરાજના શરીરના રંગ અને ઘાટ વિશે કૃષ્ણાજી રત્નમાળામાં લખે છે કે તે ગૌર વર્ણનો, શરીરે દૂબળો અને સારા આકારવાળો હતો; કાંડા સુધી તેના હાથના પહોંચા કાળા હતા. કૃષ્ણાજીનું, શરીરના રંગનું આ વર્ણન મને તો કલ્પિત લાગે છે, એ મેં આગળ કહ્યું છે. એકંદર રીતે સિદ્ધરાજનાં મોટા ગુણો હતા. એ મહા પરાક્રમી, ઉદાર, રાજનીતિજ્ઞ, વ્યવસ્થાકુશળ, બુદ્ધિશાળી તથા બ્રાહ્મણ, જૈન અને મુસલમાન ધર્મ ત્રણેના અનુયાયીઓ તરફ સમાનદષ્ટિથી જોનારો, વિદ્યાપોષક, પ્રજાવત્સલ અને ન્યાયી રાજા હતો એમ દેખાય છે. લોકો સાથે સિદ્ધરાજ ખૂબ ભેળાતો અને ધર્મોચાર્યો તથા વિદ્વાનોનું તો બહુ માન રાખતો. શૈવ પાશુપતાચાર્ય કહે છે કે સિદ્ધરાજ મને ભાઇ ગણતો અને બીજી તરફથી જૈન શ્રીપાલ કવિ પણ કહે છે કે પોતે શ્રીપાલના પ્રતિપન્ન બંધુ હતો. સિદ્ધરાજનું આ વર્નન અકબરના વિશાલ હૃદયની યાદ આપે છે.

આવા બધી રીતે ઉત્તમ ચારિત્ર્યવાળા રાજા ઉપર દંતકથાએ જસમા ઓડણની વાતથી કલંક આરોપ્યું છે. એ દંતકથા સાચી માનવાનું કંઈ કારણ નથી એ ઉપર નોંધ્યું જ છે.

× × × ટૂંકામાં, સિદ્ધરાજ ગુજરાતના સોલંકી વંશનો મહા સમર્થ રાજા થઈ ગયો. એને વિષ્ણુનો અવતાર પણ કેટલાક માનતા હતા. તેણે પરાક્રમથી ગુજરાતની સીમાઓ ખૂબ વધારી દીધી. માળવા વગેરે જીતી તથા લૂંટી પુષ્કળ સમૃદ્ધિ ગુજરાતમાં આણી. પહેલાં માળવાની રાજધાની વિશે કહેવાતું કે "ત્યાં સવારે આંગણામાંથી કચરો કાઢતાં હારમાંથી તૂટેલાં મોતીઓ વળાઈ જાય છે." અને પછી હેમચન્દ્ર જ પાટણ વિશે કહે છે કે "ત્યાં લોકો સોનું તથા રત્ન ખોબે ખોબે આપે છે છતાં સોનાનો તથા રત્નનો ભંડાર અક્ષય જ છે."

## રણછોડભાઈની નાટ્યસેવા

[ પ્રા. અનંતરાય રાવળઃ "ર. ઉ. શતાબ્દીગ્રંથ" પૃ. ૧૫૨ ]

ત્યારે, રણછોડભાઈની નાટ્યસેવાનું મૂલ્ય શું? એમનાં નાટકોની જે ઊડતી સમાલોચના આપણે કરી ગયા તે પછી ઘણા બોલી ઊઠશે "ઉહ, આ તે કંઈ નાટક કહેવાય? કલાત્મક સાહિત્યકૃતિઓ ય કોણ કહે આને?" ખરું છે કે વિવેચનના પ્રહારો ખમી શકે તેવાં આ નાટકો નથી. ઉચ્ચ સાહિત્ય તરીકે ટકી શકે તેવું ચિરંજીવિતાનું તત્ત્વ પણ ત્યાં નહિ મળે. પણ ઐતિહાસિક સાપેક્ષ દૃષ્ટિએ તપાસ્યા વિના કોઈ કૃતિનું પૂરું મૂલ્યાંકન નથી થતું. આપણી અત્યારની ફુટપટ્ટીએ આજથી સાઠ વર્ષ પહેલાંનાં પ્રારંભક દશાનાં નાટકોને માપવા જતાં અન્યાય કરી બેસવાનો પૂરતો સંભવ છે. રણછોડભાઈનું ખરું કાર્ય છે ગુજરાતી નાટકસાહિત્યના અગ્રણી ('પાયોનીઅર')નું. ગુજરાતી નાટ્યપ્રવાહના આદ્ય ઝરણા તરીકે તેમનાં નાટકોનું સ્થાન છે. પ્રારંભ કંઈ પૂર્ણતા નથી. રણછોડભાઈનાં નાટકો પણ પ્રારંભદશાની કચાશથી મુક્ત નથી. એ નાટકો હવે ભલે વિસ્મૃતિની ખીણમાં ગબડી પડયાં હોય, એમનું શ્રેય તો

"પુરાતા પાયાના ચણતર મહીં પથ્થર થતું" એ જ અને ગુજરાતી નાટકની જેવી ને જેવડી ઇમારત અત્યારે ઊભી છે તેના પાયાની સાદી ઈંટ તરીકે જ ગણાવાનું. સમજુ મનુષ્યો તો હંમેશા માને છે કે ખરી કીર્તિનો અધિકારી તો ભુલાઇ જતો એવો અગ્રણી જ છે. એ રીતે જોતાં ડઝનથી વધુ નાટકો લખી, લોકસમૂહને રસાનંદ આપી, તેમને સમાજસુધારાને તેમ જ સદ્ગુણને પંથે વાળી, તેમ જ રસવૃત્તિને ઉત્તેજી, પોષીને કેળવી અનેક શિખાઉ સમકાલીનો ને અનુગામીઓ માટેના ટકનો આદર્શ રજૂ કરી, નાટક ને રંગભૂમિ બંને વચ્ચે સુમેળભર્યો સહકાર સાધી જનાર રણછોડભાઇ! તમને અમારાં કૃતજ્ઞ ભાવે વંદન છે. તમારો સત્પુરુષાર્થ અમારી પ્રેરણા બનો.

## એથેન્સ અને નવદ્વીપ

[ રતિલાલ મો. ત્રિવેદી: 'સ્મૃતિ અને દર્શન' પૃ. ૧૬૦]

જ્ઞાનપિપાસુ શિક્ષકો જ્ઞાનનું ભવ્ય વાતાવરણ રચી શકે છે. પ્રાચીન એથેન્સ અને મધ્યકાલીન યુગમાં આપણા દેશનું નવદ્વીપ [ હાલનું નદિયા, બંગાળમાં. ] એનાં જ્વલંત ઉદાહરણો છે. એથેન્સ એ સુધરેલા જગતની પાઠશાળા કહેવાતું. એમાં આબરૂદાર શહેરીનો આદર્શ જ્ઞાનપ્રાપ્તિ હતો. મિલ્ટન એને 'કલા અને વક્તૃત્વની માતા' કહે છે. વિજ્ઞાનના વિકાસમાં પણ આ નગરમાં અથાક પ્રયત્ન થયો હતો. આ નગરમાં શાળા અને પાઠશાળાની બહાર પણ શિક્ષકો અને જ્ઞાનીઓનાં ટોળેટોળાં નજરે પડતાં અને એ બધાં એક બીજા સાથે જ્ઞાનની સગાઇ ખીલવવાને ઉત્સુક રહેતાં. પેરિક્લિસના સમયમાં આ શહેરમાં રાજ્યતંત્રીઓ, નાટકકારો, કવિઓ, ઇતિહાસકારો અને વિજ્ઞાનોવિદો સર્વ સાથે વસતા હતા અને વિદ્યા તથા કલાથી ભરપૂર જીવન જીવતા હતા.

નવદ્વીપમાં દ્રવ્યપ્રાપ્તિ, રાજ્યકારણ, યુદ્ધ, રમતગમત અને મોજશોખમાં જીવનનો ઉલ્લાસ મનાતો નહોતો પણ જ્ઞાનની પ્રાપ્તિ એ જ જીવનનો પ્રધાન રસ હતો. નવદ્વીપના ઘણાખરા નાગરિકોના પરમ વિદ્યાનુરાગને લીધે એ નગર જગતનાં બધાં નગરોથી જુદું પડતું. જ્યાં જુઓ ત્યાં વિદ્યાર્થીઓના જમાવ નજરે પડે. બજારો, શેરીઓ અને નદીના આરાઓ[1] વિદ્યાર્થીઓથી ભરચક રહેતા. વાદવિવાદને અર્થે પ્રત્યેક અનુકૂળ સ્થાને તેઓ હજારોની સંખ્યામાં એકઠા થતા. રસ્તે ચાલતાં પણ વિદ્યાર્થીઓ જ્ઞાનગોષ્ઠી કરતા હોય, રોજ રોજ નગરના ઘાટે ઘાટે વિવાદ-પરિષદો ભરાતી. આ બુદ્ધિબળના અખાડાઓમાં વાદીઓ વચ્ચે સામસામી લડાઇઓ પણ થતી અને હારેલા પક્ષને નદીના સામે કાંઠે તરી જવું પડતું.

અલબત્ત, પ્રાચીન આદર્શ બધો અર્વાચીન જીવનમાં ઉતારવા જેવો નથી પરંતુ એમાં જે જ્ઞાનની ધગશ છે તે આત્મામાં વસાવવા જેવી છે. **જ્ઞાન એ બજારુ સોદાની વસ્તુ નથી**[2] પરંતુ આત્માની અનિવાર્ય ભૂખ છે અને એ ભૂખની તૃપ્તિમાં કોઇ અનિર્વચનીય આનંદ રહેલો છે એટલું સ્મરણમાં લેવા જેવું છે.

---

૧. સહસ્રલિંગ સરોવરના અવશેષોમાંનો જે એક સુવિશાળ ઓવારો દષ્ટિગોચર થયો છે તે પરથી એ સરોવર વિશે પણ અધિકારી વિદ્વાનો આવું જ વિધાન કરે છે અને કહે છે કે ત્યાં એક મોટી વિદ્યાપીઠ હતી.—સં. 'મા.'

૨. આ અક્ષરો કજન શબ્દોને ઘટ્ટ છાપ્યા છે અમે; કેમ કે પોતાના અર્વાચીનપણાની ખોટી ખુમારી રાખનાર આજના જગતમાં જ્ઞાનને બજારુ જ સોદાની વસ્તુ સમાજના સુશિક્ષિત કહેવાતા નેતાઓએ સુદ્ધાં બનાવી મૂકી છે, એ માઠી પરિસ્થિતિ ઓળખવા અને નિવારવાનો પ્રયત્ન કરવા તરફ વાચકોના લક્ષને ખેંચીને આણવું આવશ્યક લાગ્યું છે.—સં. 'મા.'

## હિંદુ રાજ્યવ્યવસ્થાની પરીક્ષા

[ સ્વ. જાયસવાલ [૧] : 'હિંદુ રાજ્યવ્યવસ્થા ' પૃ. ૩૨૭ ]

હિંદુઓએ રાજ્યબંધારણમાં કરેલી પ્રગતિ સાથે બરાબરી કરી શકે બલ્કે તેથી ચઢી જાય એવી પ્રાચીન સમયની એક પણ વ્યવસ્થા મળી આવતી નથી. એ સાથે હિંદુ હજુ જેવો ને તેવો સજીવ પ્રાણી છે અને ડંકર જેવા મહાન ઇતિહાસકારના જણાવ્યા પ્રમાણે તેનો સંકલ્પ હજી એટલો દૃઢ છે કે તે કોઇ કાળે તૂટે તેવો સંભવ નથી. એની રાજ્યવ્યવસ્થાનો સુવર્ણયુગ ભૂતકાળમાં ગયો નથી પણ હજી ભવિષ્યકાળમાં આવવાનો છે. એનો અર્વાચીન ઇતિહાસ ૧૭મા સૈકાથી શરૂ થાય છે. એ સમયે વૈષ્ણવ ધર્મે સઘળાં પ્રાણીઓ સમાન હક ધરાવે છે એ બાબત ઉપર ભાર મૂક્યો, ત્યાર સુધી અધમ સ્થાને ગણાતા શૂદ્ર લોકોએ બ્રાહ્મણની સાથે રહી ઉપદેશ કરવા માંડ્યા, હિંદુના દેવની આરતીઓ મુસલમાને રચેલા સવૈયા મારફત ગવાવા માંડી, રામદાસે જાહેર કર્યું કે માણસ સ્વાધીન છે અને સહસા પરાધીન થઇ શકે નહિ, અને રાજ્ય સ્થાપવા માટે શૂદ્રે લીધેલી સરદારીનો બ્રાહ્મણોએ સ્વીકાર કર્યો.

હિંદુનો પરિવર્તનકાળ સમીપ છે. એથી પણ વિશેષ પ્રબળ શક્તિ હજી આવતી જાય છે. સંયોગ એવો આવી ગયો છે કે પ્રાચીન કાળમાં જે પ્રજાએ રાજ્યબંધારણને લગતા સૌથી ભારેમાં ભારે સિદ્ધાંતો ઘડી કહાડ્યા હતા તે આજે અર્વાચીનકાળની મોટામાં મોટી [ બ્રિટિશ ] રાજ્યવ્યવસ્થાના સંબંધમાં મુકાઇ છે. આ સંબંધ વિદ્યુતશક્તિ જેવો છે. એ પ્રજાને મારી નાખે

૧. એમના ' હિંદુ પોલીટી 'ના ( શ્રી. ચંપકલાલ લા. મહેતાએ કરેલા ) ગુજ. વર્ના. સોસાયટીએ ૧૯૩૩માં પ્રકાશિત ભાષાંતરના ઉપસંહારમાંથી.

અથવા સજીવન કરે. પણ સર્વદૃષ્ટિએ નિરીક્ષણ કરતાં હિંદુ પ્રજા સ્વાભાવિક રીતે આશા રાખે તેમ તેને સજીવન થવાના સંભવો ઘણા છે.

રાજ્યબંધારણમાં કે સંસારસુધારામાં પ્રગતિ કરવી એ કંઈ એક જ પ્રજાનો વ્યવસાય નથી. કેટલાક લોકો રાજકીય પ્રકરણમાં નૈસર્ગિક મહત્તા ધરાવે છે એવી માન્યતા હું સ્વીકારતો નથી. રાજ્યબંધારણની અને રાજ્યદ્વારી પ્રગતિ સંજોગો ઉપર અને માણસ માટે જોઇતી સર્જનશક્તિ ઉપર આધાર રાખે છે અને આ માટે જોઇતું સઘળું બળ શક્તિ અને માનસ હિંદમાં છે એની કોઈ ના પાડી શકશે નહિ.

## વિજયનગરની જાહોજલાલી

[ જ. નેહરૂ: વે. બૂચ: 'તવારીખની તેજછાયા' પુ. ૬, પૃ. ૪૫-૪૭ ]

વિજયનગર ૧૩૩૬માં સ્થપાયું હતું. દક્ષિણ હિંદના કર્ણાટક નામના પ્રદેશમાં તે આવેલું હતું [ એક રાજવંશી લગ્નપ્રસંગે ] ૭ માઇલ સુધી આખે રસ્તે સોનેરી કાપડ અને મખમલ અને એવાં બીજાં કીમતી કાપડ પાથર્યાં હતાં ... વિજયનગર જતાં તેણે [ મધ્ય એશિયન મુસાફર અબ્દુલ રઝાકે ] પિત્તળના ઢાળાનું બનાવેલું એક અદ્ભુત મંદિર જોયું, એ મંદિર પંદર ફૂટ ઊંચું હતું અને તેનાં સમચોરસ બોંયતળિયાંની દરેક બાજુ ત્રીસ ત્રીસ ફુટની હતી. ...તે લખે છે કે " ...ખૂબ લાંબી અને પહોળી બજારો છે. એ શહેરમાં હરહમેશ તાજાં સુગંધીદાર ફૂલો મળી શકે છે. ફૂલોને તેઓ જીવનની જરૂરિયાત માને છે કારણ કે ફૂલો વગરનું જીવન અશક્ય ગણાય છે. ... ઝવેરીઓ હીરા માણેક મોતી વગેરે ઝવેરાત બજારમાં તદ્દન ખુલ્લાં રાખીને વેચે છે." ... ... [ ઇટાલિયન મુસાફર પાએઝ લખે છે કે ] "રોમ જેવડું મોટું અને નજરે જોતાં ભારે મનોહર શહેર છે ... ... આખી દુનિયામાં પુષ્કળતાથી

ભરેલું આના જેવું એક પણ શહેર નથી, કારણ કે આ શહેરમાં દરેક વસ્તુ પુષ્કળ પ્રમાણમાં હોઈને બીજાં શહેરોમાં ખોરાકની [ કે ] બીજી જરૂરિયાતની વસ્તુની કોઇ વાર તાણ પડી જાય છે એવી તાણ આ શહેરમાં કદી પડતી નથી. રાજમહેલમાં એક ઓરડો આખો હાથીદાંતનો બનેલો હતો. આખા ઓરડામાં તેમ જ નીચેથી ઉપર સુધી દીવાલો ઉપર અને થાંભલાઓ તથા છત ઉપરનાં આડાં અને ઊભાં લાકડાંઓમાં એકલા હાથી-દાંતમાંથી બનાવેલાં ગુલાબનાં, કમળનાં અને એવાં બીજાં ફૂલો હતાં. એ બધું એટલી બધી સુંદર રીતે બનાવવામાં આવ્યું હતું કે એથી વધારે સારું બની શકે જ નહિ; એ હાથીદાંતનું કામ એટલું તો સુંદર અને કીમતી છે કે તમને એનો જોટો બીજે કયાંય મળવો મુશ્કેલ છે.

## વિવેચનપત્રનો ધર્મ

[ જ્યૉર્જ ડુહમેલ: 'ઇન ડીફેન્સ ઑફ લેટર્સ'[1] ]

હવે બાકી રહે છે તે વિવેચનપત્રના (Reviewના) ધર્મની[2] વ્યાખ્યા બાંધવાનું કામ. વિવેચનપત્ર ( અથવા સમા-લોચક ) એ ગ્રન્થ અને વર્તમાનપત્રની અધવચ આવતી વસ્તુ ગણાય. વિવેચનપત્રની ફરજ, તેનું નામ સૂચવે છે તેમ, એ છે કે જગતના ઇતિહાસના એક નાના સમયવિભાગનું વિવેચન કે પુનરવલોકન કરી જવું, તેને વિશે નિર્ણય બાંધી અભિપ્રાય આપવો.

એવા પ્રકાશનનું જીવન ગ્રન્થોના જીવનને મળતું આવે છે. તે એકદમ મરી જતું નથી અને તેને આપણા ગ્રન્થાલયમાં

૧. એમાંથી જુલાઇ ૧૯૩૮ના 'લંડન મર્ક્યુરી'માં તંત્રી-નોંધમાં કરાયેલા ઉતારા પરથી.

૨. મૂળમાં 'ફંકશન' છે. ગુજરાતી શબ્દ એનાથી વિવક્ષિત અર્થ ઉપરાંત 'કર્તવ્ય'નો અર્થ પણ પોતામાં સમાવે છે.

સ્થાન મળે છે. ત્યાંથી લઇને આપણે આપણી સગવડે તેની સાથે ગોષ્ઠી કરી શકીએ છીએ. તે આપણા પ્રશ્નોના ઉત્તર આપે છે અને યાદ આપે છે કે અમુક વર્ષમાં કે અમુક સમયે શું ચાલતું હતું અને તે કેમ ચાલતું હતું.

જે દેશો આજે આપણી સંસ્કૃતિની રક્ષા કરે છે તેમની માનસિક સમતુલા સાચવવા માટે વિવેચનપત્રો અપરિહાર્ય છે. એ દિવસો તો ગયા, જ્યારે દર છ છ મહિને એકેક લેખક જૂજ નવું સાહિત્યવિષયક વિવેચનપત્ર સ્થાપતા હતા. હજી પણ કેટલાક જુવાન કવિઓ નાના પાયા પર અને ભારે ખર્ચમાં ઊતરી જઇને એવું જ કરતા કેટલીક વાર જોવામાં આવે છે. એમને ખોટ જવાનાં કારણો એવાં છે કે કાગળ અને છપાઈ હવે મોંઘાં થયાં છે અને લોકોનું ધ્યાન બીજી અનેકાનેક રીતે રોકાઇ રહેલું છે. આવા કાળમાં વિવેચનપત્રને જીવતું રાખવામાં માત્ર પૈસા અને દીર્ઘોદ્યોગની નહિ પણ સાહિત્યમાં શ્રદ્ધાની પ્રેમની અને નિઃસ્વાર્થ ભક્તિની જરૂર છે.

જગતની હાલની દશાના કેટલાક નિરીક્ષકો એવા અનુમાન પર આવી ગયા છે કે જગતમાં હવે તો પરિવર્તન થતું આવે છે અને તેથી વિવેચનપત્રોએ કરમાઇ જવા સિવાય બીજું કંઈ કરવાનું રહેતું નથી. હું માનું છું કે એમ બને એ એક મોટું દુર્ભાગ્ય છે. વિવેચનપત્રો એ બુદ્ધિવિષયક પ્રવૃત્તિનું એવું રૂપ છે કે જે હાલના અવ્યવસ્થાવાળા સમયમાં ઇષ્ટ છે અને એથી પણ વધુ છે. જે વિવેચનપત્રો જીવતાં રહ્યાં છે તેમની જ મદદથી અત્યારે વિચારોનું સાતત્ય, સર્જનાત્મક ચિન્તન અને સક્રિય અભ્યાસ ચાલુ રાખી શકાય છે. ગ્રન્થો ઊંડાણ અને ધીરું વાચન પૂરું પાડે છેઃ વર્તમાનપત્રો અતિ ટૂંકાં અને અતિ ચપળ બની ગયાં છે. મનુષ્યો અને બનાવોને પારખવા તથા તેમનું વિવેચન કરવાની કોઈ પદ્ધતિ હોવી જોઇએ અને એ ઉદ્દેશ બર આણવા

માટે આપણને વિવેચનપત્રની જરૂર પડે છે, કેમ કે એ સાવધતાભરી અને સાગ્રહ વિચારણા માટેનું કુદરતી વાહન છે.

હાલના જમાનામાં જ્યારે બુદ્ધિશક્તિને એનો ધર્મ બજાવતી અટકાવવા અંકુશો મુકાયા છે ત્યારે એકાદ વિવેચનપત્રનું અદૃશ્ય થવું પણ દુર્ભાગ્ય લેખાય. આ પ્રશ્ન અમુક એક કે બીજો વિચારસંપ્રદાય વિવેચનપત્ર દ્વારા વ્યક્ત થવાનો નથી: અત્યારે જે ધ્યેય કે સિદ્ધાંત છે તે એક જ છે કે વિચારસ્વાતંત્ર્યનાં ધ્યેયસિદ્ધાંત પર ચોપાસથી થતા હુમલાથી તેની રક્ષા કરવી, વિચારસ્વાતંત્ર્યના માનવ અધિકારને સુરક્ષિત રાખવો.

## સામયિકોમાંથી

### ગિજુભાઈને માલમ થાય જે—

[ ડૉ. મરાયા મૉન્તેસોરી:[1] 'હિન્દુ' (તા. ૨૮ : ૮ : ૩૮)]

જો નિયમન ઢીલું કરીએ અને બાળકને સ્વાતંત્ર્ય આપીએ તો બાળકના વ્યક્તિત્વનો વિકાસ થઈ શકે, પણ, સાથે સાથે બને છે એવું કે નિયમનની ઢીલપ જે પરિણામો લાવે છે તે અણગમતાં હોય છે.

જ્યારે સ્વાતંત્ર્ય આપીએ છીએ ત્યારે સંસ્કારિતાને ધસારો પહોંચે છે અને અભ્યાસનું પ્રમાણ જેટલું હોય તેટલું રહેતું નથી. આ એક ગંભીર મહાપ્રશ્ન છે; કારણ, જે વિકાસભૂમિકાએ આપણી સંસ્કૃતિ આવી પહોંચી છે તેને વધારે સંસ્કારિતાની જ નહિ પણ વધારે નિયમનની તથા વધારે પ્રબળ વ્યક્તિત્વયુક્ત મનુષ્યોની જરૂર છે. આપણે નિયમન વિના જીવી

૧. તેમણે ગયા ઑગસ્ટના પૂર્વાર્ધમાં એડિનબરોખાતે મૉન્તેસોરી કોંગ્રેસ વખતે કરેલા ભાષણના મજકુર વર્તમાનપત્રમાં આવેલા અહેવાલમાંથી.

શકીએ નહિ. નિયમન સચવાય માટે આપણે સ્વાતંત્ર્ય જોઈએ છે અને સ્વાતંત્ર્ય સચવાય માટે આપણે નિયમન જોઈએ છે; પરંતુ એ બંનેની પ્રાપ્તિને માટે શિક્ષકે તેમ જ બાળકે પોતાને વધારે ઊંચી ભૂમિકાએ લેવાં જોઈએ. જીવનના મહાનિયમોનો ભંગ કરવાથી બાળક જે સજા પામે છે—પોતે પોતાને જે સજા કરે છે—તે તો એક કંગાળ વસ્તુ છે, તેને શિક્ષક જે સજા કરે તેની સરખામણીમાં તો.

## પ્રાચ્યવિદ્યાપરિષદની ઉત્પત્તિ

[ 'પ્રબુદ્ધ હિન્દુ' (તા. ૨૨-૫-૩૮)માંના એક અવલોકનમાંથી ]

ઈ.સ.૧૮૭૩ની સાલમાં,પેરિસને વિશે, પ્રાચ્યવિદ્યાવિશારદોની પહેલી આન્તરરાષ્ટ્રીય પરિષદ મળી હતી.તેનું બીજું ઉપવેશન લંડનમાં થયું ત્યારે તેમાં હિન્દના પ્રતિનિધિઓ ગયા હતા. પછી કોપનહેગનવાળા ઉપવેશન વખતે સ્વ. પ્રો. મેકડોનલે સૂચના કરેલી કે એ પરિષદે એક વાર હિન્દમાં મળવું,જેનો અમલ કરવામાં મુશ્કેલીઓ હતી. વચ્ચે ૧૯૦૨ની સાલમાં ફ્રેન્ચોના તાબાના બૃહત્તર ભારતમાં (ઇન્ડો-ચાઈનામાં આવેલા હેનોયમાં) પ્રાચ્યવિદ્યાના પંડિતોની પરિષદ થઈ ગયા બાદ જુલાઈ ૧૯૧૧માં સર હાર્કોર્ટ બટલરે શિમલાખાતે હિંદમાંના એવા પંડિતો પ્રત્નતત્ત્વવિદો અને સંગ્રહસ્થાન વિહારીઓની સભા બોલાવી હતી. ત્યાં પહેલવહેલી સૂચના થએલી કે હિંદે પોતાની પ્રાચ્યવિદ્યાપરિષદ જુદી જ ભરવી. પરિણામે, પુનાના ભાંડારકર ઑરિએંટલ ઇન્સ્ટિટ્યુટે આ પ્રવૃત્તિમાં આગેવાની ૧૯૧૮ના ડીસેંબરમાં લેવાથી, વળતા વર્ષે (૧૯૧૯) નવેંબરમાં પહેલી અખિલભારત પ્રા. વિ. પરિષદ ભરાઈ. ત્યારથી એ દર બે વર્ષે હિંદમાં જુદે જુદે સ્થળે ભરાય છે. એવાં નવ ઉપવેશન અત્યાર સુધીમાં ભરાયાં છે, જેમાંનું છેલ્લું ૧૯૩૭ના ડીસેંબરમાં ત્રિવેન્દ્રમ વિશે ભરાયું હતું. [ત્યાર પહેલાંનાં બે વડોદરા (૧૯૩૩) અને

મહીસુરમાં (૧૯૩૫); એમાંના બીજા વિશેની નોંધ ગયા અંકમાં આવી ગઈ છે.—સં. 'મા.']

### શ્યામલાદણ્ડકમ્

[ ડૉ. એમ. કૃષ્ણમાચારી: 'હિન્દુ' તા. ૨૧–૮–૩૮ ]

દંડક એ અસમધારણ કાવ્યરચના છે. એ ગદ્યની જેમ વંચાય છે પણ તેમાં શબ્દોની ગોઠવણી એવી પદ્ધતિથી અને સપ્રમાણતાથી થઇ હોય છે કે એને એમાંથી શ્રુતિમનોહર પદવિન્યાસ મળી રહે છે. 'વૃત્તરત્નાકર'માં દંડકોના પ્રકારનાં સંસ્કૃત આલંકારિકોની લાક્ષણિક રીતે આપેલાં નામ આ પ્રમાણે છેઃ સિંહવિક્રાન્ત, મત્તમાતંગલીલા, અનંગશેખર, અશોકમંજરી, કુસુમસ્તબક, મેઘમાલા, કુસુમસ્તરણ, કામબન.

દંડક–કાવ્યવર્ગમાં 'શ્યામલદંડકમ્' સર્વોપરિ છે. શ્યામલા (માતંગી) તરીકે સરસ્વતીના અવતારની એ પ્રશસ્તિ છે. એ સામાન્ય રીતે કાલિદાસની કૃતિ મનાય છે; પણ તેનો ખરો કર્તા તો, મહાકાલમંદિરના અર્ચક માધવનો પુત્ર પુરાન્તક હતો. ધારાનરેશ ભોજરાજે જ્યારે દ્દારકામઠના લૂંટારાઓને જેર કર્યો ત્યારે ત્યાંના શંકરમઠમાં તેમને આ દંડક મળી આવ્યો હતો. સ્વરમાધુર્ય અને ભક્તિથી પૂર્ણ આ સુન્દર રચના વાંચીને ભોજને એટલો આનંદ થયો કે તેણે પુરાન્તકને શાકે ૯૨૩માં (ઇ. સ. ૧૦૦૧) સોમોદ્દભવા નામ નર્મદાને તટે એકસો આગ્રહારાભોની નવાજેશ કરી. કેટલાંક વરસ પર તાંજોરમાં મળેલી એ રચનાની હાથપ્રતમાંથી આ માહિતી મળી છે. —લક્ષ્મી, કમલા વગેરે વિશે પણ આ પ્રકારના દંડકો રચાયા છે. શ્યામલા પોતે એક દૈવી મોહિની (જાદુગરણી) હતી; આ પ્રશસ્તિ રચનારે તેના એ ગુણનું પાન કર્યું હોય તેમ એ બવાય છે ત્યારે આપણે પણ આનંદમત્ત બનીએ છીએ.

## —તો કેવું સારું ? પણ ... ...

[ હિલેર બેલોક: ' હિન્દુ ' (તા. ૨૪-૭-૩૮) માં થએલું અવતરણ. ]

Would that I had 300,000 pounds
Invested in some strong security:
A midland Country House with formal grounds,
A Town House, a House beside the sea,
And one in Spain & one in Normandy,
And Friends innumerable at my call
And youth serene- & underneath it all
One stedfast & passionate flame to nurture me.
Then would I chuck for good this stinking trade
Of writing tosh at 1 sh. 6 d. a quire!
And soar like young Bellerophon arrayed
High to the filmy Heavens of my desire ... ...
But that's all over. Here's the world again.
Bring me the Blotter. Fill the fountain pen.

## નવા ભારતીય ગ્રન્થો

### ' શિવા-સાધના ' અને ' પ્રતિશોધ '

અનુક્રમે રૂ. ૧। અને ૧ની કિંમતે લાહોરના ભારતીય પ્રેસે પ્રકાશેલાં આ બે ઐતિહાસિક નાટક રા. હરિકૃષ્ણ ' પ્રેમી 'એ હિંદીમાં રચેલાં છે. પહેલાના નાયક શિવાજી અને બીજાના બુન્દેલા વીર રાજા છત્રસાલ છે. બંને નાટકોમાં નવજાગ્રત હિંદુ જાતિની વીરતાનું ચિત્ર દોર્યું હોવાથી, એ આજના વાચક-ને ઘણી રીતે પ્રેરક નીવડે તેમ છે. બંનેમાં, પણ ખાસ કરી બીજા નાટકમાં, કર્તાના કોમલ પણ મહાન સ્વપ્ન જોનારા હૃદય-ની ઉચ્ચાકાંક્ષા અને પોતાની દેશદાઝનો નિચોડ એવા અસર-કારકપણાથી ભર્યો છે કે વાંચનારમાં પણ એવી મહત્ત્વાકાંક્ષા અને દાઝ ઉત્પન્ન થાય છે. આ સ્વલ્પ અને સ્વાસ્થ્યદાયક નાટકો

આરે પ્રેમીજીને ધન્યવાદ ઘટે છે. –વિશાલ ભારત ( નવે.'૩૭).

### ગિદ્ધા

પંજાબની ગ્રામપ્રજાનાં નૃત્યગીતોનો આ સંગ્રહ ભારતવર્ષના જુદે જુદા પ્રાન્તોનાં લોકગીતોના સુવિખ્યાત સંગ્રાહક દેવેન્દ્ર સત્યાર્થીએ ( જેમના એ પ્રયાસોની પ્રશંસા રવિબાબુ ને ગાંધીજીએ કરી છે, તેમણે ) કર્યો છે, અને અમૃતસરના સુદર્શન પ્રેસે સુન્દર રૂપરંગમાં નૃત્યવિષયક ચિત્રો સાથે પાંચ રૂપિયાની કિંમતે બહાર પાડયો છે. ગુજરાતીઓને જે આનંદઉલ્લાસ ગરબાથી થાય છે તે જ ગિધ્ધા એટલે ગામડાનાં નૃત્યગીતોથી પંજાબીઓને થાય છે. તેવાં માતૃપ્રેમ અને પુત્રીવિયોગનાં, બાલિકાજીવનનાં, દુઃખી ખેડૂતનાં,દુઃખી કુલવધૂનાં,વીરપુરુષોનાં ગીતો સાત વિભાગમાં વહેંચીને અહીં સંગ્રહવામાં આવ્યાં છે. એ ગીતો વિશે સંગ્રાહક કહે છે [અને ગરબા વિશે આપણો પણ અનુભવ છે—સં. 'મા.'] તેમ, નૃત્ય કરનારાં મોજીલાં સ્ત્રીપુરુષોને નૃત્ય સહિત એ ગીતો ગાતાં સાંભળવાથી જ તેનો પૂરો આનંદ પ્રાપ્ત કરી શકાય છે. વિશાલ ભારત ( નવે. '૩૭ ).

### લેકચર્સ ઑન ધ ગીતા

પ્રા. ડી. એસ. શર્માકૃત આ ગ્રંથ સવા રૂપિયાની કિંમતે રાજાહમુન્દ્રીની 'હિંદુ સમાજ' નામે સંસ્થાએ પ્રગટ કર્યો છે. સમાજ સમક્ષ અપાયલાં એ છ વ્યાખ્યાનો પ્રશંસાત્મક આદિવચન સર સ. રાધાકૃષ્ણનની કલમે પામ્યાં છે એ નોંધવા જેવું છે. અર્વાચીન ભારતની બદલાતી પરિસ્થિતિ વચ્ચે પણ આપણ દરેક સામાન્ય જનને ગીતા વ્યવહારુ અને અસરકારક માર્ગદર્શન કરાવી શકે તેમ છે એ વાત પર વ્યાખ્યાતાએ પોતાના વિદ્યાર્થીશ્રોતાઓનું ખાસ ધ્યાન ખેંચ્યું છે. એક પણ હિંદુ ગૃહ ગીતાની પ્રત વિનાનું હોવું જોઇએ નહિ, દેશના દરેક

સંપ્રદાય અને વર્ગમાં તે લોકપ્રિય બનાવવી જોઇએ: આવો પં. મદનમોહન માલવીયનો ઉચ્ચગ્રાહ સિદ્ધ કરવામાં આ ગીતા-નિરૂપણ ઉપયોગી થાય તેવું છે. નિરૂપણ ઉપરાંત, કર્તાએ અગાઉ કરેલું ગીતાભાષાંતર પણ પરિશિષ્ટમાં આપેલું છે. ત્રિવેણી: ( ઓક્ટો. '૩૭)

## પર્સનલ મેમ્વાર્સ ઑફ એચ. પી. બ્લેવૅટસ્કી

અઘાર–ગ્રંથાલયમાંનાં સાધનસામગ્રીનો ઉપયોગ કરીને સાત વર્ષના ઉદ્યોગને પરિણામે મિસ મેરી નેફ (Neff) ઉપલો દળદાર ગ્રંથ લખ્યો છે. તેમાં મેડમ બ્લેવૅટસ્કીની પત્રધારા છે, તેમનાં બીજાં લખાણ છે અને તેમના કેટલાક નિકટના મિત્રોનાં લખાણોમાંથી કરેલાં અવતરણો પણ છે. એ સર્વ સામગ્રી એમના અદ્ભુત વ્યક્તિત્વનાં જુદેજુદાં સ્વરૂપ પર ઘણો પ્રકાશ નાંખે છે. તેમની તિબેટની વિવાદગ્રસ્ત મુલાકાત સંબંધી પણ સપ્રમાણ માહિતી આ ગ્રંથમાંથી મળે છે. એ શિ. ૧૮ની કિંમતે વિલાયતની રાઇડર કંપનીએ પ્રગટ કર્યો છે. ( 'લંડન મર્ક્યુરી: સપ્ટે.'' ૩૭)

# જૂનું સોનું

## ગો. મા. ત્રિ.ની વિચારકુંજે

[ ગોવર્ધનરામનાં કેટલાંક સારાં છૂટક લખાણ અત્યારે વીસરાયાં છે. તેવાં લખાણોમાંથી નાનામોટા પરિચ્છેદ કોઇ કોઈ વાર છપલા મથાળા હેઠળ છપાશે. જોડણી રાખી છે મૂળ પ્રમાણે, પણ એ બધી જ આજે હવે અનુકરણીય નથી. ]

### ૧. હાસ્યરસ વિશે

[ 'સમાલોચક' (૧૯૦૪) : પુ. ૯, અં. ૧; પૃ. ૨૩ ]

આ ગ્રન્થ [ 'ભટનું ભોપાળું'] હાસ્યરસપ્રધાન છે અથવા

પ્રથમથી તે છેવટ સુધી તેમાં અવિચ્છિન્ન હાસ્યરસનો જ પ્રવાહ છે. હાસ્યરસ એ રસસમૂહનું ઉત્તમાંગ નથી; જેમ મ્હોટા કવિ તેમ તેનાં કાવ્યોમાં હાસ્યરસની પ્રધાનતા ઓછી; એટલું જ નહી પણ ઉત્તમ કવિયોના ઉત્તમ ગ્રન્થોમાં હાસ્યરસ વિરલ જ હોય છે. શાકુન્તલના ઉત્તમ ભાગમાં હાસ્યરસ નહી જેવો છે; ઉત્તરરામચરિતમાં તો નથી જ; શેકસ્પિયરનાં સર્વ નાટકમાં તેનાં કરુણરસપ્રધાન પંચ નાટક જ ઉત્તમ ગણાય છે. ઉચ્ચ રસિકતા હાસ્યરસ સમજતી નથી એમ નથી: પણ એ જે હાસ્યરસ સેવે છે તે અન્ય રસને નિમિત્તે જ. કેટલેક સ્થળે તો હાસ્યરસ કરુણરસની સીમા ઉત્પન્ન કરવાનું સાધન થાય છે; જેમકે રાજા લિયર ગાંડો બને છે તે પ્રસંગે તેની ઘેલછા અને એના વિદૂષકની મશ્કરીઓ વાંચનારનાં કાળજાં કોરવાને જ રચાયલી છે. આવું છતાં એકલો હાસ્યરસ પ્રાસંગિક હોય છે ત્યારે તે ઉચ્ચ રસિકને પણ ભોગ્ય થાય છે; સપ્રયોજન હોય છે ત્યારે બુદ્ધિશાળીની પણ પ્રતિભાને ખીલાવે છે; અને સ્વાભાવિક હોય છે ત્યારે જનસ્વભાવના પંડિતને મૂલ્યવાન થઇ પડે છે. ઉંચી જાતનો હાસ્યરસ આલેખવો એમાં બુદ્ધિ, અનુભવ, રસિકતા, અને ચતુરતા, સર્વનો ઉપયોગ છે. હસે છે તો સર્વ, પણ ચતુરના હસવાહસાવવા સાથે કાંઇક અપૂર્વતા હોય છે. વળી હાસ્યરસના મદારીની ખરી ચતુરતા, પોતાનાં વાંદરાંને ખેલાવવા કરતાં તેને અંકુશમાં રાખવામાં, વધારે જોઇએ છીએ. ટુંકામાં, પ્રસંગ, પ્રયોજન, સ્વાભાવિકતા, બુદ્ધિ, રસિકતા, ચતુરતા, અનુભવ, અપૂર્વતા અને અંકુશ: એ સર્વ વિનાનો હાસ્યરસ એકલાં મરચાંના ભોજન જેવો છે.

### ૨. રંગીલું સૂરત

[ ઉપલા જ અંકમાંથી; પૃ. ૨૪ ]

કાઠીયાવાડ, અમદાવાદ અને સુરત, એ ત્રણ ગુજરાતનાં અંગ છે. પરંતુ સુરત જીલ્લો રંગીલો છે. તેવા બીજા જીલ્લા

નથી. જેમ મનુષ્યમાત્રને અન્ન વિના ચાલતું નથી તેમ ખાનગી અથવા બ્હારના સંસારમાં સુરતી પ્રજાને ઘણુંખરું મશ્કરી અને ટોળ વિના ચાલતું નથી ભટના ભોપાળામાં તેમ સુરતમાં પણ મનસા વાચા અને કર્મણા મશ્કરી કરવા કરાવવાનો પ્રચાર સવિશેષે છે અને તેમાં પ્રાકૃત મશ્કરી કરવી અને તેની લ્હેજત ભોગવવી એ ત્યાંના જ વતનીઓ સમજે છે. પારસી પ્રજા નવી વાત શીખી જવામાં ચતુર છે. તેની પ્રસિદ્ધ મશ્કરીખોર પ્રકૃતિ પણ સુરતના જ સહવાસે શીખવી હશે, કારણ મૂળ ઇરાનના પારસીયો તો ગંભીર છે. ગુજરાતના પ્રસિદ્ધ ગ્રંથોમાં પ્રથમ હાસ્યરસપ્રધાન ગ્રંથ 'ભટનું ભોપાળું'[1] છે તેનું અને તેના કર્તાનું સ્થળ સુરત અને ઉત્તર ગુજરાતનો વતની તેમાં આટલો અને આવો હાસ્યરસ ભરવાની વૃત્તિ ભાગ્યે ટકાવી શકત.

### ૩. સાહિત્ય ને શાસ્ત્રના સદુપયોગ

[ 'લીલાવતી-જીવનકલા'માંથી ]

„સાહિત્યબોધનું મહાફળ એ છે કે ઉત્કૃષ્ટ સંસ્કારોથી સહૃદયનું હૃદય ભરાઇ જાય અને ક્ષુદ્ર વાસનાઓને ધક્કેલી પાડી ઉચ્ચ રસિકતા જીવનમાં સામ્રાજ્ય પામે. ... સાહિત્યનો ઉચ્ચ ઉપયોગ જીવનની ઉત્કૃષ્ટ વાસનાઓને અને ઉદાત્ત રસને સંસ્કારવામાં છે, તો બુદ્ધિરૂપ વેલીને ચઢવાને અને ટકવાને માટે શાસ્ત્રરૂપ મહાવૃક્ષોની આવશ્યકતા છે.

### 'રણપિંગલ' નો નવો અર્થ

[ 'નવો' આપણે માટે; બાકી તો એ૩પન્વર્ષજૂનો છે કેમ કે નીચેની જે કંડિકામાંથી આપણને એ લાધે છે, તે ૧૯૦૪ના એક 'સમાલોચક'અંકમાંથી છે.—સં. 'મા.' ]

---

૧. એ જ લેખની પહેલી કંડિકાને અંતે કહ્યું છે: "સન ૧૮૬૭માં આ જ ગ્રન્થદ્વારા શ. નવલરામે ગ્રન્થકર્તાવર્ગમાં પ્રથમ પ્રવેશ કર્યો, અને મોલિયર જેની વારે ચ્હડેલો વેલો આખરે જે લોકપ્રિયતા મેળવવા શક્તિમાન થયો તે સુપ્રસિદ્ધ છે."

'રણપિંગલ' એ શબ્દનો અક્ષરાર્થ તો રા. રા. રણછોડભાઈએ રચેલું પિંગલ એમ થાય છે. પરંતુ અમારી કલ્પના પ્રમાણે કર્તાએ આ પુસ્તકમાં કયા કયા વિષયોનું વર્ણન છે એનું ગ્રંથના નામથી વાંચનારને સૂચન થાય, એટલા માટે "रणपिंगल" એવું સૂત્રાત્મક નામ એને આપ્યું હોય એમ સમજાય છે. र એટલે રગણાદિ વર્ણગણ, ण એટલે ણગણાદિ માત્રિકગણ, पिं એટલે લઘુગુરુનાં સ્થાનાન્તરથી ઉત્પન્ન થતો વર્ણ અને માત્રાજનિત પ્રસ્તારાત્મક પિંડ, ग એટલે ગુરુવર્ણ અને ल એટલે લઘુવર્ણ; અર્થાત્ રગણાદિ વર્ણગણ, ણગણાદિ માત્રિકગણ અને ग એટલે ગુરુ અને ल એટલે લઘુના સંયોગથી બનતા છન્દો અને તેમની પ્રસ્તારાદિ અષ્ટવિધ પ્રક્રિયાનું જ્ઞાન કરાવનાર ગ્રંથને रणपिंगल એવું વિષયસૂચક નામ આપ્યું છે તે યોગ્ય જ છે. ('સમાલોચક': પુ. ૯, અં. ૧: પૃ. ૩૩).

'નવજીવન'

[ જૈન હિતેચ્છુ : ૧૯૧૯, ઓક્ટોબર : પૃષ્ઠ ૧૪૧ ]

'નવજીવન'[1] ગુજરાતના દરેક ઘરમાં જવું જોઈએ. વોલંટિયરોએ કોઈની પાસેથી બે ચાર પ્રતના પૈસા મેળવીને પણ ઇચ્છા વગરનાં કુટુંબોમાં તે વિના મૂલ્યે પહોંચાડી રસ ઉપજાવવાનો પ્રયાસ કરવો જોઈએ. દરેક સ્ત્રીએ ત્હેનો પતિ જો પત્ર ખરીદવા જેટલી ઉદારતા કરવા ના કહે તો રેંટીયો કાંતીને પણ આ પત્ર ખરીદવું જોઈએ અને ત્હેને પોતાના પતિ અને પુત્ર-પુત્રીઓના હાથમાં મૂકવું જોઈએ; કારણ કે 'નવજીવન' એ ભાવી હિંદનો દૂત છે, આજના હિંદનો ધર્મગુરુ છે અને ભૂતકાળના હિંદનો કવિ છે. એ યુવાનોનો મિત્ર છે, સ્ત્રીઓની સખી છે, વૃદ્ધોનું પૌષ્ટિક ઔષધ (ટૉનિક) છે, કારીગરોનો બચાવનાર છે અને નાણાંવાળાનો રાહબર છે."

---

1. આ બે કંડિકા રા. ત્રિ. વી. હેમાણીએ મોકલી છે. (જોડણી મૂળની).

૨

[જૈન હિતેચ્છુ : ૧૯૨૧, જુન : પૃષ્ઠ ૧૪૩-૧૪૪]

**"નવજીવન"** પત્ર શુદ્ધ, સરળ અને અસરકારક ગુજરાતી ભાષા શિખવનાર શ્રેષ્ઠ શિક્ષકની પણ ગરજ સારી રહ્યું છે. બુદ્ધિનો નહિ પણ આત્માનો એ કુંફાડો હોઇ એમાં અલૌકિક તાકાદ છે.

*　　*　　*

'નવજીવન' પત્રમાં ગાંધીજીની સહીથી આવતા લેખો કોઇ 'મનુષ્ય'ના નથી, નથી કોઇ 'પંડિત'ના; કોઇ દૈવી શક્તિનો 'ઉભરો' છે તે, સ્યાદ્વાદ જ્હેની પ્રકૃતિમાં અજાણપણે ભર્યું પડ્યું છે તેવા કોઈ મહાવીર(Superman)નો સ્વાભાવિક (Instinctive) 'વિલાસ' છે તે. ત્હેમના એક એક વાક્યમાં શક્તિનો નાચ છે, સાથે જ વળી બુદ્ધિના ચમત્કાર ભર્યો પડ્યા છે, 'લાગણી'ને તો તે નચાવી જ રહ્યા છે. ખૂબી ત્યાં છે કે આ બધું અજાણતાં (Unconsciously—without an effort) થાય છે. બુદ્ધિના રાજ્યમાં વસનારથી આમાંનું કાંઇ બની શકે જ નહિ, આ તો willની 'લીલા' છે! કોઇ હજી સ્હમજો અધ્યાત્મશાસ્ત્ર!

**વાડીલાલ મોતીલાલ શાહ**

## બે મંગલ ગીતોમાંથી

[ગયે વર્ષે આ ગ્રંથશ્રેણીમાં છપાયલા 'પદાર્થોના રંગ'ના સુલેખક અને 'માનસી'ના એક યુવાન મિત્ર રા. ભાઇ રણજિતરાય મહાસુખરાય વૈદ્યનાં શુભ લગ્ન તા. ૭-૫-૧૯૩૯ને રોજ ભાવનગરના સુવિખ્યાત રાજપુરુષ સ્વ. ગૌરીશંકર ઉ. ઓઝાના પ્રપૌત્ર રા. મોતીભાઇસાહેબનાં સુપુત્રી બ્હેન ભવ્યલતા સાથે થયાં. એ પ્રસંગે રચાયલાં મંગલગીતોમાંના કેટલાક સુન્દર શ્લોકો અહીં, નવદંપતીને અમારા

અંતઃકરણનાં અભિનંદન તથા શુભેચ્છાઓ સહિત, ઉતારતાં અમને ઘણો આનંદ થાય છે. પહેલા બે શ્લોક રા. ઇન્દુપ્રસાદ શિ. મહેતારચિત મંગલાષ્ટકમાંથી અને પછીના ત્રણ પ્રો. મંજુલાલ ર. મજમુદારરચિત મંગલસપ્તકમાંથી લીધા છે.—સં. માનસી]

૧

ઘૂમી ઉન્નત શ્રૃંગ માનવ કુલે સંસારીના લ્હાવને
સત્કારે સદ્દકાર મંડપ વિશે ટંકાર પુષ્પાયુધે
ગેબી સૂચન લગ્નનાં થઇ જતાં સ્નેહાગ્નિ પ્રેર્યાં રતિ
અંગે ભવ્યલતા વિંટાઇ ઉરથી રણજીતને સાધતી
ઊગે આજ પ્રભાત આ યુગલનું ગાજે યુવા દુંદુભિ
સંબંધી જન મિત્રમંડળ સહુ આશિષ દેતાં ભલી
"રે'જો તેજ અખંડ, સિદ્ધિ જગમાં જામે, સુકીર્તિ વરી"
વાંચી વ્યોમથી લેખ દેવી વદતી "જીવો ઘણું દમ્પતી"

૨

સંસ્કારો હૃદયે હવે દીપી રહ્યા, આશા રહી ઉછળી,
ઉત્સાહે ભરપૂર જીવનતણી આ ઊઘડે છે કળી;
એ સંસ્કાર પ્રસારી, સૌરભ ગ્રહી, સૌભાગ્યવન્તી થજે,
સ્વામીની સુખ-સ્નેહ-ભાગી બનીને દામ્પત્ય દીપાવજે!
આજે હૈ સ્થૂલસૂક્ષ્મના અણુ રટે આનન્દ કલ્યાણ ને
ન્યાળો સર્વ મુખે ઊંડી હરખની જ્યોતિ મધુરી દીપે;
વડીઆઇ ધન નેન આશિષ દીયે આકાશથી ઉરની,
"સંસારે ચિરએલડી સુહવજો! થાજો સુખી દમ્પતી!"
આ અગ્નિ, વડીલો અને કુલગુરુ, બન્ધુજનો કોડીલાં,
માંડો બે પગલાં સમક્ષ સહુની પુણ્યાશ્રમે વિશ્વના;
"સોઽહં દાઽહં" ભાવથી હૃદયનું અદ્વૈત સાધો સદા,
પામો માર્ગ સુહામણા જીવનના, કલ્યાણ ને ક્ષેમના.

# માનસી

સર્જન અને ચિન્તનની ગ્રંથશ્રેણી

વર્ષ ૪ ગ્રંથાક ૪

ડીસેમ્બર ૧૯૩૯





પૂર્ણસંખ્યા સોળમી

પ્રકાશનસ્થાન

આનંદ પ્રેસ · સ્ટેશન રોડ : ભાવનગર

# વિષયદર્શન

વર્ષ ૪, ગ્રન્થાંક ૪[1]

ડીસેમ્બર ૧૯૩૯

## સર્જન અને નિબંધો


સરસ્વતીકંઠાભરણ ('ઈશાવાસ્ય'નો સમુચ્ચયકાંડ) ... ... ... ૧૩૭

સર ટી. સી. હોપના કેટલાક પત્રો
સંપાદકઃ દિ. બ. કૃષ્ણલાલ મો. ઝવેરી... ... ... ... ૧૪૦

રસમીમાંસા (શાસ્ત્રીય લેખ)
ડૉ. ભગવાનદાસઃ જેઠાલાલ જોષી, વિશારદ ... ... ... ૧૫૮

અર્વાચીન મરાઠી વાઙ્મય (પરિચયાત્મક રૂપરેખા)
પ્રા. મનોહર શ. પાળંદે ... ... ... ... ... ... ૧૬૯

વિવેચકની સર્જકતા (ચિન્તનાત્મક નિબંધ)
વિશ્વનાથ મ. ભટ્ટ ... ... ... ... ... ... ... ૧૮૩

કાળો દેવ (એકાંકી નાટક)
ધનસુખલાલ કૃ. મહેતા ... ... ... ... ... ... ૨૦૭

ગ્રન્થના નામનો પ્રયોગ (ભાષા-અંગ-ચર્ચા)
પ્રા. હીરાલાલ ર. કાપડિયા ... ... ... ... ... ૨૨૪

આન્દ્રે મોરવા (જીવન-સાહિત્ય-પરિચય)
અનંતરાય ર. છાયા ... ... ... ... ... ... ૨૨૯

તિલા (નવલિકા)
દામોદર કે. ભટ્ટ... ... ... ... ... ... ... ૨૪૫

વેદાન્તી કવિ અખો (કાવ્ય ચર્ચા)
ભાઈલાલ પ્ર. કોઠારી... ... ... ... ... ... ... ૨૬૭

યુરોપના સંગ્રામનો પૂર્વરંગ (ઈતિહાસ)
પ્રા. મનુભાઈ ચં. મુનશી ... ... ... ... ... ૨૮૩


---

૧. ગ્રંથાંક બીજો તથા ત્રીજો એટલે 'જૂઈ અને કેતકી.' એ જ ગણતરીએ, આ અંકની પૂર્ણ સંખ્યા પણ સોળમી થાય છે.

ગધી-ગ્રન્થ-સૂચી
પ્રા. હીરાલાલ ગોદીવાળા ... ... ... ... ... ... ૨૯૮

## નિકષ

સ્વસ્થ વિવેચન...('અર્વા. કાવ્ય સા.નાં વહેણો')
પ્રા. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી ... ... ... ... ... ૨૯૨
માનવજીવનની એક કથા ('લાસ્ટ ઍન્ડ ફર્સ્ટ મેન')
ડૉ. ભદ્રમુખ ક. વૈદ્ય ... ... ... ... ... ... ... ૩૦૨
કિનખાબી અને રત્નજડિત ('સાહિત્યસમીક્ષા' 'વિવેચના')
વિ. ક. વૈ. ... ... ... ... ... ... ... ... ૩૧૮
બસો-પાંચસો શબ્દોમાં (પાંચ ટૂંકા અવલોકન)
વિ.... ... ... ... ... ... ... ... ... ...
કમળ વિશે એક ભ્રમર ('કીર્તિદાને કમળના પત્રો')
યશવંત પ્રા. શુકલ ... ... ... ... ... ... ... ૩૩૩
સ્વીકારપૂર્તિ ... ... ... ... ... ... ... ... ૩૩૮
પરિચાયિકા (૧૪ ગ્રન્થપરિચય)
વિ.... ... ... ... ... ... ... ... ... ... ૩૩૯
સ્વીકારનોંધ ... ... ... ... ... ... ... ... ૩૪૪

## દેવનિ

પારસિકા (વિ.) ... ... ... ... ... ... ૩૪૭
ઉપધ્વનિ " ... ... ... ... ... ... ૩૫૬
મંદિરનો ઘંટનાદ " ... ... ... ... ... ... ૩૬૦
મંજૂષા... ... ... ... ... ... ... ... ... ... ૩૬૧

માનસી ગ્રંથશ્રેણી. સંચાલક વિજયરાય ક. વૈદ્ય, દરજી મહોલ્લો; નાનપરા: સુરત. લવાજમ: રૂ. ૫); દેશાવર, રૂ. ૮); છૂટક રૂ. ૧॥. શાખાઓ: (૧) મુંબાઇ, મેસર્સ એન. એમ. ત્રિપાઠીની કં. પ્રિન્સેસ સ્ટ્રીટ; (૨) સુરત, લોકવાણી મુદ્રણમંદિર, ચૌટા પુલ; (૩) વડોદરા, પ્રો. ગોવિંદલાલ હ. ભટ્ટ, રાયપુરા; (૪) અમદાવાદ, ગુર્જર ગ્રન્થરત્ન કાર્યાલય; ગાંધી રોડ; (૬) કરાચી, ભારતી સાહિત્યસંઘ, ટેન્સી હોલ;

# 'માનસી'નું નવું વર્ષ

## તમારું લવાજમ કેમ ભરશો—

## મનીઑર્ડર કે વી. પી. ?

આ અંક સાથે સર્વ ગ્રાહકોનાં ૧૯૩૯ના લવાજમ પૂરાં થાય છે. તેઓ વી. પીની જાણીતી તકલીફોમાંથી બચવા-બચાવવા પોતપોતાના રૂા. ૫)નો મ. ઓ. આ અંક મળ્યેથી, વ્યવસ્થાપક માનસીઃ આનંદ પ્રેસ, સ્ટેશન રોડ-ભાવનગર એ સરનામે કરી દે એવી વિનંતિ કરીએ છીએ મુંબાઇ ને પરાંના ગ્રાહકો રિવાજ મુજબ ત્રિપાઠી કંપનીમાં લવાજમ ભરી, વ્યવસ્થાપકને તેમ કર્યાની ખબર આપવા કૃપા કરે.

જેમનાં લવાજમ એ રીતે નહિ પહોંચ્યાં હોય તેમને માર્ચનો અંક એ માસમાં વી. પી. થશે. તેની પછીના ત્રણ અંકો પણ નિયમસર જુન, સપ્ટે. તથા ડીસે.માં પ્રગટશે.

ભણ્યું વિદ્યાથકી ભિન્ન–અવિદ્યાથી ય ભિન્ન એ,
એવું અમે સુણ્યું, ભાખ્યા અમને અહીં વિજ્ઞ એ.

Other, verily, it is said, is that which comes by the knowledge, other that which comes by the ignorance; this is the lore we have received from the wise who revealed that to our understanding.

૧૧

विद्यां चाविद्यां च यस्तद्वेदोभयं सह ।
अविद्यया मृत्युं तीर्त्वा विद्ययामृतमश्नुते ॥

જે વિદ્યા ને અવિદ્યાનું એનૂં જાણે સ્વરૂપ, તે
તરી મૃત્યુ અવિદ્યાથી પામે વિદ્યાથી અમૃતે,

He who knows that as both in one, the knowledge and the ignorance, by the ignorance crosses beyond death and by knowledge enjoys immortality.

૧૨

अन्धं तमः प्रविशन्ति येऽसंभूतिमुपासते ।
ततो भूय इव ते तमो य उ संभूत्यां रताः ॥

અસંભૂતિ[3] ઉપાસે, તે આંધેરા તિમિરે બૂડે;
સંભૂતિમગ્ન[4] વળી, તે તિમિરે વધુ આથડે.

Into a blind darkness they enter who follow after the Non-Birth, they as if into a greater darkness who devote themselves to the Birth alone.

૧૩

अन्यदेवाहुः संभवादन्यदाहुरसंभवात ।
इति शुश्रुम धीराणां ये नस्तद्विचचक्षिरे ॥

---

૩. અસંભૂતિ : જડવાદ ('મટિરિયેલિઝમ')
૪. સંભૂતિ : આત્મવાદ ('આઇડિયેલિઝમ')

અણ્યું સંભૂતિથી ભિન્ન–અસંભૂતિથી ભિન્ન એ,
એવું અમે સુણ્યું; ભાખ્યા અમને અહીં વિજ્ઞ એ.

Other, verily, it is said, is that which comes by the Birth, other that which comes by the Non-Birth; this is the lore we have received from the wise who revealed that to our understanding.

૧૪

संभूतिं च विनाशं च यस्तद्वेदोभयं सह ।
विनाशेन मृत्युं तीर्त्वा संभूत्यामृतमश्नुते ॥

જે અસંભૂતિ સંભૂતિ બેનું જાણે સ્વરૂપ, તે
એકથી મૃત્યુ તરીને પામે અન્યથી અમૃતે.

He who knows that as both in one, the Bfrth and the dissolution of Birth, by the dissolution crosses beyond death and by the Birth enjoys Immortality.

સારસર્વસ્વ

હિંદુ ધર્મનો સારસર્વસ્વ કહીએ તો તે ઉપનિષદોમાં સમાયલો છે. એકેશ્વરવાદની દૃષ્ટિથી અથવા તત્ત્વજ્ઞાનની દૃષ્ટિથી ઉપનિષદ્–સાહિત્યે ભારતવર્ષની અપૂર્વ પ્રતિષ્ઠા વિશ્વના સાહિત્યમાં મેળવી છે. ('ઉપનિષદ્–વિચારણા'ની પ્રસ્તાવના).

સ્વ. નર્મદાશંકર મહેતા

દિ. બ.
કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી—
એ સંપાદિત

# સર ટી. સી. હોપ—

## ના કેટલાક પત્રો[1]

મારા ભરૂચના ઘરમાં મારા પિતાના સમયમાં સંગ્રહેલાં તે વખતનાં કેટલાંક પુસ્તકો છે. ગુજરાતના તે વખતના સાહિત્યનો નિયમપૂર્વક અભ્યાસ કરવાની રા. વિજયરાયની પૃચ્છા થતાં પોતે ૪-૫ દહાડા કાઢી તે સંગ્રહ કાળજીપૂર્વક ભરૂચમાં રહી તપાસી આવ્યા. એ સંગ્રહ એમને ઘણો કીમતી અને ઉપયોગી લાગ્યો અને પોતાની સાહિત્ય અંગેની પ્રવૃત્તિઓમાં તેનો ઉપયોગ પોતે કરશે એમ જણાવ્યું.

સંગ્રહની તપાસ દરમ્યાન મારા પિતાનો કેટલોક પત્રવ્યવહાર પણ તેમના જોવામાં આવતા તે પ્રસિદ્ધ કરવા લાયક લાગતાં પ્રસિદ્ધ કરવા દેવાની મારી પાસે મંજૂરી માગી, જે મેં ઘણી ખુશીથી આપી છે. વળી સાથે સાથે એમના કહેવાથી ખુલાસારૂપે થોડી નોંધ પણ તૈયાર કરી આપી છે. આ દિશામાં રા. વિજયરાયનો પ્રયાસ દરેક રીતે સ્તુત્ય છે એટલે તેમનો માર્ગ સરળ કરી આપવો એ એક મારી ફરજ સમજું છું.

મુંબઇ
તા. ૨૨-૬-૩૯ } કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી

---

૧. આ અંકથી શરૂ થતા પ્રસ્તુત વિષય પરની નોંધ ' ધ્વનિ 'માં મૂકી છે. પત્રોમાંના સંખ્યાંકને લગતી સંપાદકની ટીપ ગુજરાતી ભાષાંતરમાં દરેક ટીપના સંખ્યાંકવાર છાપી છે. પત્રનું ભાષાંતર તેની સામે જ આપ્યું છે,— સં. માનસી

## સર થીઓડોર હોપ

સર થીઓડોર હોપ અને ડા. બ્યુહલર બંનેને તેમની નોકરીને અંગે ગુજરાતના કેળવણીખાતા જોડે ગાઢ સંબંધ હતો. સર થીઓડોર હોપ સિવિલીઅન હતા. ડા. બ્યુહલર સંશોધન-કાર્યમાં મશગૂલ હતા અને મુંબઇ ઇલાકામાં નોકરી કરતા હતા તે વખતે પણ એ વિષયમાં એઓ ગાઢો રસ લઇ રહ્યા હતા. યુરોપ ગયા પછી પણ એઓ વિએનાની યુનિવર્સિટીમાં એ જ વિષય ખેડી રહ્યા હતા. મારા પિતા રા. બ. મોહનલાલ રણછોડ-દાસે પણ ઘણો લાંબો વખત ગુજરાતના કેળવણીખાતામાં-ખાસ કરીને સૂરત જિલ્લામાં ડેપ્યુટી ઇન્સપેકટર તરીકે કામ કરેલું હોવાથી એ બંને અમલદારોના ગાઢ સંસર્ગમાં આવેલા અને તે બંને વિદેશી અમલદારો એમના પ્રત્યે કેટલું હેત ને મમતા ધરાવતા તે સાથેના પત્રવ્યવહાર પરથી સમજાશે. માત્ર મારા પિતા સાથે તેમને આવો મીઠો સંબંધ હતો એમ નથી, પરંતુ પોતાના ખાતાના યા ખાતા બહારના જે જે માણસોના સમાગમમાં તેઓ આવેલા તેમની જોડે પણ એવો જ સ્નેહ-ભરેલો સંબંધ કેળવેલો અને જાળવેલો એ પણ એ પત્રવ્યવહાર પરથી તરી આવે છે.

સર થીઓડોર હોપ મૂળ કેળવણીખાતામાં નીમાએલા. પછીથી રેવન્યુખાતામાં જતાં સૂરતમાં કલેકટર તરીકે લાંબો વખત રહેલા. એમને સૂરતને માટે લાગણી ઘણી હતી, અને હજુ પણ તાપી નદી પરના પુલના હોપ બ્રિજ એ નામથી એમની યાદદાસ્ત એ શહેરમાં જળવાઇ રહી છે. એ વખતના સઘળા અમલદારો તથા લોકોમાં એમનું નામ ઘરગથ્થુ શબ્દ થઇ પડયું હતું. તેમ જ ગુજરાતના બીજા જિલ્લાઓમાં તેમણે નોકરી કરેલ હોવાથી ભરૂચ, અમદાવાદ, ખેડા વગેરે જિલ્લાઓમાં પણ જાણીતા થયા હતા. ગુજરાતને માટે ઘણી તીવ્ર લાગણી તેઓએ પોતાના રીટાયર થયા બાદ પણ વિલાયતમાં જાળવી રાખેલી.

### ડા. બ્યૂહ્લર.

ડા. બ્યૂહ્લરે પણ ઠેઠ સુધી પોતાની જોડે કામ કરી

ગએલા અમલદારો પ્રત્યે હેત અને મમતા જારી રાખેલાં.

મુંબઈની હાઈકોર્ટના માજી પ્રતિષ્ઠિત જજ વેસ્ટ ( West ) જોડે મળીને એમણે હિંદુ લૉ( Law )નું પુસ્તક લખ્યું છે તે અજોડ છે અને હજુ પણ કાયદાનો અભ્યાસ કરનારને તેમ જ કોર્ટમાં કામ કરનારને તે માર્ગ દર્શાવે છે. વિએનાથી ભલામણપત્ર લઈને ડા. હુલ્ઝ-Dr. Hultzh નામનો એક યૂરોપીઅન પંડિત સૂરતમાં હમારે ઘેર મારા પિતાને મળવા આવેલો તે વખતે મારી ઉમર ઘણી નાની હોવા છતાં એ હકીકત મને બરાબર યાદ રહી છે. એ ડા. હુલ્ઝને ડા. બ્યૂહલર જેવો જ હિંદુસ્તાનનાં જૂનાં તામ્રપત્રો વગેરે મેળવી ઇતિહાસનું સંશોધન કરવાનો શોખ હતો. તે વખતે તે તાજો જ હિંદુસ્તાન આવેલો. મારા પિતાએ તેને જોઇતી મદદ કરેલી. પાછળથી તે મદ્રાસમાં સંશોધનખાતામાં રહેલો અને ઘણું ઉપયોગી કામ કર્યા બાદ આશરે ૧૫-૨૦ વરસ પર રીટાયર થઈને યુરોપ ચાલ્યો ગયેલો. ડા. હુલ્ઝના લેખો વગેરેથી સંશોધનના કાર્યમાં રસ લેતા આપણા ગુજરાતી અભ્યાસીઓ પરિચિત હશે એમ ધારું છું.

## પાઠ્યપુસ્તક કમિટી

જમીએતરામ શાસ્ત્રીની કમિટીએ ગુજરાતી પ્રાથમિક શાળા માટે પાઠ્યપુસ્તકોની નવી માળા તૈયાર કરી તે પહેલાં હોપસાહેબની કમિટીએ તૈયાર કરેલ હોપ-વાચનમાળાનાં પુસ્તકો શીખવવામાં આવતાં. એ કમિટીના પ્રમુખ તથા સભ્યોએ કેટલો શ્રમ લઈ એ માળા તૈયાર કરી તથા તૈયાર કરવાનું ધોરણ કેવું અને શું હતું તે સંબંધે ઘણાં વરસ પર મુંબઈના અઠવાડિક "ગુજરાતી"માં એના એક દીવાળીના અંકમાં મેં કાંઈક વિસ્તારથી વર્ણન કર્યું છે. પોતાના સાથીઓની છબીઓનું એક કુંડાળું કરી વચમાં પોતાની છબી મુકાવી, એ સમગ્ર કમિટીનો એક ફોટો તૈયાર કરાવી પોતાના અભ્યાસના ઓરડામાં હોપસાહેબ

રાખતા તેમ પોતે એક કાગળમાં જણાવ્યું છે. એ આખા ગ્રુપના ફોટાની એકેક નકલ પોતે તેમના સાથીઓ પર અને જ્યાં તે સાથી મરણ પામ્યા હતા ત્યાં તેમના કુટુંબ પર મોકલાવેલી. એ નકલ હજુ અમારી પાસે છે અને તેનો જ એક બ્લૉક કઢાવી "ગુજરાતી"ના દીવાળી અંકમાં પ્રસિદ્ધ કરેલો.

## સર થી. હોપની શુદ્ધ ભાવના

એ વખતના ગુજરાતીઓને એ સમયના દૃષ્ટિબિન્દુથી જોતાં કેળવણી આપી આગળ વધારવા માટે જે પ્રયત્નો કરવામાં આવેલા તે પ્રયત્નોને અંગે સક્રિય ભાગ લેનાર તરીકે ગુજરાતીઓ હોપસાહેબના ઋણી છે એમ સ્વીકારવા આનાકાની કરવી જોઇએ નહિ. વળી આ એમના પત્રો પરથી એમ પણ સાબિત થાય છે કે પોતે જે ભાગ લીધેલો તે માત્ર પોતાના ઓદ્ધાની ફરજ અદા કરવાની ભાવનાથી નહિ; કારણ, તેમ હોય તો એ હકીકત ઠેઠ સુધી ભાગ્યે તેમની સ્મૃતિમાં રહે—પરંતુ ખરી લાગણીથી; કારણ, એમના દરેક કાગળમાં એ સંબન્ધે કાંઇ ને કાંઇ ઉલ્લેખ છે. વળી પોતે રેવન્યુ ખાતામાં ઘણો વખત ગાળેલો છતાં પોતાની નજર સમક્ષ છબી તો ગુજરાતના કેળવણીકારોની જ રાખી બેસતા. એટલે ગુજરાતીઓને કેળવણી આપી તેમને બહાર પાડવાની એમની ભાવના એમના અંતઃકરણની *Bona fide*–અને નહિ માત્ર ભાડુતી ફરજ અદા કરવા પૂરતી જ—નોકરીના અંગની જ. રા. સા. મહીપતરામ ગુજરી જતાં તેમના સ્મારક માટે ફંડ કરવામાં આવતાં પોતે રીટાયરમેંટમાંથી પણ રૂ. ૧૫૦) મોકલ્યા. એ એમની એમના સહકારીઓ પ્રત્યે સમભાવ તથા હેતની લાગણીની સાબિતી માટે બસ છે.

આ પત્રવ્યવહારને લગભગ પચાસ વરસ થયાં છે એટલે એમાં જેમનો ઉલ્લેખ છે તે વ્યક્તિઓ તથા હકીકતો સંબન્ધે થોડી માહિતી આપવાનું દુરસ્ત ધાર્યું છે.

## પત્ર પહેલો

*The Atheneum Club, Pall Mall,*
*London, S. W.*
3 July 1891

*My dear Mr. Mohunlal*

Now that I have lost in Jugjivandas[1] my Hindu correspondent in Surat, I hope that you will not mind my occasionally writing to you for any little help or information I may need. Now, the immediate cause of my writing is, that I have heard that Mahipatram Rupram[2] died recently*, but I have no definite confirmation of it. No letter has come to me from his family, & Dr. Dosabhai[3], in a letter received only a few days ago, says nothing about it. I know he had two sons[4] as he often wrote to me about them, but I have not got the address, or even the correct designation of either.

If the report should be true, would you oblige me by writing to whoever may be the most proper representative of the family & say how deeply grieved I am at the event and how I sympathise with them in their loss, which I look upon as my own. It would be difficult (to) describe the services Mahipatram rendered tot he cause of education & to Gujarat,

* ત્રીસમી મેને દિવસે.—સં. 'માનસી'

## પહેલા પત્રનું ભાષાન્તર

મારા પ્રિય શ્રી મોહનલાલ

લંડન તા. ૩ જુલાઇ ૧૮૯૧

જગજીવનદાસનાં જવાથી મારો સૂરતનો હિંદુ પત્રી મેં[1] ગુમાવ્યો છે. તેથી મને કોઇ થોડી મદદ યા હકીકતની જરૂર પડેથી હું પ્રસંગોપાત્ત તમને લખું તો તેમાં તમને હરકત નહિ હોય એવી મને આશા છે. આ લખવાનું તાત્કાલિક કારણ એ છે જે મહીપતરામ રૂપરામ[2] તાજેતરમાં ગુજરી ગયા છે એવું મેં સાંભળ્યું છે, પરન્તુ તે વાતને ચોક્કસ પુષ્ટિ હજી મળી નથી. તેમના કુટુંબ તરફથી મારા પર પત્ર નથી; વળી થોડા જ દિવસ પર કાગળ આવ્યો તેમાં ડૉ. ડોસાભાઇ[3] એ વિષે કાંઇ લખતા નથી. એમને બે દીકરા[4] હતા, તે હું જાણું છું, કારણ કે તેમને વિષે એ મને

---

૧. જગજીવનદાસઃ આ જગજીવનદાસ તે રા. બ. જગજીવનદાસ ખુશાલદાસ. એઓ જ્ઞાતે કાયસ્થ હતા અને ગોપીપરામાં રહેતા. ઘણો વખત સૂરતમાં હજૂર ડેપ્યુટી કલેક્ટર તરીકે કામ કરી પ્રતિષ્ઠા મેળવેલી. મારા પિતા જોડે ઘણી વખત હું પે તેમને ત્યાં જતો.

૨. મહીપતરામઃ રા. સા. મહીપતરામ રૂપરામ C. I. E. સ્વઃ સર રમણભાઈના પિતા. અમદાવાદની ટ્રેનિંગ કૉલેજના પ્રિન્સિપાલ તરીકે એમણે લાંબો વખત સુધી કામ કરેલું.

૩. ડૉ. ડોસાભાઇઃ ડૉ. ડોસાભાઇ કૂપર. સૂરતના તે વખતના સુપ્રસિદ્ધ નાગરિક. મુલ્લા ખડકીને ઓવારે આવેલો એમનો બંગલો એ અંગ્રેજ ઈસ્ટ ઇંડીઆ કંપનીની અસલ ફેક્ટરી. એ જોવા સેંકડો અંગ્રેજ, મુસાફરો તેમ મોટા સરકારી અમલદારો જેવા કે ગવરનરો, ગવરનર-જનરલો આવતા, તેમનું સ્વાગત કરી એ મકાન તેઓ બતાવતા એટલે એમનું નામ ઘણું જાણીતું થઇ ગએલું.

૪. હોપસાહેબના વખતમાં માત્ર તેમના બે મોટા પુત્રોની —અનુભાઈ ને ગુણાલાલભાઈની—તેમને ખબર હશે. ત્રીજા પુત્ર સર રમણભાઇની નહિ હોય અને તેથી બે પુત્રોનો ઉલ્લેખ કર્યો છે.

and I hope that the native press will duly recognise them.

I have got here that glossary of Gujarati orthography which we prepared for the purpose of revising the proofs of the first edition of the school books. I think it was begun at Ahmedabad in 1858, but if you could tell me more about the details of it & who were those who chiefly worked at it, I should be much obliged. If I could thus write a clear account I would present it & the book to the Gujarat Vernacular Society, which I suppose is the best place to deposit it with.

I hope that you are keeping in good health, & that your family are flourishing. 'Lady Hope has not forgotten old days at Surat, and (you) will be glad to hear she is very well, but I have this spring had influenza and broncho-pneumonia rather severely from which, however, I am recovering.

With our best regards, I am always

Your sincere friend

T. C. Hope

ઘણી વાર લખતા, પરન્તુ એમાંથી એકેનું સરનામું અગર તેમનો ખરો હોદ્દો પણ હું જાણતો નથી.

જો આ વાત સાચી હોય તો એ કુટુંબનો જો કોઇ સુયોગ્ય પ્રતિનિધિ હોય તેને મારા તરફથી લખીને મારા પર ઉપકાર કરશો ? આ બનાવથી મને કેવું ઊંડું દુઃખ થયું છે, એમને ખોટ ગઇ તે મને પોતાને ગઇ છે એમ હું ગણું છું ને તેમના પ્રત્યે સહાનુભૂતિ ધરાવું છું એ હકીકત એમને જણાવશો. કેળવણીના કાર્યમાં તથા ગુજરાતને ચરણે મહીપતરામે અર્પેલી સેવાઓનું વર્ણન કરવું મુશ્કેલ છે. મને આશા છે કે દેશનાં છાપાં એ સેવાઓનો યોગ્ય સમાદર કરશે.

શાળોપયોગી પુસ્તકોની પ્રથમ આવૃત્તિનાં મૂફના સંશોધન વખતે કામ આવે, તે વાસ્તે આપણે ગુજરાતી નિયમબદ્ધ જોડણીનો શબ્દાર્થસંગ્રહ તૈયાર કર્યો હતો તે અહીં મારી પાસે છે. હું ધારું છું કે તે ૧૮૫૮માં આપણે અમદાવાદમાં શરૂ કર્યો હતો. પણ જો તમે તેની વિગતો વિષે મને વધારે લખી શકો અને તેમાં કામ કરવાવાળા મુખ્ય કોણ હતા તે વિષે લખો તો મારા પર બહુ અહેસાન થશે. આ રીતે જો હું સ્પષ્ટ અહેવાલ લખી શકું તો તે અહેવાલ તથા પુસ્તક ગુજરાત વર્નાક્યુલર સોસાયટીને ભેટ કરવા મારી ઇચ્છા છે, કારણ કે હું ધારું છું કે તેને અનામત સાચવવા માટે એ સૌથી સારું સ્થાન છે.

મને આશા છે કે તમે સારી પેઠે છો ને તમારાં કુટુંબીઓ સારી ચઢતી સ્થિતિમાં છે. સૂરતના જૂના દિવસો લેડી હોપ વીસર્યાં નથી. તમે સાંભળીને ખુશ થશો કે એમની તબિયત બહુ સારી છે; પરન્તુ ગઇ વસન્તમાં મને ઇન્ફ્લ્યુએન્ઝા ને બ્રોંકાન્યુમોનીઆ જરા સખત રૂપમાં થયેલા તેમાંથી હવે સાજો થતો જાઉં છું.

તમારો સાચદિલ મિત્ર

ટી. સી. હોપ

## પત્ર બીજો

*Atheneum Club,*
*Pall Mall, S. W.*
4th Sept. '91

*My dear Mohanlal,*

I am much obliged to you for your two full interesting letters, & glad to hear that your family of sons is coming forward so successfully & honorably. I shall much value the photograph which you kindly promise me; it has not come yet, but no doubt will turn up shortly. In the meantime I put into the vacant place I wrote to Jugjivandas about, the photo which I found as frontispiece of that 'little account of your life[5] which was sent to me. In the picture frame I have got seven photos
°°° of my old frinds—Durgaram,[6] Bhogilal,[7]
°°° yourself, Dalpatram,[8] Mahipatram,[9] Pranlal[10] & Mayaram.[11] It hangs in my Library over the fireplace, with a corresponding frame next to it containing seven photos of English men who were my early friends in India.

I shall send the glossary to the Gujarat V. Society, as you advise, when I get a reply to a reference I have made to the Secty through Mr. Giles.[12] I have also sent to that gen-

## બીજા પત્રનું ભાષાંતર

લંડન તા. ૪ સપ્ટેમ્બર '૯૧

**મારા પ્રિય મોહનલાલ**

તમારા બે પૂરા રસભર પત્રો માટે તમારો હું ઘણો ઋણી થયો છું, ને એ જાણીને ખુશ થયો છું કે તમારા પુત્રો ખૂબ સફળતાથી ને માનભેર આગળ આવતા જાય છે. જે છબી તમે મને મોકલવાનું વચન આપવા કૃપા કરી છે તેને હું બહુ મૂલ્યવાન સમજીશ. એ હજી આવી નથી, પણ નિઃશંક તે થોડા સમયમાં આવશે. દરમિયાન જે ખાલી જગા વિષે મેં જગજીવનદાસને લખેલું તેમાં, તમારું નાનકડું જીવનચરિત્ર મને મોકલવામાં આવેલું તેના મુખપૃષ્ઠ તરીકે જે છબી મેં જોઇ છે, તે હાલ મેં મૂકી છે. દુર્ગારામ,[૬] ભોગીલાલ,[૭] તમે, દલપતરામ,[૮] મહીપતરામ,[૯] પ્રાણલાલ[૧૦] ને મયારામ[૧૧] એ મારા જૂના મિત્રોની સાત છબીઓ એક ચોકઠામાં મેં જડાવી છે. મારા અભ્યાસખંડમાં

---

૫. મારા પિતાના હાથ નીચે ચુનીલાલ બાપુજી નામે એક બહુ બાહોશ શિક્ષક હતા. તેમણે તેમનું ટૂંકું જીવનચરિત્ર લખેલું. તે જીવનચરિત્રમાં એમનો ફોટો આપવામાં આવેલો તેનો અત્રે ઉલ્લેખ છે.

૬. દુર્ગારામ: દુર્ગારામ મંછારામ મહેતાજી.

૭. ભોગીલાલ: સુરતના જાણીતા શિક્ષક ભોગીલાલ પ્રાણવલ્લભ

૮. દલપતરામ: કવિ દલપતરામ ડાહ્યાભાઈ

૯. મહીપતરામ: રા. સા. મહીપતરામ રૂપરામ.

૧૦. પ્રાણલાલ: પ્રાણલાલ મથુરાદાસ એઓ પાછળથી રેવેન્યુ ખાતામાં ગએલા અને બરૂચ ડેપ્યુટી કલેક્ટર થઇને આવેલા તે વખતે અમારા કુટુંબીઓ વખતોવખત એમને ત્યાં જતા હતા.

૧૧. મયારામ: મયારામ શંભુનાથ. મોતાના રહેવાસી. મોતાળા બ્રાહ્મણ.





tleman Rs 150 for the Mahipatram M. Fund.

I am now having bound up in suitable volumes copies of all our Gujarati Reading Books & other works, but I am stopped with the mathematical volume by not being able to find a copy of the Algebra[13] which you compiled in 1859 when we were at Bombay. If you could get hold of a copy & send it to me by post, I should be greatly obliged. I have got the Arithmatic[13] you did at the same time. I hear that both of them have been superseded by newer books. Why is this ?—They seemed to me very good.

I am sorry that the Broachis are in trouble about their Khal Kooas,[14] but fear they must make up their minds to improve their sanitary arrangements. You probably know that I was opposed to all the absurd & costly underground drains which Dr. Hewlett used to advocate, as being too elaborate & expensive for the present condition of the people of India. But still much may be done without that. Effective " surface removal " i. e. open privies & daily cleansing is the best for India & the Broachis had better make up their minds to adopt this, with suitable modifications to suit their town.

ભીંતમાંની રાધડીને માથે એ લટકે છે ને સાથે તેના જ ચોકઠામાં હિંદના મારા શરૂઆતના અંગ્રેજ મિત્રોની સાત છબીઓ મુકાવી છે તે છે.

મિ. જાઇલ્સ[12] મારફત મેં ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના મંત્રીને પુછાવ્યું છે તેનો ઉત્તર આવશે. એટલે નિયમબદ્ધ જોડણીવાળો શબ્દાર્થસંગ્રહ હું સોસાયટીને મોકલીશ. એ ગૃહસ્થ પર મહીપતરામ સ્મારક વાસ્તે રૂ. ૧૫૦ પણ મેં મોકલ્યા છે

આપણી આખી ગુજરાતી વાચનમાળા અને આપણાં બીજાં પુસ્તકોની નકલો પણ મેં હવે ઘટતા સમગ્ર ગ્રન્થરૂપે બંધાવવા માંડી છે; પરન્તુ ગણિતવિષયક ગ્રંથસમૂહે આવી હું અટક્યો છું, કારણ કે આપણે મુંબઇ હતા ત્યારે ૧૮૫૯માં તમે જે અક્ષર-ગણિત[13] બનાવ્યું હતું તેની નકલ મને જડી નથી. જો એક નકલ તમે મેળવી શકો ને મને ટપાલથી મોકલો તો હું બહુ ઉપકૃત થઇશ. તે જ વેળા તમે જે અંકગણિત રચેલું તે મારી પાસે છે. મેં સાંભળ્યું છે કે હવે એ બંનેને બદલે નવાં પુસ્તકો દાખલ કર્યાં છે. એમ શા માટે? મને તો એ બંને ખૂબ સારાં જણાએલાં.

પોતાના ખાળકૂવા[14] બાબતમાં ભરૂચીઓ વિટંબણામાં છે

---

૧૨. Giles : તે Mr. E. Giles એમણે ઘણા લાંબા વખત સુધી Educational Inspector N. D.નો ઓહ્દો ભોગવેલો અને એમનો મારા પિતા માટે ઘણો ઊંચો અભિપ્રાય હતો.

૧૩. મારા પિતાએ એલ્ફિન્સ્ટન ઈન્સ્ટિટ્યુશનમાં મુંબઈમાં અભ્યાસ કરેલો અને દા. દાદાભાઈ નવરોજી એમના શિક્ષક હતા. તેમનો એમના પર ઘણો ભાવ હતો અને વખતોવખત સંભારી એમને કાગળ લખતા. તે વખતે ગણિતનું શિક્ષણ ઉત્તમ પ્રકારનું અપાતું અને મારા પિતા ગણિત તથા સાયન્સમાં નિષ્ણાત હતા. એટલે એમણે ઍાલજિબ્રા અને એરિથમેટિક એ બંને વિષય પર પાછળથી પુસ્તકો લખેલાં. વિજળી વગેરે સાયન્સના વિષયો પર બુદ્ધિવર્ધક સભા તરફથી મુંબઇમાં ભાષણો આપતા.

૧૪. ભરૂચમાં જૂના વખતમાં ગજરૂ-ગ્રસમ ગજરૂના રૂપમાં

I am sorry to hear of the extra-ordinary rain, which is more than even the great fall in Surat in my time-10 inches in 4 hours.

I did have an attack of influenza, followed by broncho-pneumonia, but have now pretty well recovered from it. Thanks. Lady Hope is very well.

With our united kind remembrances, believe me always,

Yours very sincerely,
T. C. Hope

એથી હું દિલગીર થયો છું. પરન્તુ પોતાની આરોગ્યવિષયક વ્યવસ્થા સુધારવા એમણે નિશ્ચય કરી નાખવો જોઇએ. ડૉ. સેટ જેની હિમાયત કર્યા કરતા, તે બેહૂદી અને ખર્ચાળ જમીન-અંદરની નીકોને હિંદુસ્તાનના લોકની હાલની સ્થિતિ જોતાં અતિશય શ્રમસાધ્ય અને ખર્ચાળ સમજીને હું તો તેનો વિરોધ કરતો, તે ઘણું કરીને તમે જાણો છો. તો પણ તે સિવાય હજુ બહુ થઇ શકે એમ છે. ખુલ્લાં જાજરૂ ને તેની દરરોજની સાફસુફી હિંદની સ્થિતિ માટે શ્રેષ્ઠ છે. ને પોતાના શહેરને ઘટતા યોગ્ય ફેરફાર કરીને એ યોજના ઉપાડી લેવા ભરૂચીઓ નિર્ણય કરે તો સારૂં.

મારા વખતમાં સુરતમાં ચાર કલાકમાં દશ ઇંચ જેટલો ભારે વરસાદ પડેલો તેથી પણ ભારે એવો અસાધારણ વરસાદ થયાનું જાણીને હું દિલગીર થયો છું.

મને ઇન્ફલ્યુએન્ઝા ને તેમાંથી બ્રોંકોન્યુમોનીઆ થએલો તો ખરો, પણ હવે હું તેમાંથી ઠીકઠીક સાજો થયો છું. કુશળ સમાચાર પુછાવવા માટે આભાર. લેડી હોપ સારી પેઠે છે. અમારાં સંયુક્ત સ્નેહભર્યાં સ્મરણોપૂર્વક.

ઘણા નિખાલસ ભાવે તમારો

**ટી. સી. હોપ**

---

બનાવવામાં આવતાં એટલે કે જમીનમાં ઊંડો ખાડો ખોદી તેનો થોડો ઉપરનો ભાગ ચણી લેવામાં આવતો. મતલબ ઝાડોપિશાબ સઘળું જમીનમાં પચતું. એ ખાડો ઘણો ઊંડો હોવા છતાં વખતોવખત ભંગીઓ પાસે ખોદાવી સાફ કરાવવો પડતો. એ જ પ્રમાણે વંપરાએલું-મેલું-પાણી એવા જ પ્રકારના જમીન નીચે બનાવેલા ખાળકૂવામાં જતું. ભરૂચ મ્યુનિસિપાલિટીએ બસમ જાજરૂનો રિવાજ બંધ કરી ખુલ્લાં, લેવાનાં જાજરૂ બનાવવાની ફરજ પાડતાં મકાનના માલિકો બહુ ઉશ્કેરાઈ ગયા હતા અને એ ટૅક્સ ગેરકાયદે છે એમ એમ ગણી લોકોએ ભર્યો ન હતા તેથી તેમની પર દાવા થએલા. એ હકીકતનો અહીં ઉલ્લેખ કર્યો છે. છેવટ લોકોને ખુલ્લાં જાજરૂ કરવાં પડયાં પરંતુ ગટર ન હોવાથી ખાળકૂવા તો હજુ ચાલુ જ છે.

## પત્ર ત્રીજો

*21, Elvaston Place,*
*Queens Gate. S. W.*
16 October, 1891.

*My dear Mohanlal*

I am much pleased with the receipt of your photograph & greatly obliged to you for it. It is very nice & like you, but I do not know that is more so than the smaller one in the frontispiece of the Biography which I have taken out & put in my frame with the others as it is more of the same size. The Arithmetic also is welcome & enables me to bind up my volume. I am not sorry to hear that Algebra is now excluded from the standards, & you will remember that I did not favour it much in my day. Still, it might be useful to some students who had to (do) up the subject late in life & had not a very thorough knowledge of English. I am sorry to hear also, from another quarter, that the Kavita Sangraha is out of print. It was very useful both as a Poetry Book & for prizes.

The Exhibition[15] at Surat of which you tell me promises to be very interesting, but I have doubts whether it is likely to be of any great benefit to trade. Even in Europe these Exhibitions do not do as much good as some people imagine.

## ત્રીજા પત્રનું ભાષાંતર

લંડન ૧૬ ઑક્ટોબર ૧૮૯૧

મારા પ્રિય મોહનલાલ

તમારી છબી મળવાથી હું ઘણો ખુશ થયો છું, ને તે માટે ઘણો જ ઋણી છું. એ ખૂબ સરસ છે ને બરાબર જાણે તમે જ છો એવી છે. પણ તમારા જીવનચરિતના મુખપૃષ્ઠ પરથી લઈને જે નાની છબી લગભગ સરખા કદની હોવાથી બીજી છબીઓ સાથે મેં ચોકઠામાં મુકાવી તે કરતાં એ વધારે મળતી આવતી હોય તો કહેવાય નહિ. ગણિત પણ વખતસર આવી પહોંચ્યું અને હવે હું મારો સમગ્ર ગ્રંથ બંધાવી શકીશ. તમે કહો છો એ ધોરણોમાંથી અક્ષરગણિત હવે બાતલ થયું છે તે જાણી મને દિલગીરી નથી થતી. અને તમને યાદ હશે કે તે સમયે મને એ વાત બહુ ગમેલી નહિ, છતાં પણ કેટલાક વિદ્યાર્થીઓને જીવનમાં મોડેથી એ વિષય તૈયાર કરવાની જરૂર પડે અને તેમનું અંગ્રેજીનું જ્ઞાન બહુ પાકું ન હોય તો તેમને તે પુસ્તક ઉપયોગી થાય. કવિતાસંગ્રહની છાપેલી નકલ ખપી જવાથી એ મળતું નથી તે વાત બીજા દ્વારા જાણીને પણ મને દિલગીરી ઉપજી છે. કવિતાના પાઠ્યપુસ્તક તરીકે તથા ઇનામ માટે એમ બેઉ રીતે એ બહુ ઉપયોગી હતું.

સુરતમાં ભરાનાર પ્રદર્શન[૧૫] વિષે તમે મને લખો છો તે બહુ રસપ્રદ નીવડે એવી આશા આપે છે; પરન્તુ હુન્નરધંધાને એ કાંઇ બહુ ફાયદો કરે કે કેમ એ વિષયમાં મને શંકા છે. યુરોપમાં પણ આ પ્રદર્શનો કેટલાક લોક ધારે છે તેટલું બધું ભલું કરતાં નથી.

---

૧૫ સુરતમાં એ વખતે પ્રદર્શન ભરવાનો વિચાર ચાલતો હતો તે સંબંધી ઉલ્લેખ છે. એ ઘણું ફતેહમંદ થયું હતું.

I have posted to you to-day a copy of my photograph—the only one of late years, & taken about two years ago-which my friends consider to be good. I hope it will reach you safely & in good time.

I am sorry I have got no news which will interest you. England is just now trying a great experiment, having from the 1st Sept. abolished school fees for all primary scholars. As education here is compulsory it was thought better not to have to punish by nominal fines parents who were too poor to pay a fee. But the really poor could get practical exemption before, & many people think that there is no better reason for giving free schooling than free dinners. Really, the measure is a relief of taxation of the lower classes, but whether the attendance will be higher average & more regular is doubtful.

We have been having a very wet summer & autumn, which is trying to the health. However, I have been keeping well so far, & have nearly got over the effect of the influenza I had in May & June.

Trusting that you will long enjoy well-earned retirement & with our best rememberances.

I am always
your sincere friend,
**T. C. Hope**

હમણાંની એટલે કે આશરે બે વરસ પર સેવરાવેલી મારી એક જ છબી- છે જેને મારા મિત્રો સારી ગણે છે. તેની નકલ મેં આજે ટપાલમાં તમને મોકલી છે. હું આશા રાખું છું કે એ તમને સહીસલામત ને વખતસર પહોંચશે. મને દિલગીરી થાય છે કે તમને રસ પડે એવા કાંઇ સમાચાર મારે લખવાના નથી. હમણાં ઇંગ્લંડ એક મહાન અખતરો અજમાવે છે. સપ્ટેમ્બરની પહેલીથી પ્રાથમિક શાળાના સૌ વિદ્યાર્થીઓની ફી લેવાનું બંધ કરવામાં આવ્યું છે. અહીં કેળવણી ફરજીઆત છે, એટલે એમ ધારવામાં આવ્યું કે જે માતપિતા ફી ભરી ન શકે તેટલાં ગરીબ હોય તેમની પાસેથી નામનો દંડ લઇ તેમને શિક્ષા ન કરવી પડે એ બહેતર છે, પરન્તુ ખરેખરાં ગરીબોને તો પહેલાં પણ ખરું જોતાં મુક્તિ મળતી હતી. ઘણા લોક એમ ધારે છે કે મફત ભોજન આપવા કરતાં મફત શિક્ષણ આપવા માટે વધારે સારું કારણ નથી. વસ્તુતઃ આ પગલું નીચલા વર્ગોનો કર-બોજો ઘટાડનારું પગલું છે, પરન્તુ હાજરીની સરાસરી કે નિયમિતતા વધશે એ શંકાસ્પદ છે.

અમારા માટે ગ્રીષ્મ ને પાનખર હોણુ તો ખૂબ વર્ષાભીની હોવાથી તબિયતને કષ્ટકારી છે, પરન્તુ અત્યાર લગી તો હું ક્ષેમકુશળ છું ને મે-જુનના ઇન્ફ્લુએન્ઝાની અસરમાંથી લગભગ મુક્ત થયો છું.

તમારી સક્રમાઇની નિવૃત્તિ તમે લાંબા સમય સુધી ભોગવશો એમ વિશ્વાસ રાખું છું. શ્રેષ્ઠ સંસ્મરણો સાચવતો,

તમારો સાચદિલ મિત્ર

**ટી. સી. હોપ**

ડૉ. બાબુ ભગવાનદાસ [1]

# રસમીમાંસા

रसो. वै. सः।

'સાહિત્ય' શબ્દ પ્રસિદ્ધ છે. સંસ્કૃતમાં આવી જ આકૃતિનો એક બીજો શબ્દ છે, પણ તે સાહિત્ય જેટલો પ્રસિદ્ધ નથી. તે 'સૌહિત્ય.' બન્નેનું પ્રધાન લક્ષ્ય 'રસ' છે. 'दधाति इति हितम्'; 'धाता' 'विधाता'માં જે धा ધાતુ છે તે જ हितमां છે જગધતા, જગધાત્રી એટલે જગત સર્જનાર દૈવદેવી. જે વિશેષ પ્રકારની વિધિઓથી નિયમોથી સર્જે તે વિ-ધાતા જે સર્જાયા તે हित. हितेन सह सहितम्, तस्य भावः साहित्यम्। सु-शोभनं हितं सुहितम् तस्य भावः सौहित्यम्। स एव सहितम् तस्य भावः साहित्यम्॥ હવે સાહિત્ય શબ્દનો રૂઢ અર્થ આ છેઃ એવો વાક્યસમુદાય, એવો ગ્રંથ, જેને મનુષ્ય બીજાઓ સાથે ગોષ્ઠીમાં અથવા એકલો જ સાંભળે, વાંચે તો તેને 'રસ' પડે, સ્વાદ આવે, આનંદ થાય અને તૃપ્તિ પણ થાય.

ઘણે ભાગે સાહિત્યનો અર્થ કાવ્યાત્મક સાહિત્ય સમજાય છે. પણ ધીરે ધીરે ઉપલા અર્થમાં તેનો વિસ્તાર થાય છે. બધી જાતના ગ્રંથસમૂહને સાહિત્ય કહેવા લાગ્યા છે. અંગ્રેજી ભાષામાં

---

૧. દ્વિવેદી-અભિનંદન ગ્રન્થમાંના નિબંધનું આ ભાષાન્તર શા. જેઠાલાલ જોષી (વિશારદ)એ કર્યું છે.—સં. માનસી

'લિટરેચર' શબ્દનો પ્રયોગ પણ આ જ અર્થમાં થવા લાગ્યો છે. જો કે પહેલાં ઘણું કરીને કાવ્યાત્મક સાહિત્યના અર્થમાં તેનો પ્રયોગ થતો હતો, પણ જ્યારે વિશેષણરહિત 'સાહિત્ય' શબ્દ વપરાય છે ત્યારે તેનો અર્થ કાવ્યાત્મક સાહિત્ય જ સમજાય છે. અને આ નિર્વિવાદ છે કે वाक्यं रसात्मकं काव्यम् રસાત્મક વાક્યને જ કાવ્ય કહે છે. કાવ્યનો આત્મા રસ છે. સૌહિત્ય શબ્દનો અર્થ છે, ઉત્તમ રસમય ભોજન અને તેથી થતી તૃપ્તિ. મનુનો આદેશ છે કે नातिसौहित्यमाचरेत्–ઉત્તમ ભોજન પણ અતિમાત્રામાં ન કરવું; ભોજન પરિમિત જ સારું. મનુએ આ પણ આદેશ કર્યો હોત કે "नातिसाहित्यमाचरेत् રસભરી કવિતાનું અતિસેવન ન કરાય" તો કંઇ અયોગ્ય ન થાત.

જેમ અતિસૌહિત્યથી શરીરમાં વ્યાધિ ઉત્પન્ન થાય છે તેમ જ અતિસાહિત્યથી અતિમાત્ર રસો અને અલંકારોની જ ચર્ચાથી ચિત્તમાં આધિ, વિકાર, શૈથિલ્ય, દૌર્બલ્ય ઉત્પન્ન થાય છે. 'अति सर्वत्र वर्जयेत्,' પ્રકૃત હેતુ એ છે કે જેમ જીભનો રસ સૌહિત્યમાં પ્રધાન છે તેમ જ મનનો રસ સાહિત્યમાં.

निगमकल्पतरो र्गलितं फलं शुकमुखादमृतद्रवसंयुतम् ।
पिबत भागवतं रसमालयं मुहुरहो रसिका भुवि भावकाः ॥ (भागवत)

वयं तु न वितृप्याम उत्तमश्लोकविक्रमे ।
यच्छृण्वतां रसज्ञानां स्वादु स्वादु पदे पदे ॥ (भागवत)

એવા ગણ્યાગાંઠ્યા મહાભાગ ગ્રંથો છે, કે જેમાં રસ પણ ભર્યો હોય અને સ્વાસ્થ્યવર્ધક આધિનાશક સંતોષ અને પોષણ આપનાર જ્ઞાન પણ.

नैषातिदुःसहा क्षुन्मां, त्यक्तोदमपि बाधते ।
पिबन्तं त्वन्मुखांभोजाच्युतं, हरिकथामृतम् ॥ (भागवत)

અનશનવ્રતધારી પરીક્ષિત શુકદેવજીને કહે છે કે–અસહ્ય

ભૂખથી શરીર સૂરે છે તે મને જણાતું જ નથી. જ્યાં સુધી તમારા મુખકમળમાંથી હરિકથાનો રસ ઝરે છે, ત્યાં સુધી મારું અતિલોલુપ મન અમૃતનું પણ પાન નહિ કરે. સ્થૂલ-દેહની સુધ વિસારી સૂક્ષ્મ પ્રાણો પણ શાન્ત થઇ ગયા છે.

રસ શું છે? 'અસ્મિતા'નો અનુભવ, આસ્વાદન રસન જે 'રસ' છે.

સાહિત્યનો સાધારણ અર્થ ઉપર કહ્યો તે; વિશેષ અર્થ આ ગનાઇ રહ્યો છે કે જેમ ગણતરીઓનું શાસ્ત્ર ગણિત, ગ્રહ-નક્ષત્રાદિની ગતિઓનું શાસ્ત્ર જ્યોતિષ, રોગોની ચિકિત્સાના ઉપાયોનું શાસ્ત્ર આયુર્વેદ તેમ જ બધી જાતની કવિતાનું શાસ્ત્ર એ સાહિત્યશાસ્ત્ર છે. જે પદાર્થોને ઢગલાઓમાં, જાતોમાં સંગૃહીત અને મિશ્રિત કરી તેના કાર્યકારણસંબંધને અનુનામ અને નિયમોના રૂપમાં બતાવે, શિખવાડે, વ્યવસ્થિત કરે અને જેના જ્ઞાનથી મનુષ્યના ઐહિક અથવા પારલૌકિક અથવા ઉભય પ્રકારના વ્યવહારમાં ઉપયોગી થાય તે 'શાસ્ત્ર.' જે શાસ્ત્રથી કાવ્યનાં તત્ત્વો, રહસ્ય, મર્મ, સૂળરૂપ તથા તેનાં અવાંતર અંગો બધાં પરસ્પર વ્યવસ્થિત રૂપથી સમજાય અને જેનાથી કવિતાના ગુણ-દોષના વિવેકની શક્તિ જાગૃત થાય તથા સારી કવિતા કરવામાં સહાયતા મળે તે 'સાહિત્યશાસ્ત્ર.'

સંસ્કૃતમાં ભરતમુનિનું નાટ્યશાસ્ત્ર આ વિષયનો આકર-ગ્રંથ અને આદિગ્રંથ પણ મનાય છે. આજકાલ ભણવાભણાવવામાં દંડીનું 'કાવ્યાદર્શ' આનંદવર્દ્ધનનું 'ધ્વન્યાલોક' મમ્મટનું 'કાવ્યપ્રકાશ' વિશ્વનાથનું 'સાહિત્યદર્પણ' વગેરેનો ઉપયોગ થાય છે. આના આધારે હિન્દીમાં સારા સારા ગ્રંથો રચાયા છે અને રચાય છે.

આ બધાને માન્ય છે કે કવિતાનો પ્રાણ 'રસ' છે. શબ્દ અને અર્થ તેનાં શરીર છે. શબ્દાલંકાર અને અર્થાલંકાર તેના

વિશેષ અલંકારો છે. रसं वा सौन्दर्यं वा अलं पूर्णं कुर्वन्ति इति अलङ्काराः પણ યાદ રાખવું જોઇએ કે–

अस्ति चेद् रससम्पत्तिः, अलङ्कारा वृथा इव ।
नास्ति चेद् रससम्पत्तिः, अलङ्कारा वृथैव हि ॥

જો રસસમ્પતિ છે તો અલંકારો વૃથા છે. અથવા રસસમ્પતિ નથી તો તો અલંકારો વૃથા જ છે.

સાહિત્યમાં જીભના મુખ્ય રસ છ છે.મધુર, અમ્લ, લવણ, કટુ, તિક્ત અને કષાય. પણ બધા રસોમાં અનેક ભેદો-ઉપભેદો હોઇ શકે. જુદાં જુદાં ફળોની મીઠાશ સરખી નથી પણ બધામાં મીઠાશની સમાનતા છે. આ આત્મામાં એકતાની ઝાંખી છે. પૃથક્ત્વ, ભિન્નત્વ એ આત્માની પ્રકૃતિ છે. આ જ પ્રમાણે સાહિત્યમાં નવ રસ છે.

શૃંગાર-हास्य-करुण-वीर-रौद्रभयानकाः ।
बीभत्सोऽद्भुत, इत्यष्टौ रसाः शान्तस्तथा मतः ॥

આના ભેદો તથા ઉપભેદો ઘણા થઇ શકે. બધાએ નવ રસ માન્યા છે. કોઇએ એકાદા 'વાત્સલ્ય' કે 'ભક્તિરસ'ને અલગ સ્થાન આપવાનો પ્રયત્ન કર્યો. પણ આખરે નવ રસો પ્રધાન રહ્યા. આ વિષે કોઇએ વિશેષ ઊંડા ઊતરી વિચાર નથી કર્યો કે આ બધા રસોનું મૂળ એક હોઇ શકે, અથવા અમુક અમુક રસો અમુક અમુક રસોની સાથે સંબંધ ધરાવે છે.અને એક બીજામાંથી જ ઊપજ્યા છે. પણ જ્યારે પૃથક્તાને એકતામાં સ્થિત અને એકતાને પૃથક્તામાં વિસ્તૃત પુરુષ જાણી લે છે, ત્યારે જ તેનું જ્ઞાન સમ્પૂર્ણ થાય છે. અને પુરુષ આત્મસ્વરૂપ લક્ષ્યમાં લીન થાય છે.

यदा भूतपृथग्भावमेकस्थमनुपश्यति ।
तत एव च विस्तारं, ब्रह्म सम्पद्यते तदा ॥ (गीता)

માટે એ વિષે વિચાર કરવો જોઇએ.

## રસનું સ્વરૂપ

નવે રસનું 'સામાન્ય' સ્પષ્ટ છે જ. રસના સ્વરૂપની મીમાંસા કરવાથી સમજાય છે કે આ નવે રસો એકમાંથી ઉત્પન્ન થયા. એકથી બે, બેથી ત્રણ, ત્રણથી ચાર, ચારથી છ અને આ પ્રમાણે નવ–

રસનો મુખ્ય અર્થ 'જળ' 'દ્રવ' છે.

सहस्रगुणमुत्स्रष्टुमादत्ते हि रसं रविः । (रघुवंश)

અમરકોષમાં જળના પર્યાયોમાં ઘન રસ છે. કેરીનો રસ, શેરડીનો રસ, નારંગીનો રસ, દ્રાક્ષનો રસ–આ બધા તેના વિશેષ અર્થ છે. રસના આસ્વાદન અને અનુભવને પણ 'રસ' કહે છે.

જો બાળક ભૂખ્યું હોય અને જલદી જલદી કેરી ચૂસી જાય, તો તેને જરૂર સ્વાદ આવશે. પણ ભૂખની માત્રા અધિક અને રસની માત્રા ઓછી હોવાથી રસ નહિ આવે. ખાધા પછી મુખ પર હાસ્ય અને આંખમાં તેજ જણાય તથા તે કહે કે 'ઘણી મીઠી હતી' ત્યારે સમજવું કે તેને રસ આવ્યો.

આ પ્રમાણે બે માણસો ક્રોધભર્યા, એક બીજા ઉપર તલવારના ઘા કરતા હોય, ત્યારે રૌદ્ર જરૂર છે, પણ રૌદ્રનો રસ તેમાં નથી આવતો; પણ જો એક મનુષ્ય બીજાને ઊંડો ઘા કરી તેને નકામો કરી નાખી ઊભો રહે અને કહે–કેમ હજુ લડશો-ફરી આવું કરશો, હવે તો બરાબર સમજ પડીને ? તો તેને રૌદ્ર રસ આવ્યો સમજવો જોઇએ. કોઇ દુઃખીને જોઇ કોઇના મનમાં કરુણા ઉત્પન્ન થાય, તેને દ્રવ્ય આપે અથવા બીજી રીતે મદદ આપે તો આપનારને કરુણાનો, દયાનો, અનુકંપાનો 'ભાવ' થયો, પણ રસ નહિ. પણ મદદ કર્યા પછી તેના મનમાં એવી વૃત્તિ ઉત્પન્ન થાય કે કેવો દુઃખી હતો, કેવો દરિદ્ર હતો, કેવો કૃપાપાત્ર હતો, તો સમજવું કે તેનામાં 'કરુણ રસ' આવ્યો. મહાપુરુષની કથા

ધ્યાનપૂર્વક સાંભળી તેના પ્રત્યે ભક્તિ ઉત્પન્ન થવી પણ રસ નથી પણ જો મનમાં આ વૃત્તિ ઉદ્ભવે કે–વાહ કેવું અલૌકિક ઉદાર મહાનુભાવ ચરિત્ર છે, સાંભળવાથી હૃદયમાં તત્કાળ કેવી ઉત્કૃષ્ટ ભક્તિનો સંચાર થાય છે, કેવાં સાત્ત્વિક ભાવો ચિત્તમાં ઉત્પન્ન થાય છે, તો માનવું કે 'રસ' પડે છે.

જ્યારે બાળક તીખી વસ્તુ ખાય છે ત્યારે મોંએથી સીસકારો કરે છે. પણ તેમાં તેને અમુક આનંદ આવે છે. સહેજ દુઃખમાં પણ સુખ માને છે. આ રીતે સાહિત્યના રસોમાં પણ ભય, બીભત્સ વગેરે રસ દુઃખદ હોય છે. પણ તેમની સ્મૃતિમાં સુખમય 'રસ' ઉત્પન્ન થાય છે.

અર્થાત્ અબુદ્ધિપૂર્વક–અનિચ્છાપૂર્વક–સ્વાદની નહિ પણ બુદ્ધિપૂર્વક ઇચ્છાપૂર્વક 'આસ્વાદન'ની અનુશયી ચિત્તવૃત્તિનું નામ 'રસ' છે. ભાવનો અનુભવ રસ નથી પણ તે અનુભવનું સ્મરણ, પ્રતિસંવેદન, 'આસ્વાદન' 'રસન' રસ છે. 'भावस्मरणं रसः' અને આસ્વાદનનું રૂપ આ છે. હું ક્રોધાયમાન છું, હું કરુણાવાન છું, હું અનુશોકવાન છું, હું ભક્તિમાન છું, હું બળવાન છું, હું સુરૂપ છું, અર્થાત 'હું છું' આ જ રસનું સારતત્ત્વ છે. ઐતરેય બ્રાહ્મણમાં કહ્યું છે. 'पुरुषे त्वेवाविस्तरामात्मा स हि प्रज्ञानेन सम्पन्नतमः वदति विज्ञातं पश्यति (पशवः) न ते विज्ञातं वदन्ति ते विज्ञानं पश्यन्ति. પશુઓ જાણે છે, જુએ છે, બોલે છે; છતાં તે એમ નથી જાણતાં કે અમે જાણીએ છીએ, દેખીએ અને બોલીએ છીએ. મનુષ્ય આ બધું સમજે છે કે હું જાણું છું, દેખું છું અને બોલું છું. માટે પુરુષમાં આત્માનો આવિર્ભાવ બધાં પ્રાણીઓ કરતાં વિશેષ છે. તેમાં પ્રજ્ઞાન પણ છે. આત્મજ્ઞાનનો આરંભ મનુષ્યયોનિમાં પહોંચવાથી થાય છે. માટે જ मोचयन्तु मानवे देहे। ઐતરેય બ્રાહ્મણનું કથન સાપેક્ષ છે, કારણ કે પશુઓ આ પ્રકારના પ્રજ્ઞાનથી રહિત છે, એમ સર્વથા નથી કહી શકાતું, કારણ

કે તેઓ રમે છે. અને 'રમવું' 'ક્રીડા કરવી' તથા 'લીલાનો મર્મ' આ 'આત્માનુભવ' રસ છે. પશુઓ વાણીથી કહી શકતાં નથી પણ તે કહેવાનાં બીજ તેમનામાં જરૂર છે અને હોવા યોગ્ય છે; કારણ કે તેઓ પણ પરમાત્મ ચૈતન્યની જ કળા છે.

જાણવું, ઇચ્છવું, કરવું અને એને ઓળખવું, અનુભવવું, પ્રત્યભિજ્ઞાન કરવું, પ્રજ્ઞાન કરવું કે અમારામાં જ્ઞાન, ઇચ્છા અને ક્રિયા થઇ રહી છે-આવી બુદ્ધિવૃત્તિને વિવિધ દર્શનોમાં વિવિધ નામો આપ્યાં છેઃ જેમ કે અનુવ્યવસાય, પ્રતિસંવેદન, પ્રત્યભિજ્ઞાન, પ્રત્યયાનુપશ્યતા, નિજ બોધ, પ્રત્યક્ ચેતના, આલય વિજ્ઞાન વગેરે, પણ મુખ્ય હેતુ એક જ છે, અર્થાત્ બહિર્મુખી વૃત્તિઓની સાથે સાથે તેમાં રહેલી 'अहम् अस्मि' હું છું એ આકૃતિની અખંડ એકરસ નિર્વિશેષ અંતર્મુખી વૃત્તિ.

બાહ્ય પદાર્થોના અનુભવની સાથે સાથે આ આત્માનુભવરૂપિણી વૃત્તિ સત્‌વિદ્યમાન છે, ચિત્‌ચેતન છે, આનંદસુખમય છે. આ 'હું છું' માં જે આનંદનો અંશ છે, તે રસબુદ્ધિ છે, તેનો જ પર્યાય રસ છે, માટે જ ઉપનિષદોમાં આત્મા વિષે કહ્યું છેઃ

'रसो वै सः " रसं ह्येवाऽयं लब्ध्वाऽऽनन्दी भवति, कृत्स्नो रसघन एव सद्घनोऽयं चिद्घन आनंदघनः आत्मनस्तु कामाय सर्वं वै प्रियं भवति, सो ऽयमात्मा श्रेष्ठश्च प्रेष्ठश्च आङ्गीरसो अङ्गानां हि रसः, प्राणो हि वा अङ्गानां रसः एषः हि वा अङ्गानां रसः स एवायं मुख्यप्राणः स एव रसानां रसतमः आपयिता ह वै कामानां भवति. य एतदेवं विद्वानक्षरमुपास्ते को ह्येवान्यात् कः प्राण्याद् यदेषः आनंदो न स्यात् सैषा आनन्दस्य मीमांसा भवति अहम् अस्मि

આ જ સત્મય, ચિન્મય અને આનંદમય રસમય છે. આત્માનો કોઇ અનાત્માના બહાને આસ્વાદન એ જ રસ, લીલા, ક્રીડા નાટ્ય છે; આ જ કવિતામાં શ્રેષ્ઠ નાટક છે. 'काव्येषु नाटकम् श्रेष्ठम्' નાટકમાં પાત્ર બને છે. પોતાને પોતા કરતાં જુદા બનાવે છે.

બુદ્ધિપૂર્વક લીલાવડે માયાવડે ( યા-મા- ) જે નથી તે બને છે અને તેમાં બહુ રસ પડે છે, આનંદ આવે છે. 'ચૈતન્ય'નું 'પરોક્ષ' નામ 'આત્મા' છે. 'અપરોક્ષ' નામ 'અહમ્' છે. છૂ તો તેનું નામ છે પણ જરા 'અવ્યક્ત' જેવું છે. 'અહમ્' તે પ્રતિદિનના વ્યવહારથી, કંઈક વધારે વ્યક્ત જણાય છે. સંસ્કૃત વર્ણમાળાનો પહેલો અક્ષર अ અને છેલ્લો ह છે. આ બન્નેની વચ્ચે બધા અક્ષરો છે. અક્ષરોના સંયોગમાં બધાં વાક્યો છે, જે બધાં જ્ઞાન, ઈચ્છા, ક્રિયાનાં વાચક અને બોધક છે. તંત્રશાસ્ત્રમાં એક એક અક્ષરથી એક એક તત્ત્વ એક એક પદાર્થની સૂચના મળે છે, જેનું વર્ણન સાંખ્ય વગેરે દર્શનોમાં થયું છે. अहम् આત્માની ગૂઢ સર્વજ્ઞતા આ પહેલા અને છેલ્લા અક્ષરોના સંયોગમાં સૂચિત થાય છે. તથા આ પણ ખરું કે अहम् एव सर्वः मयि स्थितमिदं जगत् सकलमेव, બધાં પચીસ છવીસ છત્રીસ વગેરે તત્ત્વો એક અહમ્‌ની હુંની અન્દર રહેલાં છે. હું કોઈની અન્દર નથી. આ 'विश्वंभरता—विश्वोदरता'ની ભૂમાના આસ્વાદનથી વધીને કયો આનંદ રસ-આસ્વાદન હોઈ શકે? જે કંઈ રસ છે, આનંદ છે તે બધી આની જ છાયા છે.

## 'અહમ્'ના બે અર્થ

આ 'अहम्'માં अस्मिमां આનંદાંશ 'રસ' છે. પણ અહીં ભૂલ થવાનો ભય છે. તેનું સ્પષ્ટીકરણ થવું જોઈએ. 'अहम्' નામ પરમાત્મા( અથવા પ્રત્યગાત્મા )નું પણ છે; અને જીવાત્માનું પણ. બન્નેમાં એકતા હોવા છતાં જે ભેદ છે તે ઘણો પ્રસિદ્ધ છે. દેશ-કાળ-દ્રવ્ય વગેરેથી પરિછિન્ન એવા છિન્ન પરિમિત વિશેષિત આધિભૌતિક શરીરની ઉપાધિથી ઉપહિત ચૈતન્યને જીવાત્મા કહે છે. આ બધાથી અતીત ચૈતન્યને પરમાત્મા કહે છે. આ જ પ્રમાણે એક 'અસ્મિતા' પરમાત્માની અને એક જીવાત્માની હોય છે. પુરાણોમાં દર્શનસૂત્રોમાં બતાવ્યું છે કે પરમાત્મામાં વિદ્યા,

અવિદ્યા બન્ને જણાય છે. અનંત આત્મા પોતાને સાંત હાડ-માંસના બનેલા શરીરરૂપ માની લે, તો આને અવિદ્યા અર્થાત્ મૂર્ખતા કહેવી જોઇએ. પણ પોતાની માયાવડે પરમાત્મા આ મૂર્ખતામાં પડેલો ભાસે છે. ખરેખર પડ્યો નથી એથી જ અવિદ્યા બનાવટી છે, નાટક છે; લીલા અને રમત છે. જેમ દૂર્વામાંથી દલ નીકળે છે તેમ અવિદ્યામાંથી પર્વ નીકળે છે. ૧લું પર્વ 'અવિદ્યા' ૨જું 'અસ્મિતા' ૩જું 'રાગ' ૪થું દ્વેષ ૫મું અધિનિવેશ (હઠ, આગ્રહ, શરીરમાં પ્રવેશવું) માટે જ અવિદ્યા પંચપર્વા છે. 'વિદ્યા' સાથે રહેનાર અસ્મિતા સાંસારિક, વ્યાવહારિક, જૈવાત્મિક. હું સાન્ત પદાર્થ નથી. હું હું જ છું. હું સિવાય બીજું કંઇ નથી अहमेव न मत्तोऽन्यत् (ભાગવત) આ 'વિદ્યા'; 'હું આ શરીર છું' આ 'અવિદ્યા'.

જેમ પારમાર્થિક અસ્મિતા અનુભવરૂપી 'રસ' પાર-માર્થિક 'આનંદ' બ્રહ્માનંદનો પર્યાય છે, તેમ જ વ્યાવ-હારિક અસ્મિતારૂપી 'રસ' લૌકિક કાવ્યસાહિત્ય જોડે સંબંધ રાખનાર 'આનંદનો પર્યાય છે,' આ આનંદ-રસ તે આનંદ-રસની છાયા છે-નકલ છે.

सत्त्वोद्रेकादखण्डस्वप्रकाशानन्द चिन्मयः ।
वेद्यान्तरस्पर्शशून्यो ब्रह्मास्वादसहोदरः ॥
लोकोत्तरचमत्कारप्राणः कैश्चित्प्रमातृभिः ।
स्वाकारवदभिन्नत्वे नायमास्वाद्यते रसः ॥ (સાહિત્યદર્પણ)

આ શ્લોક જો આમ હોત તો દર્શનને વધારે અનુકૂળ થાત—

सत्त्वोद्रेकादखण्डस्वप्रकाशानन्दरूपकः ।
वेद्यान्तरस्पर्शयुतो ब्रह्मास्वादविवर्तकः ॥
असामान्यचमत्कारप्राणः सहृदयैरिह ।
स्वाकारवदभिन्नत्वे नायमास्वाद्यते रसः ॥

બ્રહ્માસ્વાદનો સહોદર કાવ્યાસ્વાદ નથી પણ તેનું પ્રતિબિંબ, વિવર્તરૂપક નકલ, છાયા માત્ર છે. તથા એમાં 'વેદ્યાન્તર' તો છે. અર્થાત્ ભાવનાનો વિષય 'વિભાવ' છે કે જેના વિના 'રસ' નથી. બ્રહ્માસ્વાદમાં વેદ્યાન્તરનો નિષેધ છે.

नेह नानास्ति किंचन। કાવ્યાસ્વાદમાં વિભાવરૂપી વેદ્યાન્તર વિના કામ નથી ચાલતું. આને લોકોત્તર પણ કેમ કહેવાય ? લોકમાં લૌકિક વિશેષ અનુભવો લઈને જ કાવ્યસાહિત્યની ચર્ચા થાય છે. कैश्चित्प्रमातृभिः પણ બરાબર નથી. હાં, કોઈને વધારે તો કોઈને ઓછો, પણ કંઈ ને કંઈ 'રસ' મનુષ્યમાત્રમાં હોય છે.

ઉપર કહ્યું કે પશુ સુદ્ધાં રમે છે; અને રમવું તથા હસવું અને ડુસકાં ખાઈ આંખમાંથી આંસુ ઢાળી રડવું રસ વિના નથી થઈ શકતું. હસવું, રડવું, આ બંને અનુભાવ પશુઓમાં નથી જણાતા, પણ માનવ બાળકોમાં પ્રચુર પ્રમાણમાં જણાય છે. જરા ધ્યાનથી રસિકતા તથા સાહિત્યજ્ઞાતાનું અભિમાન છોડી દઈ, જો ઉપરના શ્લોકોના રચનાર જોતા તો તેમને સ્પષ્ટ વિદિત થતું કે તોફાની છોકરાં હાસ્ય, રૌદ્ર, ભયાનક, વીર, અદ્ભુત રસોને તેમના કરતાં વિશેષ જાણે છે. વૃદ્ધોના ચાળા પાડવા, તેમને ચીઢવી નાસી જવું, એક બીજાને ડરાવવું, બહાદુરની નકલ કરવી આ બધું બાલ્યાવસ્થામાં સ્વાભાવિક છે, અને રસપ્રજ્ઞત્વનાં પ્રમાણ છે. પણ આ તો નિસ્સંદેહ છે કે ઉપરના શ્લોકોનો અભિપ્રાય વાસ્તવિક છે. ભલે પછી સૂક્ષ્મ રીતે અર્થપરિષ્કાર શબ્દપરિષ્કાર કરવા બેસીએ તો કંઈ પરિવર્તન કરવું પડે.

કાવ્યનાં કેટલાંએ પ્રયોજન છેઃ
काव्यं यशसेऽर्थकृते व्यवहारविदे शिवेतरक्षतये ।
सद्यः परनिर्वृतये कान्तासम्मिततयोपदेशयुजे ॥

પણ મુખ્ય પ્રયોજન તો 'निर्वृतये' જ રસનો આનંદ છે.

વ્યવહારજ્ઞાન જરૂર ઉપયોગી છે, પણ તે કાવ્યના ઐતિહાસિક અંગનું ફલ છે; જેમ 'નિર્વૃતિ' ઇતિહાસપુરાણના કાવ્યાંગનું ફલ છે. જો કાવ્યનો અર્થ કોઇ પણ સંદર્શ અથવા નિબંધ કરવામાં આવે તો જરૂર ઉપર્યુક્ત શ્લોક સાર્થ છે. પ્રસ્તુત ચર્ચામાં આનંદપ્રદ કાવ્ય જ સાહિત્યમાં ગણવાનું કાવ્ય છે. આ સાંસારિક રસ તે તો પારમાર્થિક રસનો આભાસ છે, પ્રતિબિંબ છે. પ્રતિબિંબ મૂલના જેવું હોવા છતાં પણ તેનો ઊલટો વિવર્ત થાય છે. આરસા આગળ માણસ ઊભો રહે તો પ્રતિબિંબમાં પુરુષનું ડાબું અંગ જમણું જણાશે અને જમણું ડાબું જણાશે. જળકિનારે ઊભા રહીએ તો પ્રતિબિંબમાં માથું નીચે અને પગ ઉપર જણાશે. આ કારણે જ આ કૃત્રિમ રસના અધિક સેવનમાં બહુ દોષો રહેલા છે. ખરેખર બહુ રમવાથી છોકરા બગડી જાય છે. અને પ્રમાણમાં રમવાથી હૃષ્ટપુષ્ટ થાય છે. અતિમાત્રામાં રસસેવન કરવાથી મનુષ્ય પોતાને ભોગી-વિલાસી કેવલ રસાન્વેષી રસિક અને દરરોજના વ્યવહારકાર્યના નિર્વાહ માટે અકર્મણ્ય-અશક્ત બનાવી મૂકે છે; તેઓ જેમ રાજામહારાજાઓ, નવાબ બાદશાહો-આવા રસિકો પોતાના ધર્મકર્મ અને કર્તવ્યને ભૂલી જાય છે તેઓ કરુણા-રસનો સ્વાદ લે છે, પણ કરુણા-દયા પ્રમાણે દીનોને મદદ નથી આપતા.

करुणादविरसाज्जायते यत्परं सुखम् ॥
सुचेतसामनुभवः प्रमाणं तत्र केवलम् ॥

કરુણ રસની વાર્તા કોઇ કોઇ વાર તો બાળકો સુદ્ધાં શોખથી સાંભળે છે. ગ્રામગીતોનો અધિકાંશ અત્યંત કરુણાજનક હોય છે. તેને સ્ત્રીઓ પ્રેમથી ગાય છે. જો આ ગીતોથી દુઃખ જ થતું હોય તો શા માટે સંભળાય, ગવાય અને વંચાય? પણ આનો આધાર તો પદ્ધતિ ઉપર છે. કોઇ અતિ કોમલ મૃદુ બાળક, સ્ત્રી, પુરુષ આવી કરુણ કથા સાંભળી શકતાં નથી.

—અપૂર્ણ

પ્રા. મનોહર રામચન્દ્ર પાળંદે

અર્વાચીન

# મરાઠી વાઙ્મયનો

## અલ્પ પરિચય

[ અનુસંધાન ગતાંકના પૃ. ૭૬માથી ]

### ઇતિહાસ

ઇતિહાસક્ષેત્રમાં મહારાષ્ટ્રની અંદર કેટલાક પહેલી પંક્તિના વિદ્વાન અને સંશોધક થયા છે. તેમાં સૂરત કૉલેજના માજી પ્રિન્સિપલ રાજવાડેના નાના ભાઇ વિશ્વનાથ કા. રાજવાડેને અગ્રસ્થાન આપવું જોઇએ. અતિશય તીક્ષ્ણ બુદ્ધિમત્તા, ઇતિહાસના અભ્યાસનો ખરો શોખ અને તમન્ના, નિઃસીમ ત્યાગવૃત્તિ, સ્વભાવનું વિલક્ષણ લહેરીપણું અને હાથમાં લીધેલા કામમાં તન્મયતા, ધૂની થઇને રચ્યાપચ્યા રહેવાની નૈસર્ગિક વૃત્તિ ઇત્યાદિ ગુણો રાજવાડેમાં એકત્ર થયા હતા. મરાઠી ઇતિહાસનાં સાધનો ભેગાં કરવા ખાતર તેમણે મહારાષ્ટ્રના ગામડે ગામડે પગપાળા પ્રવાસ કર્યો હતો. અને અનેક તરેહનાં કષ્ટ અને અપમાન વેઠીને એટલી પ્રચંડ સાધનસામગ્રી ભેગી કરી હતી, કે તે વીસ ગ્રંથોમાં પ્રસિદ્ધ કરવી પડી. આ ગ્રંથોની માત્ર પ્રસ્તાવનાઓ બે ગ્રંથોમાં જુદી પ્રગટ થઇ છે અને તેને મરાઠી ઇતિહાસમાં જ નહિ પણ મરાઠી વાઙ્મયમાં પણ મહત્ત્વનું સ્થાન છે. રાજવાડેની

ભાષા અતિશય સુસંસ્કૃત અને અસરકારક હોઈ તેની રચનામાં, શબ્દયોજનામાં અને વિવરણપદ્ધતિમાં એક પ્રકારની તરલતા, એક પ્રકારની પ્રભાવશાલી ઊર્મિ દેખાય છે. સમાજશાસ્ત્રવિષયક, વ્યુત્પત્તિશાસ્ત્ર વિશેના અને જ્ઞાનેશ્વરી સંબંધી પણ રાજવાડેના લેખ પ્રસિદ્ધ છે.

મિરજના વાસુદેવ શાસ્ત્રીની ઇતિહાસકાર તરીકે મોટી કીર્તિ છે. દત્તોપંત આપટે કશી ધમાલ વિના ઇતિહાસસંશોધનનું અત્યંત વિદ્વત્તાપૂર્ણ કાર્ય કર્યે જાય છે અને તેમના ઐતિહાસિક લેખો, પ્રસ્તાવના અને ત્રણચાર પુસ્તકો તેમની ઉદ્યોગપ્રિયતાની અને સમતોલપણાની સાક્ષી પૂરે છે. ભારતાચાર્ય ચિં. વિ. વૈદ્ય જેવો બહુશ્રુત પંડિત મહારાષ્ટ્રમાં હમણાં કેટલાક વખતથી થયો નથી. મહાભારત, રામાયણ અને હિન્દુસ્તાનનો મધ્યયુગીન ઇતિહાસઃ એ વિષયો પર તેમણે પરિશ્રમપૂર્વક પ્રમાણભૂત ગ્રંથો લખ્યા છે. આ ગ્રંથોમાંનાં ઘણાખરા મરાઠી તેમ જ અંગ્રેજીમાં પણ તેમણે અવતાર્યા છે. ગોવિંદરાવ સરદેસાઇ મહારાષ્ટ્રમાં રિયાસતકાર એ નામે જ ઓળખાય છે. આજે ૩૦–૪૦ વર્ષ થયાં તેમનો મરાઠી ઇતિહાસનો સતત વ્યાસંગ ચાલુ છે અને મરાઠી, બ્રિટિશ અને મુસલમાન રિયાસતોનો અનેક ખંડો તેમણે પ્રસિદ્ધ કર્યા છે; સિવાય, પેશવા દફતરનું સંશોધન કરીને તેમાંથા વીણી કાઢેલા અનેક ભાગ તેમના નેતૃત્વ હેઠળ પ્રગટ કરવામાં આવ્યા છે. સંશોધકોએ ઉપલબ્ધ કરેલી સામગ્રીનું સંકલન કરીને ઐતિહાસિક ઘટનાનું વ્યવસ્થિત વર્ણન કરવાનું કામ સરદેસાઇએ કર્યું.

ન. ચિં. કેળકરનો 'મરાઠે વ ઇંગ્રજ' એ ગ્રંથ મરાઠી ઇતિહાસમાં ઘણો મૂલ્યવાન ગણાય છે. તેમાંનું વિવેચનનું સ્વરૂપ સંશોધનાત્મક અથવા વર્ણનાત્મક નથી પણ તાત્વિક છે. તેમાં ઐતિહાસિક પ્રસંગના કાર્યકારણમીમાંસા કરેલી હોઇને કેળકરની

બુદ્ધિના સર્વ વિશેષ સ્પષ્ટ ઊડી આવે છે. સહૃદયતા, સજાગ ચિકિત્સકપણું, શત્રુ વિશે પણ ઉદારબુદ્ધિ, કોઈ પણ બાબતની બધી બાજુ ધ્યાનમાં લેવાની સ્વાભાવિક પ્રવૃત્તિ, જીવંત અને પ્રગતિશીલ મન, અને આ બધાની સાથે અપ્રતિમ ભાષાપ્રભુત્વ: આવા આવા ગુણો કેળકરનું નામ લેતાં જ નજર સામે આવે છે, અને તેમના લખાણમાં એ સર્વેનું ઉત્કૃષ્ટ ચિત્ર નજરે પડે છે. પાવગીનું 'ભારતીય, સામ્રાજ્ય' ડૉ. કેતકરનું 'પ્રાચીન મહારાષ્ટ્ર' માધવરાવ લેલેનું 'એક નષ્ટસ્મૃતિ સામ્રાજ્ય' અને 'આઇને અકબરી' યાદવરાવ કાળેનો 'વર્હાડચા ઇતિહાસ,' કૅપ્ટન મોડકનું 'પ્રતાપગઢચેં યુદ્ધ,' પારસનીસનું 'ઝાંસીચી રાણી લક્ષ્મીબાઇ,' વઝેનું 'શિલ્પ-શાસ્ત્ર' વગેરે ગ્રંથો ઘણા કીમતી છે.

### ચરિત્રવાઙ્મય

મરાઠીમાં સંખ્યાની દૃષ્ટિએ જોઇએ તો ચરિત્ર-વાઙ્મય ઘણું છે એમ લાગે છે. હિંદુસ્તાન અને યુરપઅમેરિકાની સુપ્રસિદ્ધ વ્યક્તિઓના જીવિતકાર્યનું વર્ણન કરવાનો પ્રયત્ન અનેક લેખકોએ કરેલો છે. વિષ્ણુશાસ્ત્રી ચિપળૂણકરનું જૉન્સનનું ચરિત્ર અને સંસ્કૃત 'કવિપંચક,' વિનાયક કોંડદેવ ઓકે લખેલાં નાનાં મોટાં લગભગ ચારસો ચરિત્રવિષયક પુસ્તકો, કેળકરનું ગેરિબેલ્ડી, મુંડલેનું કેમ્હૂર, સાવરકરનું 'મેઝિની' ભાવેનું 'નેપોલિયન', બિસેનું 'બિસ્માર્ક' અને ટૉલ્સ્ટૉય, ભુરકુટેનું 'કાર્લ માર્ક્સ' પેંડેનું 'હેન્રી ફૉર્ડ' અને 'ઍડિસન' પ્રા. ફડકેનું 'ડી વૅલેરા', 'મેકસ્વિની' 'દાદાભાઇ નવરોજી' વિજાપુરકરની ગ્રંથમાળામાં પ્રસિદ્ધ થએલાં ચરિત્રો, રમાબાઇ રાનડે (જસ્ટિસ રાનડેનાં પત્ની)નું 'આમચ્યા આયુષ્યાંતીલ કાંહીં આઠવણી' લક્ષ્મીબાઇ ટિળક (રેવ. ટિળકનાં પત્ની)નું 'સ્મૃતિચિત્રે' પાંગારકરનું 'સંતચરિત્રે' આળતેકરનં 'કવિચરિત્રે' વેણુબાઇ પાનસેનું 'હરિભાઉ આપટે' આળતેકરનું 'આગરકર'

કારકનું 'રાનડે' ના. કે. બેહેરેનું 'પહિલા બાજીરાવ' અને '૧૮૫૭ સાલચી ક્રાન્તિ', અવંતિકાબાઇ ગોખલેનું 'મહાત્મા ગાંધી', કર્ણાટકીનું 'તેલંગ', 'ભાંડારકર', 'ચંદાવરકર', નાટકકાર અણ્ણાસાહેબ કિર્લોસ્કર વિશેના ચરિત્રગ્રંથ, સમર્થ વિદ્વાન અને શિક્ષક માધવરાવ કુંટે વિશેનો સ્મૃતિગ્રંથઃ ઇત્યાદિ અનેક ઉલ્લેખનીય પુસ્તકો આ વિભાગમાં આવે છે. કર્વે યુનિવર્સિટીવાળા પ્રા. કર્વેનું આત્મવૃત્તાંત, સાવરકરનું, 'માઝી જન્મ-ઠેપ'[1], ટાગોરની 'જીવનસ્મૃતિ' થોડા વખત પર પ્રસિદ્ધ થએલું પાંગારકરનું આત્મચરિત્ર, ધર્માનંદ કોસંબીનું 'આત્મનિવેદન', [ગુજરાતીમાં છેઃ 'આપવીતી'] ઇત્યાદિ પુસ્તકોમાં લેખકોએ પોતાના આયુષ્યક્રમનું વર્ણન કર્યું છે.

મરાઠી ઇતિહાસમાંના શ્રેષ્ઠ પુરુષોનાં ચરિત્રો લખવાની સ્ફૂર્તિ પુષ્કળ લેખકોને થાય એમાં નવાઈ નથી. કેલુસ્કર, ચિં. વિ. વૈદ્ય, વગેરેએ શિવાજીના જીવનકાર્યનું ચિત્ર દોર્યું છે. પહેલા બાજીરાવ, મોટા માધવરાવ, નાનાસાહેબ પેશવા, મહાદજી શિંદે, અહલ્યાબાઈ હોલકર, જીવબાદાદા કેરકર, નાના ફડનવીસ ઇત્યાદિ ઇતિહાસપ્રસિદ્ધ વ્યક્તિઓને ચરિત્રકારો મળ્યા છે. આ જ કથન શ્રીરામ, શ્રીકૃષ્ણ, શંકરાચાર્ય, જ્ઞાનેશ્વર, એકનાથ, તુકારામ, રામદાસ, મુક્તેશ્વર, મોરોપંત, દયાનંદ, શ્રદ્ધાનંદ, ગૌતમબુદ્ધ, મહમ્મદ પયગંબર, ક્રાઇસ્ટ, મહાવીર, નાનક, અકબર, અશોક, ઇત્યાદિને માટે પણ ખરું છે. નરસોપંત કેળકરકૃત ટિળકચરિત્ર, જે ત્રણ ખંડમાં છે, તેનાં પાનાં બે હજાર જેટલાં થયા છે. આટલો વિસ્તૃત અને માહિતીપૂર્ણ ગ્રંથ મરાઠી ભાષાના ચરિત્રવાઙ્‌મયમાં બીજો નથી. તથાપિ ધારણા પ્રમાણે, ઊંચી પંક્તિનું અને ટિળકના જીવનકાર્યની તાદાત્મ્યથી ગુરુપ્રેમથી પણ પરીક્ષકબુદ્ધિથી હકીકત આપીને તેનું મૂલ્યાંકન કરનાર આ ગ્રંથ થયો નથી એટલું કબૂલ કરવું પડશે.

1. પ્રસ્થાન કાર્યાલયે આ ગ્રન્થ ગુજરાતીમાં કરાવ્યો છે.—સં. 'મા.'

## વિવિધ શાસ્ત્રીય વાઙ્મય

મરાઠી સાહિત્યનાં કેટલાંક અંગોની શાસ્ત્રીય ચર્ચા કરનાર, ભાષાશાસ્ત્રની માહિતી આપનાર અને કોશ જેવા સંગ્રાહક સ્વરૂપના ગ્રંથો મરાઠીમાં રચાયા છે. ટીકાત્મક વાઙ્મયનો પણ આ વિભાગમાં સમાવેશ કરી શકાય. દાદોબા પાંડુરંગ, કૃષ્ણશાસ્ત્રી ગોડબોલે, મોરો કેશવ દામલે, (કવિ 'કેશવસુત' ના ભાઇ) રા. ભી. જોષી, ઇત્યાદિએ મરાઠીની વ્યાકરણરચના કરી. એલ્ફિન્સ્ટન કૅાલેજના મરાઠીના પ્રાધ્યાપક કૃ. પાં. કુળકર્ણીનું 'ભાષાશાસ્ત્ર આણિ મરાઠી ભાષા' એ પુસ્તક ઘણું વિદ્વત્તાપૂર્ણ છે.

વ્યુત્પત્તિશાસ્ત્ર સંબંધી અધિક સૂક્ષ્મ ગ્રંથ લખવા સારુ, ન્યાયમૂર્તિ એમ. આર. જયકરે મરાઠી સાહિત્યપરિષદને થોડા સમય પહેલાં મોટી રકમની ભેટ આપી છે અને એ કામ પ્રા. કુળકર્ણીને સોંપવામાં આવ્યું છે. ગણેશશાસ્ત્રી લેલેનું સાહિત્યશાસ્ત્ર, ભિડેની 'સાહિત્યકૌમુદી,' કુ. બાલુતાઇ ખરેનું 'અલંકારમંજૂષા,' દ. કે. કેળકરનું 'કાવ્યાલોચન' સાંગલી કૅાલેજના પ્રાધ્યાપક આર. એસ. જોગનું 'અભિનવ કાવ્યપ્રકાશ,' માડખોલકરનું 'આધુનિક કવિપંચક' 'વાઙ્મયવિલાસ' 'વિષ્ણુશાસ્ત્રી ચિપળૂણકર' અને 'વિલાપિકા,' પ્રા. બનહટ્ટી, અને પાંગારકરના મોરોપંત વિશેના ગ્રંથો, પ્રા. પટવર્ધનનું 'છંદોરચના,' કું. ગોદાવરી કેળકરનું 'ભારતીય નાટ્યશાસ્ત્ર,' દેશમુખનું 'જ્ઞાનેશ્વરીદર્શન,' દાંડેકરનું 'કેળકરાંચીં નાટકેં,' ભાવેનું 'ગડકર્યાંચા વિનોદ,' પ્રા. ફડકેનું 'પ્રતિભા-સાધન,' 'વાઙ્મયવિહાર' અને 'ટાકી એ ધાવ,' વાસુદેવરાવ આપટેનું 'લેખનકલા,' વાગ્ભટ દેશપાંડેનું 'હરિભાઉ આપટ્યાંચ્યાં કાદંબર્યા' ઇત્યાદિ ગ્રંથો ઘણા મનોરંજક, વિવેકશાલી, અને વાઙ્મયના અભ્યાસને પોષક થયા છે. ભાવેનું 'મહારાષ્ટ્ર સારસ્વત' પાંગારકરનું 'મરાઠી વાઙ્મયાચા ઇતિહાસ,'

ઉપર ગીતારહસ્યનો નિર્દેશ આવ્યો જ છે. તેમાંના સિદ્ધાંતના ખંડન તેમ જ સમર્થન માટે ત્રણચાર મોટા ગ્રંથો લખાયા. બાપટ શાસ્ત્રીનું 'ગીતાભાષાર્થ,' કોલ્હટકરનું 'રહસ્યખંડન,' બીડેશાસ્ત્રીનું 'રહસ્યદીપિકા,' ચિંચાળકરનું 'રહસ્યનિરીક્ષણ' ઇત્યાદિ કૃતિઓ ઉલ્લેખનીય છે. જૂનાગઢના પ્રાધ્યાપક મહાદેવ મલ્હાર જોષીનું 'આધુનિક સુશિક્ષિતાંચા વેદાંત,' ગોવિંદસુતનું 'પરમાર્થવિચાર' કિંજવડેકર શાસ્ત્રીનું 'મીમાંસાપરિભાષા' પાં. વા. કાણેનું 'પૂર્વમીમાંસાપદ્ધતિચા ઇતિહાસ' અને 'ધર્મ-શાસ્ત્રવિચાર,' નરસિંહ ચિંતામણ કેળકરનું 'ભારતીય તત્ત્વજ્ઞાન,' કર્વે યુનિવર્સિટીના પ્રાધ્યાપક વામન મ. જોષીનું 'નીતિશાસ્ત્ર-પ્રવેશ,' 'સોક્રેટિસાચે સંવાદ' અને 'વિચારવિલાસ,' આ પુસ્તકો તાત્ત્વિક સ્વરૂપનાં છે.

૭. એન. અત્રેનું 'ગાંવગાડા,' ફર્ગ્યુસન કૉલેજના પ્રાધ્યાપક વા. ગો. કાળે અને દ. ગો. કર્વેનું અર્થશાસ્ત્રાચી મૂલતત્ત્વેં અને 'ભારતીય અર્થશાસ્ત્ર,' વિઠ્ઠલરાવ શિંદે અને શ્રી. મ. માટેના અસ્પૃશ્યતાવિષયક ગ્રંથો, જાવડેકર અને નરસિંહ ચિંતામણ કેળકરનાં રાજ્યનીતિશાસ્ત્ર પરનાં પુસ્તકો, સુરત કૉલેજના ભૂતપૂર્વ પ્રિન્સિપલ ધ. રા. ગાડગીલનું 'હિંદુસ્તાનચા આર્થિક ઇતિહાસ' ના. ગો. આપેકરનું 'આમચા ગાંવ' 'પૈસા' અને 'પેશવાઇચ્યા સાવલીંત' આ સમાજવિષયક ગ્રંથો વખાણવા જેવા છે.

## પ્રકીર્ણ

વૈજ્ઞાનિક શાસ્ત્રો ઉપર પણ હમણાં હમણાં ગ્રંથરચના થવા લાગી છે અને બંધબેસતી શાસ્ત્રીય પરિભાષા યોજવાનું કાર્ય ઝડપથી ચાલુ છે. મોડકનું 'સૃષ્ટિશાસ્ત્ર' અને 'પદાર્થવર્ણન' ફુલ્લીકરનું 'ભૂસ્તરશાસ્ત્ર' પુનાના આપટેનું 'વાહતી વીજ' વડોદરાના પ્રા. 'આપટેનું' 'વિદ્યુત્' મટંગેનું 'અપેક્ષાવાદ'

મોડકનું 'નિરિન્દ્રિય વ સેન્દ્રિય રસાયનશાસ્ત્ર,' 'દાતારનું' 'સજીવ સૃષ્ટિ ચી ઉત્ક્રાંતિ' કોલ્હટકરનું 'પ્રાણીશાસ્ત્રાચી મૂળતત્ત્વેં' શંકર બાળકૃષ્ણ દીક્ષિતનું 'જ્યોતિર્વિલાસ' અને [1]'ભારતીય જ્યોતિષ-શાસ્ત્ર' આ જ વિષય પરનાં દફતરીનાં પુસ્તકો, આરોગ્ય અને શરીરશાસ્ત્ર પરનાં અનેક પુસ્તકો, કૃષિશાસ્ત્ર પરનાં પુસ્તકો વગેરેનો અહીં ઊડતો ઉલ્લેખ કરવા સિવાય વધુ કૈં થઇ શકે તેમ નથી. મરાઠીમાં બાલવાઙ્મય પુષ્કળ પ્રગટ થાય છે તેનું વિસ્તૃત વર્ણન અહીં કરવાની આવશ્યકતા નથી. આ વિભાગના ગઇ પેઢીના આદ્ય પ્રવર્તક 'આનંદ' બાળમાસિકના તંત્રી વાસુદેવ ગો. આપટે હતા.

ગયે વર્ષે પ્રસિદ્ધ થએલા 'કેળકર 'ગ્રંથ પર પણ અહીં થોડું લક્ષ આપવું જોઇએ. કેળકરે અત્યાર સુધીમાં પ્રગટ કરેલું બધું વાઙ્મય આ બાર ખંડોમાં સમાવિષ્ટ થયું છે. તેની વ્યાપકતા લગભગ આઠ-દસ હજાર પાનાં જેટલી થઇ હશે, એમ લાગે છે. નિબંધ, ચર્ચા, ચરિત્ર, નાટક, રાજકારણ, સાહિત્ય, તત્ત્વ-જ્ઞાન, વર્તમાનપત્રી ઢબના મહત્ત્વના લેખો, સમીક્ષણ, સમાજ-શાસ્ત્રવિષયક સિદ્ધાંતોની સહૃદય અને સમતોલ ચિકિત્સા ઇત્યાદિ સર્વ વાઙ્મયપ્રકારો આ ભંડારમાં ભર્યા છે. કેળકરને સાહિત્યસમ્રાટ તરીકે સંબોધવામાં કેટલું ઔચિત્ય છે એનો પુરાવો જોઇતો હોય તો આ દળદાર ગ્રંથનું અવલોકન કરવું. આ પ્રકારનો એક જ ગ્રંથકારનો સંગ્રહ હિંદની દેશી ભાષાઓના વાઙ્મયમાં વિરલ છે.

## નિયતકાલિકો

મહારાષ્ટ્રમાં કેટલાંક સમર્થ નિયતકાલિકો અને ધુરંધર પત્રકારો અને તન્ત્રીઓ ઉત્પન્ન થયા છે. ચિપળૂણકર અને તેમના

1. આ પુસ્તકનું ગુજરાતી થયું છે. અને એ ગુજરાતી પ્રેસે બહાર પાડયું છે.—સં. મા.

'નિબંધમાલા' અને આગરકર અને તેમનું 'સુધારક' ઉપર નિર્દિષ્ટ થયાં છે. આખા હિંદને પરિચિત થએલા 'કેસરી' પત્રદ્વારા લોકમાન્ય ટિળકે મહારાષ્ટ્રીય જનતાને જાગૃત કરી અને દેશની ઉન્નતિ માટે નવી વિચારપરંપરા તથા કાર્યપ્રવૃત્તિ શરૂ કરી. 'કેસરી'ના સવ્યસાચી સંપાદક તરીકે નરસિંહ ચિંતામણ કેળકરની કીર્તિ ઘણી ઉજ્જવળ છે. ખાડિલકર પણ 'કેસરી'માં જ કામ કરતા હતા. ટિળકના મૃત્યુ પછી તેમણે મુંબઇના 'લોકમાન્ય' દૈનિકના તંત્રીની જગ્યા સ્વીકારી અને પછી 'નવા કાળ' નામનું પોતાની માલિકીનું દૈનિક કાઢયું. હજી સુધી તે સારી રીતે ચાલે છે.

'કાળ'કર્તા શિ. મ. પરાંજપેનો ઉલ્લેખ ઉપર આવ્યો છે. ૧૯૦૭–૦૮ વખતની ચળવળને સમયે સી. કે. દામલેનું 'રાષ્ટ્રમત' સારી લોકપ્રિયતા મેળવી શકયું હતું.

'જ્ઞાનપ્રકાશ' મરાઠીમાં એક જૂનામાં જૂનું વર્તમાનપત્ર છે. અનેક સ્થિત્યંતરો થયા પછી આ પત્રની માલિકી સર્વંટસ ઑફ ઇંડિયા સોસાયટી પાસે આવી. આજે પણ એ સોસાયટી અને મહારાષ્ટ્રીય રાજકારણના નેમસ્ત (વિનીત) પક્ષના મુખપત્ર તરીકે 'જ્ઞાનપ્રકાશ' ઓળખાય છે. 'સંદેશ'કાર અચ્યુત બળવંત કોલ્હટકર મહાપ્રતિભાવાન અને વાચકોની ભાવના ઊર્મિઓ બહુ તીવ્રતાથી ઉત્તેજિત કરી શકનાર લેખક તથા વક્તા હતા. 'સંદેશ'માંના તેમના લેખો ત્રણ ચાર ખંડોમાં પુસ્તક રૂપે પ્રકટ થયા છે અને એ મૂલ્યવાન વાઙ્મય ગણાય છે. 'સકાળ', 'ત્રિકાળ', 'લોકશક્તિ', 'પ્રભાત', 'મહારાષ્ટ્ર', 'ઉદય,' 'વિવિધવૃત્ત,' 'ચિત્રા,' 'વસુંધરા' 'ધનુર્ધારી' ઇત્યાદિ નવાં પત્રો હાલ મરાઠીમાં જુદા જુદા રાજકીય અને સમાજવાદી પક્ષોનું પ્રચારકાર્ય કર્યે જાય છે.

મરાઠી ભાષામાં ઘણાં માસિકો નીકળી ગયાં અને હજુ પણ નીકળ્યા કરે છે. તથાપિ વણતૂટ લાંબી જિંદગી ગાળવાનું

સદ્ભાગ્ય થોડાને જ મળ્યું છે, વિવિધજ્ઞાનવિસ્તાર, મનોરંજન, ચિત્રમય જગત, ઉદ્યાન, વિહાર, લોકશિક્ષણ, રત્નાકર, વાગીશ્વરી, પ્રતિભા, જ્યોત્સ્ના, સહ્યાદ્રિ, યશવંત, કિર્લોસ્કર, સ્ત્રી, મનોહર, ગૃહલક્ષ્મી, પ્રાવીણ્ય, જ્ઞાનમંદિર ઇત્યાદિ નામો મરાઠી વાચકોને પરિચિત છે. એમાંનાં કેટલાંક બંધ થઇ ગયાં, કેટલાંક કષ્ટથી ટકી રહ્યાં છે અને બીજાં ઠીક ઠીક ચાલે છે. પણ આ બાબતનું વધારે વર્ણન અહીં કરવાની જરૂર નથી. એકંદરે લોકોની સ્વાભાવિક અભિરુચિ શૃંગારપ્રધાન વાર્તાઓ અને નવલકથાઓ તરફ હોય છે. આ અનુભવ દરેક દેશને થયો છે અને સમાજની આ પ્રવૃત્તિનો ફાયદો પોતાના આર્થિક સ્વાર્થ ખાતર લેવાના હીન પ્રયાસ માસિકોના સંચાલકો હમેશ કરે છે. મરાઠી ભાષા આ પ્રથાનો અપવાદ નથી.

વૃત્તપત્ર સંબંધી એક મુદ્દા તરફ ધ્યાન આપવું જોઇએ. Times of India, New statesman & Nation, Political Quarterly, Modern Review જેવાં વિચારપ્રવર્તક અને વિવિધ માહિતીઓ ભરેલાં ઉચ્ચ પંક્તિનાં નિયતકાલિકો મરાઠીમાં અત્યારે નથી એમ કહીએ તો ખોટું નથી. આ અભાવનાં કારણો અનેક છે, પણ મહારાષ્ટ્રની સાંપત્તિક દુઃસ્થિતિ એ તેમાંનું એક અતિમહત્ત્વનું ગણાય.

ઉપર વર્ણન કરેલી મરાઠી ભાષાની સ્થિતિ ઉપરથી આટલું સ્પષ્ટ થશે કે ગયાં સાઠ-સિત્તેર વર્ષમાં તેની પ્રગતિ પુષ્કળ થઇ છે. એટલું જ નહિ પણ આ વિધાન હિન્દુસ્તાનની સર્વ પ્રાંતિક ભાષાઓ માટે કરી શકાય; કારણ, ભાષાની પ્રગતિ ઘણે અંશે રાષ્ટ્રના લોકોની જાગૃતિ, પ્રયત્ન અને માનસિક વિકાસ પર અવલંબે છે. આ કાલખંડમાં હિંદુસ્તાનની સર્વ બાજુથી—કદાચ આર્થિક બાજુ બાદ કરીને—ઓછાવધુ પ્રમાણમાં પ્રગતિ થઇ છે અને તેનું પરિણામ દેશી ભાષાઓ

ઉપર પણ થયું છે. તેમ થવું ઘણું સ્વાભાવિક અને હિતાવહ છે. પચાસસાઠ વર્ષ પહેલાં લખાયેલું મરાઠી ગદ્ય અગર પદ્ય વાંચએ અને આજે લખાતા લેખો. કવિતાઓ, નવલિકાઓ, નવલકથાઓ, વર્તમાનપત્રો અને ગંભીર ગ્રંથો ઇત્યાદિનું અવલોકન કરીએ એટલે આ બંનેની ભાષાસરણી વચ્ચેનો ફરક તુર્ત જ માલુમ પડે છે. હમણાં મરાઠીમાં ઘણા અન્વર્થક શબ્દો સહજપણે યોજવામાં આવે છે, વાક્યરચના પ્રૌઢ દેખાય છે, અને એકંદરે ભાષાપ્રવાહ ભરપૂર લાગે છે. નવા નવા વિષયો સ્પષ્ટ કરવાના હોય, નવાં નવાં શાસ્ત્રોનો પરિસ્ફોટ કરવો હોય, નવી નવી કલ્પનાનો, સિદ્ધાંતોનો અને સૂક્ષ્મભાવી રસિકતાનું સંવેદન કરવાની શક્તિનો પ્રસાર કરવો હોય તો જૂની શબ્દસામગ્રી અને ભાષાશૈલી અપૂરતી થાય છે. પણ જ્યાં સુધી ભાષા જીવંત છે અને તે વાપરનાર લોકો જીવંત છે ત્યાં સુધી નવા શબ્દપ્રયોગો, નવી વાક્યરચના, નવું વ્યાકરણ એ સર્વ પણ આપોઆપ અસ્તિત્વમાં આવીને ભાષાને પુષ્ટ બનાવે છે. અઢાર-ઓગણીસ-વીશમા શતકની અંગ્રેજી ભાષાસરણીની એક બીજા સાથે તુલના કરીએ તો પણ આ સત્ય સિદ્ધ થશે. એ દૃષ્ટિએ મરાઠી ભાષા અને હિંદની સર્વ દેશી ભાષાઓનો ભવિષ્યકાલ ઉજ્જ્વલ છે.

તથાપિ આ આશાવાદ ગમે તેટલો વાજબી અને ન્યાયી હોય તો પણ માત્ર કાળના પ્રવાહ સાથે ભાષાને સૌષ્ઠવ પ્રાપ્ત થશે અને કાર્યક્ષમતા વધશે એવો વિશ્વાસ રાખીને નચિંત થઇ બેસવું બરાબર નથી. તેની ઊણપો અને અપૂર્ણતા સારી રીતે સમજી લેવી જોઇએ. આવા પ્રકારનું આત્મનિરીક્ષણ કરતી વખતે ગુણમાપનનું ધોરણ ઉચ્ચ અને જગતનાં પ્રગતિમાન રાષ્ટ્રોની સાથે આવવું જોઇએ. તેમ કરીએ તો હાલની સ્થિતિમાંની સ્વભાષાની અને તેના વાઙ્મયની સંપન્નતા માટે વિના કારણ જોઇએ તેના કરતાં વધારે અનુકૂળ કલ્પના રહેશે નહિ.

આટલું જ નહિ પણ તુલનાત્મક દૃષ્ટિએ જોઈએ એટલે જેને આપણે સમૃદ્ધ કહીએ છીએ તે જરા ક્ષુદ્ર જ છે એવી ખાતરી થશે, અને અનુચિત આત્મસંતોષ નહિ જેવો બનીને સુધારણાના પ્રયત્નોને જોર મળશે.

ઈંગ્લંડ જેવા દેશના વાઙ્મયની તુલના આપણા વાઙ્મયની સાથે કરીએ તો શું જોઈએ છીએ ? કાવ્ય, નાટક, ઇતિહાસ, ચરિત્રો, નવલકથાઓ, સમાજશાસ્ત્રો, વિજ્ઞાનશાસ્ત્રો, કૈં પણ લ્યો–મરાઠીમાંના સર્વમાં મોટા આધુનિક કવિ એટલે 'કેશવસુત' અને ગડકરી. તેમની સમગ્ર કવિતા આશરે બસો–અઢીસો પાનાંના પુસ્તકમાં સમાય છે. એ જ કથન બીજા બધા કવિઓને પણ લાગુ પડે છે.તેમના કવિતાસંગ્રહોનો વિસ્તાર બહુધા સો–બસો પાનાંથી આગળ જતો નથી અને કેટલીક વખત તો એમાંના અર્ધો જેટલા ભાગને રૂપરંગની કલાને ખાતર જેવો ને તેવો કોરો જ રાખવામાં આવે છે.હવે, સંખ્યા અને ગુણ એક જ નથી એ ખરું. પણ શેલી, કીટ્સ, બાયરન, બ્રાઉનિંગ, ટેનિસન (શેક્સપીઅર, મિલ્ટન વગેરેને તો છોડી જ દઈએ છીએ) ઇત્યાદિ કવિઓનાં કાવ્યોમાં ગુણ નથી, કલ્પનાવિહાર નથી, અલંકાર નથી, એવું તો કોઈથી કહી શકાશે નહિ જ ને ? આ પ્રત્યેક કવિના કાવ્યના ગ્રંથો કેટલા દળદાર છે ? હરિભાઉ આપટેને છોડી દઈએ તો વિદ્યમાન મરાઠી નવલકથાકારોમાં કેટલા જણ વિક્ટર હ્યુગો, એચ. જી. વેલ્સ, ગાલ્સવર્ધી, ટૉમસ હાર્ડી, વગેરેની તોલે આવી શકશે ? પ્રા. વામન મ. જોષી, પ્રા. ફડકે, વિ. સ. ખાંડેકર, નારાયણ હરિ આપટે ઇત્યાદિ નામો તુર્ત જ ધ્યાનમાં આવે છે. આ લેખકોની કૃતિઓમાં ગુણ નથી એમ નહિ—પુષ્કળ છે, તથાપિ તેના કરતાં પણ અધિક ગુણ હોઈને, જથ્થામાં અનેકગણી મોટી એવી વાઙ્મયનિર્મિતિ એકેક ગ્રંથકારને હાથે પાશ્ચાત્ય દેશોમાં સતતપણે થતી નથી શું ?

ગિબન જેવો અથવા ઓછામાં ઓછું ગિબનની નજીક આવે તેનો ઇતિહાસકાર હજુ સુધી મરાઠી ભાષામાં થયો છે કે? રાજવાડે, ખરે, આપટે, સરદેસાઇ, આ વિદ્વાનો ઘણી ઉચ્ચ પંક્તિના છે એમાં સંશય નથી. તેઓએ પોતપોતાની રીતે ઉત્કૃષ્ટ કાર્ય કર્યું છે, તથાપિ હિંદુસ્તાનનો અતિશય વિસ્તૃત ઇતિહાસ લખનારા લેખકો મિલ, થૉર્નટન, એલ્ફિન્સ્ટન, એવા અંગ્રેજો નીકળ્યા. ગ્રોટે ગ્રીસનો ઇતિહાસ અનેક ખંડોમાં લખ્યો. મરાઠીમાં મહારાષ્ટ્રનો અથવા હિંદુસ્તાનનો અથવા બીજા કોઈ પણ દેશનો ઇતિહાસ આવી રીતે લખેલો જણાતો જ નથી. જગતના ઇતિહાસ અને માનવી સંસ્કૃતિ પર કેટલા મોટા મોટા ગ્રંથો અંગ્રેજીમાં છે તે જુઓ. એચ. જી. વેલ્સના 'આઉટલાઇન ઑફ્ હિસ્ટરી' જેવો એક પણ ગ્રંથ મરાઠીમાં છે? બે ત્રણ વર્ષ પહેલાં આર્નોલ્ડ ટૉયન્બીએ ઇતિહાસના કેવળ શાસ્ત્રીય સ્વરૂપ પર ત્રણ વિચારપ્રધાન અને ઘણા શાંત અભ્યાસને પાત્ર એવા ખંડો પ્રગટ કર્યા; અને એવા કુલ બાર ખંડો તેઓ લખનાર છે એવું નિવેદન પણ બહાર પડયું છે. આ પુસ્તકમાં માનવ ઇતિહાસનું મંથન કરીને કેટલા ય ગહન વિચારો અને પ્રમેયો રજૂ કરવામાં આવ્યા છે. એ વાંચવા અને તેનો અભ્યાસ કરવાનું કામ સહેલું નથી. પીગુકેન્સ, સ્ટેમ્પ, કોલ, બ્ર્ટ્રાન્ડ રસેલ, હેરોલ્ડ લાસ્કી, હરમાન ફાયનર, અર્નેસ્ટ બાર્કર વગેરે અર્થશાસ્ત્ર અને રાજ્યનીતિ પર અધિકારયુક્ત વિવેચન કરનાર પ્રખ્યાત લેખકો જેવો એક પણ લેખક મરાઠીમાં થયો છે એમ કહેવાય નહિં. મોર્લેનું ગ્લેડસ્ટનચરિત્ર, રોનાલ્ડશેનું કર્ઝનચરિત્ર, અને કેળકરનું ટિળકચરિત્ર એની સરખામણી કરીએ તો ચરિત્રનાયકની મહત્તા અને અગત્ય સરખી હોવા છતાં અને લેખકોની શક્તિ પણ સમાન કક્ષાની હોવા છતાં, ટિળકચરિત્ર ફિક્કું લાગે છે. જવાહરલાલ નહેરના અંગ્રેજી આત્મચરિત્ર જેવું આત્મચરિત્ર મરાઠીમાં નથી, તો પછી લૉઇડ જ્યોર્જનાં 'મેમોયર્સ' જેવા ગ્રંથની વાત તો દૂર જ રહી. શાસ્ત્રીય વાઙ્મયને માટે તો બોલવાની જરૂર જ નથી.

આ સઘળું લખવાનો ઉદ્દેશ કેવળ દોષ કાઢવાનો નથી, પોતાને હીન લખીને બીજાની અવારતવ સ્તુતિ કરવાનો, અથવા નિરાશાવાદ સ્વીકારવાનો, એવો કંઈ પણ હેતુ નથી. આત્મસંશોધન કરીને જગતના બજારમાં આજની ઘડીએ આપણી પોતાની કિંમત કોના જેવી છે તેનો વિચાર કરવો એ હમેશ હિતાવહ હોય છે. આશાવાદને, ઉત્સાહને અને કર્તૃત્વને ઉચ્ચતર ધ્યેય બુદ્ધિની અને ગુણોત્કર્ષની જોડ નહિ હોય તો મનુષ્યની જન્મજાત શક્તિનો અપવ્યય થાય છે, અથવા તે શક્તિઓ કરમાઇને નાશ પામે છે. હિંદની ભાષાઓના વાઙ્મયસેવકોએ પોતાની આગળ રાખવાનો આદર્શ જગતની સુધરેલી પ્રજાઓની કાર્યક્ષમતા કરતાં ઓછી હોય એ કામનું નહિ—તેના કરતાં અધિક ઉદાત્ત અને વિશાલ જોઇએ. આપણો આદર્શ જ્યાં સુધી આ પ્રકારનો નહિ રાખીએ ત્યાં સુધી આપણા વાઙ્મયની, સંસ્કૃતિની અને એકંદર જીવનની પ્રગતિ બીજા પ્રગતિશીલ દેશો જેટલી ઊંચી પ્રતિષ્ઠા અને પ્રેરકતા પામશે નહિ.

અંતમાં એક નિવેદન કરવું અવશ્ય છે. આ લેખનો લેખક ગુજરાતી સારી રીતે લખી શકતો નથી. તેથી લેખ પહેલાં મરાઠીમાં લખાયો અને પછી આ ત્રૈમાસિકના વિદ્વાન તંત્રીની અમૂલ્ય સાહાય્યથી તેને ગુજરાતી સ્વરૂપ પ્રાપ્ત થયું છે. શ્રી વિજયરાયે આ કામમાં અંગત અને આગ્રહભર્યો રસ નહિ લીધો હોત અને પોતાનો કીંમતી વખત અને શ્રમ તેને માટે નહિ આપ્યા હોત તો લેખકે મૂળ લેખ જ લખ્યો હોત નહિ; માટે તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનવાનું કર્તવ્ય આનંદથી કરું છું.[1]

1. અને અમારે એટલું જ ઈચ્છવાનું રહે છે કે પ્રા. પાળંદે સરખા અમારા વિદ્વાન મિત્ર અને 'માનસી'ના શુભચિંતક આ દિશાના વિશેષ પ્રયાસોથી બંને પ્રાંતોના આવા મહત્વપૂર્ણ સંસ્કાર-વિનિમય દ્વારા ગુજરાતમહારાષ્ટ્રને નિકટતર લાવવામાં નિરંતર સહાયરૂપ થતા રહે.—સં.' માનસી '

# વિવેચકની સર્જકતા

જગતમાં કેટલાક પુરુષો એટલા બધા આત્મનિમગ્ન હોય છે કે પોતાની આસપાસ શું ચાલી રહ્યું છે તેનું એમને ભાન જ હોતું નથી. એમની સ્થિતિ કેટલીક વાર કુંભકર્ણ કે રિપ વાન વિંકલના જેવી થઈ પડે છે. જગત દસકાઓ કે સૈકાઓની ફાળો ભરી ગયું હોય છે છતાં એ સમાધિલીન મહાત્માઓ તો ઈસવી સન પૂર્વેનાં મંતવ્યોમાં જ અટવાયા કરતા હોય છે! દુનિયાની બાળપોથી સુધી પહોંચી ગએલા સિદ્ધાંતો પણ એવા વિદ્વાનોને અવનવી શોધના જેવા લાગે છે. જગતમાં સૌએ સ્વીકારેલી વાત એમને દાખલાદલીલો આપીને સમજાવો તોપણ કેમે કરતાં ગળે ઊતરતી નથી. આપણા ગુજરાતમાં પણ હમણાં થોડા વખત પહેલાં એવો જ પ્રસંગ બન્યો છે. આજથી બરાબર ચાર વરસ પર વિવેચન વિશે બોલવાનું પ્રાપ્ત થતાં એ વખતે વિવેચક પણ એની રીતે સર્જક છે, એના લખાણમાં પણ ઓછીવત્તી માત્રામાં કલા રહેલી હોય છે તેમ હોવી જોઈએ, અને તેથી વિવેચકને પણ કવિ કહી શકાય એવો મત વીગતવાર ચર્ચા કરીને દર્શાવવામાં આવ્યો હતો.[1] એ મત અંગ્રેજી સાહિત્યમાં તો એટલો બધો પ્રચલિત છે કે ગુજરાતીમાં એ દર્શાવતી વખતે એમાં કંઈ અપૂર્વતા રહેલી છે એવો વહેમ

૧. જુઓ 'સાહિત્યસમીક્ષા'માંનો પહેલો લેખ: 'વિવેચનનો આદર્શ'.

સરખો આવેલો નહિ. કેમકે યૂરોપીય સાહિત્યમાં તો એ સિદ્ધાંત કેવળ શાસ્ત્રીય વિવેચનગ્રંથોમાં જ નહિ પણ એ વિષયની નાની નાની પ્રવેશપોથા[૨]ઓમાં પણ જરા પણ શંકાને અવકાશ ન રહે એવી

---

૨. એવી એક બે પ્રવેશપોથીઓનાં ઉદાહરણો આપીએ;—

(ક) આજથી ત્રણ દસકા પહેલાં પ્રકટ થએલ અને સાહિત્યાભ્યાસની પ્રવેશપોથી તરીકે વિદ્યાપીઠોના અભ્યાસક્રમમાં પ્રતિષ્ઠિત સ્થાન ધરાવતી હડસનકૃત Introduction to the Study of Literature જુઓ. એમાં પૃ. ૩૪૮-૯ પર આપણે સામાન્ય અર્થમાં જેને સર્જન કહીએ છીએ તેની અને વિવેચનની વચ્ચે કેટલી તાત્ત્વિક એકતા રહેલી છે તેની સંક્ષિપ્ત ચર્ચા કરીને અંતે લેખકે પોતાનો નિર્ણય આ શબ્દોમાં જણાવ્યો છેઃ—

'So far as the current prejudice against criticism is based upon its supposed difference in kind from that creative literature which draws matter and inspiration directly from life, it has thus to be laid aside. True criticism also draws its matter and inspiration from life, and in its own way it likewise is creative."

(ખ) હડસનની Introduction to the Study of Literutureને કોઇ જૂની પ્રવેશપોથી ગણે—એકે આપણા વિદ્યાપીઠોમાં તો હજી તે ચલાવાય છે—તો એ જ પ્રકારની એક નવી—અદ્યતન-પ્રવેશપોથી તે સ્કૉટ જેઇમ્સની The Making of Literature લ્યો. એમાં પૃ. ૨૫૯-૬૧ પર આ જ પ્રશ્ન ચર્ચીને લેખક કહે છેઃ—

'Are we then to say that the critic is himself an artist? Surely, the answer is Yes. I am meaning by critic not the man whose sole work is the collection of facts about literature, not the expert in literary origins, the compiler of texts, the archaeologist in the world of letters—but the man whose

પૂર્ણ વિશદતાથી પ્રતિપાદિત કરવામાં આવ્યો છે, એટલું જ નહિ પણ યૂરોપીય સાહિત્યનું જે દૃષ્ટિએ વર્ગીકરણ અને વિવેચન થાય છે એ દૃષ્ટિથી પરિચિત કોઇ સુજ્ઞ પુરુષ અન્ય કોઇ પણ

---

talent lies in the interpretation of works of art. Such a man must have qualities of a literary artist in a high degree, otherwise he will neither understand the works of art which he studies, nor be able to communicate to others his own impressions and conclusions about them.

But, it will be objected, artist and critic are clearly distinct. The latter is not the originator. At best he is the follower along a path which the other has cut. I agree. The critic's job cannot, of course, be identified with that of the very artist whom he criticizes. It appears to be different in two ways.

Firstly, there is, as Saint Beuve, recognizes a scientific side to the critic's work. He is concerned with definite historic facts which he must not alter. His subject is a man whose real deeds and character he must not, from any artistic consideration, change or in the least degree modify. He is bound, not by the laws of the beautiful or the ideally true, but of the actual, however brutal, however distorting to his picture. He is required to pursue, not the universal truth of life, but historic fact, the actual successes and errors in the artist's thought, observation, expression, and execution. His task, to this extent, is scientific, and circumscribed.

But the critic is also an artist. He must be able to reconstruct an author's thought. He must

ગ્રંથનો આધાર લીધા વિના કેવળ સ્વયંપ્રજ્ઞાથી વિચાર કરે તોપણ એને આ નિર્ણય પર આવ્યા વિના ચાલે એમ નથી. છતાં એનો બેધડક વિરોધ કરનારા આપણે ત્યાં નીકળી આવ્યા

---

have the insight to see, not only what he achieved, but what he did not achieve—what he wished to do, but did not—or what he might perhaps have done if promise had been fulfilled, or his life had been rounded off to its harmonious completion. Such re-creative work is creative, just as the artist is said to create when he recreates life. How then does this artistic work of the critic differ from the artistic work of the poet, the novelist, the dramatist?

Surely the answer is, that the difference lies not in the art, but in the subject matter chosen. Every good writer is to some extent a specialist, and chooses his theme in accordance with his 'special' interests. One fills his mind with the tragic emotions of princes; another, with the moods of the sea and the experiences of men who live in the ships; another with the simple feelings of men and women born to plough and sow and reap. Novelist, poet or rhymster will take us according to his special fancy to the life of a Court, of an English provincial town, or a Middle-Western American city; he may show us the beasts of an Indian Jungle, or the terrors of the Canadian Wild; we may be led by him through the Jungle of the *Bab Bellads* or the eccentricities of Wonderland. Each artist has his own province, and thither he takes us. That province, may be the land of books.

છે.[૨] પણ એ વિરોધથી એક અણધાર્યો લાભ પણ થયો છે. એણે આ વિષયની સાર્વજનિક ચર્ચા આપણે ત્યાં જગાડી છે, અને જુદા જુદા પ્રતિષ્ઠિત વિવેચકોને આ સંબંધમાં પોતપોતાનું મંતવ્ય વ્યક્ત કરવા પ્રેર્યા છે. એટલે આ વિરોધનું એક શુભ પરિણામ એ આવ્યું છે કે ગુજરાતના મુખ્ય મુખ્ય પ્રતિષ્ઠિત વિવેચકો વચ્ચે આ બાબતમાં કેટલું ઐકમત્ય પ્રવર્તી રહ્યું છે તેનું એથી અનાયાસે દર્શન થયું છે. સાધારણ રીતે આવી ચર્ચા જ્યારે

---

When this last is the subject he chooses, and he submits also to the scientific conditions which I have named, the artist is a critic. His theme is literature. He is an artist whose subject is art. ...Books and authors, and thair relation to life, are the critic's subject-matter, just as men and women, and their relation to life are the usual subject-matter of other artists. And just as great understanding of men and women, and their living background, is needed in a novelist, so great understanding of books and authors, and their living background, is needed in a critic. The subject chosen is different; the demand on artistic capacity is the same.'

. રા. રામનારાયણ પાઠકે ઊભા કરેલા મુદ્દાની આમાં પૂરેપૂરી છણાવટ કરેલી છે, વિવેચકને સર્જક ન કહી શકાય એને માટે એમણે આપેલી દલીલનું આમાં પૂરેપૂરું નિરસન કરેલું છે, તેથી જરા લાંબું હોવા છતાં આ અવતરણ આંહીં આખું આપ્યું છે.

૩. જુઓ 'પ્રસ્થાન' સં. ૧૯૯૪ના વૈશાખ અંકમાં રા. રામનારાયણ પાઠકનો પૃ. ૧-૪ પરનો પહેલો જ લેખ 'વિચારચંક્રમણ.' એ પછીની ચર્ચા 'પ્રજાબંધુ,' 'ઊર્મિ,' 'માનસી,' વગેરે પત્રોમાં આવેલી તે સાહિત્યરસિક વાચકના ખ્યાલમાં જ હશે, એટલે આંહીં એ બધાનો સ્થળનિર્દેશ કર્યો નથી.

સાર્વજનિક સ્વરૂપ પકડે ત્યારે મૂળ પક્ષકારોએ બાજૂ પર ખસી જઇ ચર્ચાને પોતાનો સ્વતંત્ર રાહ લેવા દેવો એ જ ઇષ્ટ છે, કે જેથી સર્વસામાન્ય પ્રજામન કઇ તરફ છે તેનું સ્પષ્ટ દર્શન થઇ શકે. વળી ચર્ચા 'જ્યારે પૂર ઊરમાં મચી રહેલી હોય છે ત્યારે શુદ્ધ સત્યાન્વેષણ કરતાં પક્ષવાદ અને મમતનું જોર વિશેષ હોય છે. તેથી એ વખતે ચર્ચા કરનારો ખંડનમંડનમાં વિશેષ ગૂંથાઇ રહે છે, અને તત્ત્વગ્રહણ પર એનું પૂરતું લક્ષ રહેતું નથી. એટલે એ કારણે પણ એ વખતે તટસ્થ રહી મૌન જાળવવું એ જ યોગ્ય છે. પણ હવે એ ચર્ચા શમી ગઇ છે, એમાંનું મમત અને પક્ષાપક્ષીનું વિષ ચાલ્યું ગયું છે, અને વાદાવાદીનાં ડહોળાં પાણી પણ આછરી ગયાં છે, એટલે શુદ્ધ તત્ત્વદૃષ્ટિએ આ વિષયનો અહીં થોડો વિચાર કરીએ તો હવે હરકત જેવું નથી.

## ૨. પાઠકના વિચારદોષ

વિવેચક સર્જક નથી એ મતના સમર્થનમાં એક જ દલીલ કરવામાં આવી છે અને તે એ કે 'કાવ્ય સ્વસંપૂર્ણ, સ્વાયત્ત છે, વિવેચન હમેશાં પરાયત્ત છે. કવિને જે વાસ્તવિક અનુભવ થયા હોય તેને છોડીને ગમે ત્યાં જવાની છૂટ છે. વિવેચકને તો, જે મલ્લિનાથનું શ્રી વિશ્વનાથ અવતરણ આપે છે[૪] તેના પ્રમાણે नामूलं लिख्यते किंचित्। મૂળમાં ન હોય એવું કશું ન લખવું એ મુખ્ય પ્રતિજ્ઞા છે.' આ દલીલના મૂળમાં એક બીજા સાથે સંકળાએલા એવા ત્રણ વિચારદોષો રહેલા છેઃ પહેલો વિચારદોષ એ કે આમાં એમ માની લેવામાં આવ્યું છે કે માનવહૃદયને જે

૪. આ વિધાન બરાબર છે? આવું કોઈ અવતરણ મલ્લિનાથમાંથી 'વિવેચનનો આદર્શ' એ લેખમાં ક્યાં યે આપ્યું છે? 'સાહિત્યસમીક્ષા'નાં પાનાં ઉથલાવતાં તો એ કોઈ પણ સ્થળે નજરે પડતું નથી. પુસ્તકમાં જે વર્ણાનુક્રમણી આપી છે તેમાં પણ એનો નિર્દેશ નથી. રા. પાઠકની આમાં કંઈ સ્મરણચૂક તો નથી થતી ને?

અનુભવો થાય છે તેના જાણે કુદરતે જ બે ભાગ પાડી નાખ્યા છે, તેમાંનો એક ભાગ તે સાહિત્યજગતના અનુભવનો અને બીજો ભાગ તે સાહિત્યેતર જગતના અનુભવનો; આ માંથી સાહિત્યેતર જગતના અનુભવો કળા, કાવ્ય, કે સર્જનના વિષયરૂપ બની શકે છે, પણ સાહિત્યજગતના અનુભવો તો કદી પણ કળા, કાવ્ય, કે સર્જનના વિષયરૂપ બની શકતા જ નથી. બીજો વિચારદોષ એ કે વિવેચનમાં તો લેખકને વિવેચનના વિષયરૂપ બનેલ વ્યક્તિ કે કૃતિના યથાર્થ સ્વરૂપનું સંશોધન અને નિરૂપણ કરવાનું હોવાથી, અન્ય વિષયોમાં કવિને કલ્પનાવિહાર, ઊર્મિવ્યાપાર, કે અભિનવસર્જનને માટે અવકાશ હોય છે તેવો આ વિવેચનમાં એને હોતો નથી અને હોઇ શકે જ નહિ; કેમકે સત્ય અને કલ્પના, યથાર્થતા અને ઊર્મિલીલા, વાસ્તવિકતાનું યથાર્થ નિરૂપણ અને અપૂર્વ સર્જન એ પરસ્પર વિસંવાદી કે વિઘાતક વસ્તુઓ છે, એટલે વિવેચક જો કલ્પના કે ઊર્મિની રમત કરવા જાય તો એની સત્યપરાયણતા અને તત્ત્વનિષ્ઠા જોખમમાં આવી પડે. અને ત્રીજો વિચારદોષ એ કે જેમાં શૂન્યમાંથી કંઇક નવું પેદા કરવામાં આવ્યું હોય, પૂર્વે ન હોય એવી અવનવી રચના કરવામાં આવેલી હોય એવી જ કૃતિને સર્જન, કલા, કે કાવ્યનું નામ આપી શકાય, બીજી એકને નહિ. જગતના સાહિત્યનું આપણે જો જરાક ધ્યાનપૂર્વક અવલોકન કરીશું તો આ ત્રણે માન્યતાઓની અંદરનો ભ્રમ આપોઆપ ખુલ્લો થઇ જશે.

આપણે ઉપર ટાંકી એ દલીલમાં એમ સ્વીકારી લેવામાં આવ્યું છે કે સાહિત્યેતર જગતનો અનુભવ જ કાવ્યનો વિષય બની શકે છે, ને સાહિત્યજગતનો અનુભવ તો કદી પણ કાવ્યનો વિષય બની શકતો જ નથી. આ વાત સાચી છે? માનવહૃદયને થતા અનુભવના આવા કોઈ કુદરતી ભેદ શક્ય છે? કેવળ સાહિત્યેતર જગત જ માનવહૃદયમાં ભાવસંચલન કરી શકે અને એ રીતે કાવ્યવિષય બની શકે, ને સાહિત્યજગત તો કદી

પણ ભાવસંચલન કરી જ ન શકે અને કાવ્યવિષય કદી પણ બની જ ન શકે એવો કોઇ નિયમ કુદરતમાં જોવામાં આવે છે ખરો ? કુદરતે શું માનવહૃદયની રચના એવી જાતની કરેલી છે કે એને ઊર્મિ થતી હોય તો કેવળ કોકિલનું કૂજન સાંભળવાથી જ થાય અને કોઇ કવિકોકિલનું કાવ્યકૂજન સાંભળવાથી એને કદી ઊર્મિ થાય જ નહિ અને થાય તો એમાંથી કદી કાવ્ય સ્ફુરે જ નહિ ? નહિ જ. કુદરતમાં–વાસ્તવ જગતમાં–આવો કોઇ ભેદ છે જ નહિ. ત્યાં તો કોકિલના કૂજનથી જેવી ઊર્મિ જાગે છે તેવી જ ઊર્મિ કવિકોકિલના કાવ્યકૂજનથી પણ જાગી શકે છે, અને તેથી કોકિલકૂજનને વિષયરૂપે સ્વીકારીને કરેલી રચનાની પેઠે કવિકોકિલના સાહિત્યકૂજનને વિષયરૂપે સ્વીકારીને કરેલી રચના પણ કાવ્યનું રૂપ ધારણ કરી શકે છે. જગતના સાહિત્યમાંથી એના જોઇએ તેટલા દાખલા મળી આવશે. આંહીં તો એમાંથી એક બેનું જ સ્મરણ કરીશું. પહેલાં જાણીતા અંગ્રેજ વિવેચક મૅથ્યુ આર્નોલ્ડનું આ સૉનેટ લ્યો: '

Others abide our question. Thou art free.
We ask and ask: Thou smilest and art still,
Out-topping knowledge. For the loftiest hill,
That to the stars uncrowns his majesty,
Planting his stedfast footsteps in the sea,
Making the Heaven of Heavens his dwelling-place,
Spares but the cloudy border of his base
To the foil'd searching of mortality:
And thou, who didst the stars and sunbeams know,
Self-schooled, self-scanned, self-honoured, self-secure,
Didst walk on Earth unguessed at. Better so!
All pains the immortal spirit must endure,
All weakness that impairs, all griefs that bow,
Find their sole voice in that victorious brow.

આનો વિષય શેકસપિયર એટલે કે એક સાહિત્યકાર છે. એ સાહિત્યકારની કૃતિઓના પરિશીલનથી મૅથ્યુ આર્નોલ્ડના હૃદય પર જે સંસ્કારો પડેલા અને એમાં જે ભાવસંચલન થએલું તે આમાં વ્યક્ત કરવામાં આવેલ છે. અર્થાત્ આ વિવેચન છે–સોનેટની ચૌદ લીટીમાં સમાવવાનું હતું તેથી અનિવાર્ય રીતે જ તે મિતાક્ષર બન્યું છે, છતાં તાત્ત્વિકરૂપે તો એ વિવેચન જ છે–એ નિર્વિવાદ હકીકત છે, અને છતાં એ કાવ્ય છે એ પણ એટલી જ નિર્વિવાદ હકીકત છે. એટલે સાહિત્યને વિષયરૂપે સ્વીકારીને કરેલી રચના–અર્થાત્ વિવેચન–કદી પણ કાવ્ય ન બની શકે કે ન ગણી શકાય એવી જે ઉપર દલીલ કરવામાં આવી છે તે કેટલી ખોટી છે એ આ ઉપરથી જોઇ શકાશે.

એવું જ એક બીજું સોનેટ કીટ્સનું લ્યો-On First Looking into Chapman's Homer:—

Much have I travell'd in the realms of Gold,
And many goodly states and kingdoms seen:
Round many western islands have I been,
Which bards in fealty to Apollo hold.
Oft of one wide expanse had I been told,
That deep-brow'd Homer ruled as his demesne:
Yet did I never breathe its pure serene,
Till I heard Chapman speak out loud and bold.
Then felt I like some watcher of the skies,
When a new planet swimes into his ken:
Or like stout Cortez, when with eagle eyes,
He stared at the Pacific—and all his men
Looked at each other with a wild surmise—
Silent, upon a peak in Darien.

આમાં પણ વિષય સાહિત્યનો જ છે. હોમરની કૃતિઓ પહેલી જ વાર ચેપમેનના અંગ્રેજી અનુવાદ દ્વારા વાંચવાનો

પ્રસંગ મળતાં લેખકને જે અસાધારણ આનંદ, આશ્ચર્ય, આદિ ઊર્મિઓનો અનુભવ થએલો તે આંહીં વર્ણવ્યો છે. આમ આમાં વર્ણવાએલો અનુભવ સાહિત્યજગતનો જ હોવા છતાં એને આધારે થએલી રચના કાવ્ય જ છે એ દીવા જેવું સ્પષ્ટ છે.

## ભૂલભરેલો પ્રયત્ન

અને આપણા ગુજરાતી સાહિત્યમાંથી પણ આવાં ઉદાહરણો જોઇએ તેટલા મળે એમ છે. એમાંથી થોડાંનું જ સ્મરણ કરીએ તો કાન્તકૃત 'કલાપીને સંબોધન', રા. ખબરદારકૃત 'કવિ નર્મદનું મંદિર', સ્વ. કેશવલાલ ધ્રુવકૃત 'કલમ કરનાર વનમાળીના ઉદ્‌ગાર', સુન્દરમકૃત 'કાલિદાસને' અને 'એક-કવિતાપ્રવાસ', ('સ્ત્રીબોધ' ૧૯૩૬ના નવેમ્બર અંકમાં પ્રકટ થએલ) તેમ રા. પૂજાલાલકૃત 'બળવંતકવનો' આદિ રચનાઓનો વિષય સાહિત્ય જ છે, અને છતાં એ સઘળી રચનાઓ કાવ્યો જ છે. એટલે માનવહૃદયને થતા અનુભવો સાહિત્ય અને સાહિત્યેતર એવા કૃત્રિમ વિભાગોમાં વહેંચી નાખવાનો રા. પાઠકનો પ્રયત્ન પાયામાંથી જ ભૂલભરેલો છે, અને તેથી સાહિત્યેતર વિષય પર યોજાએલી કૃતિ તે જ કાવ્ય અને સાહિત્યના વિષય પર યોજાએલી કૃતિ–એટલે કે વિવેચન–તે સર્વદા અને સર્વથા સંપૂર્ણ રીતે અકાવ્ય જ એ એમનું વિધાન પણ પળવાર પણ ટકી શકે એમ નથી. વસ્તુતઃ અનુભવ અનુભવ તરીકે તો સર્વત્ર સમાન જ હોય છે. એ અનુભવ કાવ્ય બને કે અકાવ્ય તેનો આધાર એના વિષય પર નહિ પણ એ વિષયના નિરૂપણપ્રકાર પર રહે છે. કોકિલ, પુષ્પ, કે ચંદ્રિકા જેવા સાહિત્યેતર જગતના વિષયનું નિરૂપણ પણ જો તર્કપ્રધાન, સંશોધનાત્મક, કે વિજ્ઞાનલક્ષી હોય તો તે પણ જેમ શાસ્ત્ર બને છે તેમ જ સામી બાજૂએથી કવિ, પુસ્તક, કે શૈલી જેવા સાહિત્યજગત

ના વિષયનું નિરૂપણ પણ જો ઊર્મિપ્રધાન, કલ્પનાત્મક, કે રસલક્ષી હોય તો તે પણ કળા કે કાવ્ય બને છે. ઉપર જણાવેલ કૃતિઓ એનાં પ્રત્યક્ષ દૃષ્ટાંત છે. એ કૃતિઓ પદ્યાત્મક છે એ ઉપરથી કોઇએ એવા ભ્રમમાં પડવાનું નથી કે પદ્ય હોય ત્યાં જ કળા સંભવે. કળા કે કાવ્યમાં મુદ્દાની વસ્તુ પદ્ય કે ગદ્ય નહિ પણ ભાવસંચલન કે ઊર્મિસંક્રમણની શક્તિ જ છે. કોઇ રચના પદ્યમાં હોય—જેમકે દલપતસંપ્રદાયના ઘણા લેખકોની રચનાઓ—છતાં જો એ ભાવસંચલન કે ઊર્મિસંક્રમણ ન કરી શકે તો એ જેમ કાવ્ય નથી જ, તેમ જ કોઈ રચના ગદ્યમાં હોય—જેમકે સંસ્કૃતમાં 'કાદંબરી'—છતાં જો એ ભાવસંચલન કે ઊર્મિસંક્રમણ કરી શકતું હોય તો તે કાવ્ય જ છે.[૫] અને એવી

---

૫. આ સંબંધમાં મિડલટન મરીના Aspects of Literatureમાંનો Poetry and Criticism નામનો લેખ વાંચવા જેવો છે. આંહીં તો એમાંથી એક ટૂંકું જ અવતરણ આપી શકાય એમ છેઃ—'The difference of verse is a trivial accident: what is essential in poetry, or literature if you will, is an act of intuitive comprehension. Where you have the evidence of that act, the sovereign asthetic process, there you have poetry. What remains for you, whether you are a critic or a poet or both together, is to settle for yourself a system of values by which those various acts of intuitive comprehension may be judged.' p. 179. એ જ લેખકનો એવો જ બીજો અભિપ્રાય પણ આંહીં ટાંકવા જેવો છેઃ—'True criticism is itself an organic part of the whole activity of art; it is the exercise of soveriegnty by art upon itself, and not the imposition of an alien. To use our previous metaphor, as art is the consciousness of life, criticism is the

રચનાઓ વિવેચનસાહિત્યમાં પણ વિરલ નથી. થોડાં ગણતર જ ઉદાહરણો લ્યો. યૂરોપીય સાહિત્યમાં આનાતોલ ફ્રાન્સનાં કેટલાંક વિવેચનો, ભારતીય સાહિત્યમાં ડૉ. ટાગોરનાં 'પ્રાચીન સાહિત્ય'માંનાં કેટલાંક સૂક્ષ્મ સૌન્દર્યદર્શી રસાળ વિવેચનો, અને આપણા ગુજરાતી સાહિત્યમાં પહેલેથી માંડીને ગણાવીએ તો, નર્મદની રામાયણ, મહાભારત, ને ઇલિયડનાં પાત્રોની સમાલોચનાઓ, નવલરામના 'પ્રેમાનંદ', 'મામેરું' અને 'નર્મકવિતાની પ્રસ્તાવના' વગેરે લેખો, સ્વ. નરસિંહરાવના 'મંગળ ભાષણ'માંથી નરસિંહથી ગોવર્ધનરામ પર્યંતના ગુર્જરસાહિત્યકારોનું કલ્પનાત્મક ચિત્રદર્શન ('મનોમુકુર', ૩, ૧૯૯–૨૦૪,) 'એક અમૂલ્ય ગ્રંથની શોધ', 'હોમહર્ષિણી', અને 'ગજાનન પંડિતનો મંજરીને ઉપદેશ' વગેરે લેખો, સ્વ. રમણભાઇનો 'સ્વ. ગોવર્ધનરામનો ઉચ્ચ વાક્પ્રભાવ' ('વસંત'ના ગોવર્ધનસ્મારક અંકમાં—આવો સુંદર વિવેચન-લેખ 'કવિતા અને સાહિત્ય'ની નવી આવૃત્તિમાં લેવાનું કોઇને કેમ નહિ સૂઝ્યું હોય એ નવાઇ જેવું છે), રા. ન્હાના-લાલના 'જગતકાદંબરીઓમાં સરસ્વતીચંદ્રનું સ્થાન', તેમ 'સાહિત્યમંથન' અને 'ગુર્જર સાક્ષરરત્નો'માંના કેટલાક વિવેચનખંડો, રા. મુનશીનાં પ્રેમાનંદ અને દયારામ આદિનાં રસદર્શનો, રા. વિજયરાયના 'પ્રભાતના રંગ'માંના 'કાલિદાસ અને ભવભૂતિ' 'રાજા ભોજ અને સીતા પંડિતા', 'પ્રેમાનંદ ને નાથાશંકર' વગેરે સંવાદો તેમ 'સાહિત્યદર્શન'-માંના 'સાક્ષરોનાં શબ્દચિત્રો' જેવા લેખો, રા. બટુભાઈ ઉમરવાડિયાના 'કમળના પત્રો'—એ બધું વિવેચન છે, ગદ્યમાં

consciousness of art. The essential activity of true criticism is the harmonious control of art by art'—p. 110.

લખાએલું છે, છતાં એ સઘળામાં કલ્પનાનો, ઊર્મિનો, રસાળતાનો પ્રવાહ, કોઈમાં ઓછો તો કોઈમાં ઘેરો, કોઈમાં મંદ તો કોઈમાં વેગીલો, છતાં ઓછીવત્તી માત્રામાં અવશ્ય વહી રહેલો છે જ એ કોઈ પણ તટસ્થ સહૃદય તરત જ જોઈ શકશે, અને એમાંનાં સઘળાં નહિ તો કેટલાંક લખાણો તો ભાવસંચલનની દૃષ્ટિએ ઉપર ગણાવેલી પદ્યકૃતિઓનાં જેટલાં જ પ્રબળ માલૂમ પડશે એ પણ ચોક્કસ છે. એ પદ્યકૃતિઓ અને આ ગદ્યકૃતિઓ વચ્ચે ભેદ હોય તો તે મુખ્યત્વે તો એમના વાહનને અંગેનો જ છે—પદ્યમાં બધું સંક્ષિપ્ત, મર્યાદ, કેન્દ્રિત, ઘનીભૂત, ને અર્કરૂપ હોય, ત્યારે ગદ્યમાં બધું વિસ્તીર્ણ, વિખરાએલું, નાના નાના રસકણરૂપે સચરાચર વ્યાપી રહેલું હોય એ પ્રકારનો છે. આ જ વિચાર એક ઉપમાથી દર્શાવીએ તો એમ કહી શકાય કે પેલી પદ્યકૃતિઓ ગુલાબના અત્તર જેવી છે, ત્યારે આ ગદ્યકૃતિઓ ગુલાબના ફૂલ જેવી છે. અત્તરમાં સૌરભ ઉત્કટ હોય એટલે એની અસર તત્કાળ અને વળી પ્રબળ રૂપમાં થતી લાગે, ત્યારે ફૂલમાં એનું એ જ સૌરભ છૂટા છૂટા રજકણરૂપે એની પાંખડીએ પાંખડીમાં, એની શિરાએ શિરામાં સચરાચર વ્યાપી રહેલું હોય, એટલે એની તાત્કાલિક અસર એટલી પ્રબળ ન લાગે તોપણ રસાસ્વાદની દૃષ્ટિએ એની તાજગી, એની પ્રફુલ્લતા, એની સુંદરતા, અને એના અણુએ અણુમાં વ્યાપી રહેલું સૂક્ષ્મ સૌરભ આ સર્વનો સમુદાય એકંદર અસર તો પેલા અત્તરના જેવી જ લગભગ કરે છે. એટલે રસનિષ્પત્તિનું એકંદર સામર્થ્ય જુઓ, સમસ્ત કૃતિની એકંદર ભાવસંચલન શક્તિ તપાસો, તો તો આંહીં ગણાવેલી પદ્યકૃતિઓ અને ગદ્યકૃતિઓમાંના ઉત્તમ લેખોમાં તો એ શક્તિ ઉભય વર્ગમાં લગભગ સમાન જ જણાશે. એટલે કે ચૌદ પંક્તિનું ઉપર ગણાવેલું કોઈ પદ્ય સોનેટ લ્યો અથવા તો ચૌદ પાનાંનું ઉપર

ગણાવેલું કોઇ રસાળ ગદ્યવિવેચન લ્યો, પણ એ પૂરું કરીને તમે આઘું મૂકો એ વખતે તમારા અંતરમાં જે ભાવસંચલન થયું હશે તે લગભગ સરખું જ થયું હશે. ત્યારે, દષ્ટાંતો આપીને કરેલી આટલી સવિસ્તર ચર્ચા ઉપરથી કોઇ પણ સાહિત્યરસિક એટલું તો સમજી શકશે કે માનવહૃદયને થતા અનુભવમાં આ સાહિત્યજગતનો અનુભવ અને આ સાહિત્યેતર જગતનો અનુભવ એવો કૃત્રિમ ભેદ થઇ શકતો નથી, અને તેથી સાહિત્યેતર જગતનો જ અનુભવ કાવ્ય, કળા, કે સર્જનનો વિષય બની શકે ને સાહિત્યજગતનો અનુભવ તો એનો વિષય કદી ન જ બની શકે એવો રા. પાઠકનો મત કોઇ રીતે સ્વીકારી શકાય એમ નથી. વસ્તુતઃ જીવન એક સળંગ પદાર્થ છે, તેમાં સાહિત્યનો પણ સમાવેશ થાય છે, અને તેથી જેમ જીવનનો અન્ય કોઇ પણ અંશ, કાવ્ય, કળા, કે સર્જનનો વિષય બની શકે છે તેમ જ સાહિત્ય પોતે પણ એનો વિષય બની શકે છે. અર્થાત્ જીવનના અન્ય કોઇપણ વિષયને આધારે રચાએલી કૃતિ જેમ અધિકારી પુરુષના હાથમાં સર્જનનું સ્વરૂપ ધારણ કરી શકે છે તેમ જીવનનાં અનેક ક્ષેત્રોમાંના એક ક્ષેત્રરૂપ સાહિત્યને આધારે રચાએલી વિવેચનરૂપી કૃતિ પણ અધિકારી પુરુષના હાથમાં કળા કે સર્જનનું રૂપ અવશ્ય ધારણ કરી શકે છે. એટલે વિવેચન એના સ્વરૂપથી જ કળા, સર્જન, કે કાવ્યના પ્રદેશમાંથી સર્વથા બાતલ છે એ રા. પાઠકનો વાદ મિથ્યા જ ઠરે છે.

## વિવેચનમાં કલ્પનાનું સ્થાન

હવે રા. પાઠકની દલીલ પાછળનો બીજો વિચારદોષ લઇએ. તેઓ માને છે કે વિવેચન એટલે તો મૂળ કૃતિના સત્ય સ્વરૂપના સંશોધનની પ્રવૃત્તિ, એટલે એમાં તો વિવેચક મૂળ કૃતિને જ વફાદાર રીતે વળગી રહેવું જોઇએ, ને તેથી એમાં

કાવ્ય, કળા, કે સર્જનને માટે આવશ્યક એવા કલ્પનાવ્યાપાર કે કે ઊર્મિપ્રવૃત્તિને અવકાશ ન રહે, અને એ કારણે એ કદી કાવ્ય, કળા, કે સર્જન ન બની શકે. એટલે રા. પાઠકને મતે એકલું વિવેચન જ નહિં પણ જેમાં જેમાં સત્ય હકીકતનું સંશોધન નિરૂપણ કરવાનું હોય એવા સઘળા સાહિત્યપ્રકારો,–ઇતિહાસ, ચરિત્ર[૬] વગેરે સઘળા સાહિત્યપ્રકારો–કલા નહિ

૬. ઇતિહાસ અને ચરિત્ર કદી કલા કે સર્જન ન ગણી શકાય એ મતમાં પણ રા. પાઠકનું યુરોપીય વિચાર-પ્રવાહનું તથા અદ્યતન વિવેચનશાસ્ત્રનું અજ્ઞાન જ પ્રદર્શિત થાય છે. કોઈ વિદ્વાન ભલેને ભરતમુનિ કે મમ્મટના ગ્રંથોનો ગમે તેટલો સારો અભ્યાસ કરીને બેઠો હોય છતાં એ અર્વાચીન પાશ્ચાત્ય વિવેચન-પ્રણાલિકાથી અપરિચિત હોય તો કેવું ગોથું ખાઈ જાય તેનું જ એ સુંદર ઉદાહરણ પૂરું પાડે છે. રા. પાઠકના એ મતની સવિસ્તાર પરીક્ષા અહીં શક્ય નથી, એટલે ટૂંકામાં એટલું જ નોંધીશું કે આ બન્ને સાહિત્યપ્રકારોના એવા તેટલા નમૂના કલા કે સર્જનના ઉત્તમ વર્ગમાં મૂકી શકાય એવા યુરોપમાં રચાયા છે. ત્યાંના સુવિખ્યાત ચરિત્રલેખક એમિલ લુડવિગ અને લિટન સ્ટ્રેચી જેવાની Napoleon, Bismark, Queen Victoria, Eminent Victorians, Portraits in Miniature આદિ ચરિત્રકૃતિઓ શુદ્ધ ચરિત્ર હોવા છતાં ઉત્તમ કલાકૃતિ તરીકે અત્યારે સર્વત્ર પૂજ્ય છે અને આન્દ્રે મોર્વા ( Andre Maurois ) જેવાએ ચરિત્ર એ કળાકૃતિ છે એ સિદ્ધાન્ત એના પુસ્તકમાં પ્રકરણોનાં પ્રકરણો ભરીને સ્થાપિત કર્યો છે. લિટન સ્ટ્રેચીએ તો આ બાબતમાં બહુ સ્પષ્ટ શબ્દોમાં નિર્ણય આપી દીધો છે. એ કહે છે: That the question has ever been, not only asked, but seriously Debated, whether History was an art is certainly one of the curio-sities of human in-aptitude. What else can it possibly be ? It is obvious that History is not a science; it is obvious that History is not an accumulation of facts, but the relation of them...facts relating to the past, if

પણ શાસ્ત્રના જ વર્ગમાં મૂકી શકાય એવા છે. પણ આંહીં તેઓ એક અત્યંત અગત્યની વાત ભૂલી જાય કે આ ત્રણે સાહિત્યપ્રકારોમાં શાસ્ત્ર તેમ કલા બન્ને જાતની પ્રવૃત્તિ આવશ્યક છે. એમાં જે સત્યનું સંશોધન કરવાનું છે, ખરેખર હકીકત શી છે એ જે સમજી લેવાનું છે, તેટલા પૂરતો એમાં શાસ્ત્રીય વ્યાપાર ચાલી રહેલો હોય છે. પણ એક વાર સત્યનું સંશોધન કરી લીધું, પોતે નિરૂપવાની વસ્તુનું ખરું સ્વરૂપ શું છે તેનો નિર્ણય એક વાર થઇ ગયો, એટલે પછી એના નિરૂપણપ્રસંગે કલાપ્રવૃત્તિને માટે પુષ્કળ અવકાશ રહે છે. બીજા શબ્દોમાં કહીએ તો ચરિત્ર, ઇતિહાસ, અને વિવેચન જેવા સાહિત્યપ્રકારોની સ્થિતિ સર્વાંશે નહિ તો કેટલેક અંશે ઐતિહાસિક નવલકથા જેવી છે. ઐતિહાસિક નવલકથાને તો સૌ સર્જનના જ વર્ગમાં મૂકે છે એ જાણીતી વાત છે. અને છતાં એની રચના પાછળ પણ પ્રારંભમાં તો આ

---

they are collected without art, are compilations, and compilations no doubt may be useful, but they are no more History than butter, eggs, salt and herbs are omlette. અને આ મત કંઈ આજકાલનો નથી, છેક શેલી જેટલો તો જૂનો છે જ. એના Defence of Poetry (એ આખો નિબંધ આ ચર્ચાને અંગે વાંચી જવા જેવો છે–ખાસ કરીને એનાં પ્રારંભનાં દસ પાનાં વાંચ્યા પછી વિવેચનને સર્જનના ક્ષેત્રમાંથી સદંતર દેશવટો આપવાની હિંમત કોઈ ભાગ્યેજ કરી શકશે.) માંથી એક જ વાક્ય ઉતારીશું:–
And thus all the great Herodotus, Plutarch, Livy were Historians and although the plan of these writer especially that of Livy, restrained them from developing this faculty in its highest degree, they made copious and ample amens for their subjection, by filling all the interstices of their subjects with living images.

ઇતિહાસ, ચરિત્ર અને વિવેચનાદિ સાહિત્યપ્રકારોના જેવો જ શાસ્ત્રીય માનસ વ્યાપાર ચાલી રહેલો જોવામાં નથી આવતો ? લેખકને જે યુગ કે જે પાત્રોની આસપાસ વાર્તાની ગૂંથણી કરવાની હોય છે તે યુગ કે તે પાત્રોના સંબંધમાં ઐતિહાસિક તથ્ય શું છે તે એને જાણી લેવાનું હોય જ છે ને ? અને એ જાણતા પહેલાં એને ઐતિહાસિક સાધનોનો અભ્યાસ કરવાનો હોય છે, તેમ શોધખોળ કરવાની હોય છે, ને એને અંતે અમુક નિર્ણય પર આવવાનું હોય છે. અને એ બધી પ્રવૃત્તિ કલા નહિ પણ શાસ્ત્રવ્યાપારના વર્ગમાં જ મૂકી શકાય એવી હોય છે એ સ્પષ્ટ છે. પણ આવા પ્રાથમિક શાસ્ત્રવ્યાપારને અંતે લેખક એક વાર જ્યારે પોતાને નિરૂપવાના યુગ તેમ પાત્રો વિશે અમુક નિર્ણય પર આવે છે ત્યારે પછી એ નિર્ણયને સર્વથા અનુકૂળ અને પોષક હોય એવા કલ્પનાના રંગો તેમાં પૂરીને તથા એવો ઊર્મિવ્યાપાર તેના પર ચલાવીને એમાંથી ઐતિહાસિક નવલકથારૂપી એક સુંદર જીવંત કલાકૃતિ નીપજાવે છે વિવેચક પણ એમ કરી શકે એમ છે, અને એમ કરે ત્યારે જ ઘણી વાર તો એનું કાર્ય પરિપૂર્ણ થયું ગણાય એમ છે. એ પણ પ્રથમ સાહિત્યકૃતિનું પૃથક્કરણ કરે છે, એનો બધી બાજૂથી વીગતવાર અભ્યાસ કરે છે, એના યથાર્થ સ્વરૂપની પિછાન કરવા પ્રયત્ન કરે છે, અને એટલે સુધી એ શાસ્ત્રકાર જ છે. પણ એક વાર આ બધું સત્યસંશોધન પૂરું થયું અને એ દ્વારા એ કૃતિનું યથાર્થ હાર્દ એણે અવગત કરી લીધું, કે પછી એ હાર્દને કેવા રૂપમાં કેવી શૈલીમાં નિરૂપવું એ એની સુનસુરીની અને શક્તિની વાતછે. એ જો કેવળ શુષ્ક ધૂળધોયો જ હશે તો પોતાના સંશોધનને એ લૂખી રંગહીન કલ્પનાશૂન્ય રીતે રજૂ કરશે અને તેથી કેવળ શાસ્ત્રકારની પદવી આગળ જ અટકી જશે. પણ એ જો રસિક પુરુષ હશે તો પોતાને અવગત થએલા હાર્દને એ પોતાના




પટમાં ઘૂંટશે, એને પોતાની ઊર્મિપ્રવૃત્તિનો પટ આપશે, અને એના પર પોતાની કલ્પનાના રંગો ચડાવીને-સત્યને રજમાત્ર પણ વિકૃત ન કરે પણ ઊલટું એના વાસ્તવ સ્વરૂપને પૂર બહારમાં ખીલવે એવા અનુકૂળ કલ્પનાના રંગો ચડાવીને-એને રજૂ કરશે. આ રીતે ઐતિહાસિક નવલકથા જેમ પોતાના સર્જન-વ્યાપારદ્વારા મૂળ યુગ અને પાત્રો વિશે આપણા અંતરમાં ભાવસંચલન કરીને તેમાંથી સુંદર સર્જનકૃતિ નીપજાવે છે તેમ આવું રસાત્મક વિવેચન પણ પોતાના ઊર્મિવ્યાપાર-દ્વારા મૂળ સાહિત્યકૃતિ વિશે આપણા અંતરમાં ભાવસંચલન કરીને સુંદર કલાકૃતિ નીપજાવી શકે છે. એટલે જ્યાં સુધી આપણે ઐતિહાસિક નવલકથાને સર્જન ને કલાના ક્ષેત્રમાંથી બાતલ ન કરીએ ત્યાં સુધી વિવેચનને પણ એ ક્ષેત્રમાંથી સદંતર બાતલ કરવાનો આપણને કશો અધિકાર નથી.

રા. પાઠકની દલીલ પાછળનો ત્રીજો વિચારદોષ એ છે કે સર્જન શબ્દનો એ અત્યંત સંકુચિત જ નહિ પણ કેવળ સ્થૂલ અને પ્રાકૃત જ અર્થ કરે છે. સર્જન એટલે જાણે શૂન્યમાંથી કંઈક અપૂર્વ વસ્તુ ઊભી કરવામાં આવે તે, એવું એ માનતા લાગે છે. એ કહે છેઃ 'શાસ્ત્ર અને કળા બેનો તફાવત એવો ગણાય છે કે શાસ્ત્ર જે છે તે શોધીને બતાવે છે, કળા નવું નિર્માણ કરે છે. એ કસોટી-થી કસી જોતાં વિવેચન જે છે તેને કથવાનુ કામ કરે છે, વિવેચન બતાવે છે કે કાવ્યમા શું શું છે અને કેવી રીતે છેઃ કાવ્યકળા તો એક નવું નિર્માણ નવી સૃષ્ટિ આપણા અનુભવ માટે રજૂ કરે છે.' રા. પાઠકના આ શબ્દો બે પ્રશ્નો ઊભા કરે છેઃ (૧) કવિને આપણે અસાધારણ માન આપીએ છીએ તે શું એ આવું નવનિર્માણ કરે છે એટલા માટે? અને (૨) આપણે જેને જેને કાવ્ય કે સર્જન એવું નામ અત્યારે આપીએ છીએ એ સઘળી રચનાઓમાં શું આવું નવનિર્માણ ખરેખર

કરેલ છે ? આ બન્ને પ્રશ્નોની ચર્ચા કરીશું તો સર્જન શબ્દના સાચા અર્થનું આપણને ભાન થશે અને એ અર્થ પ્રમાણે વિવેચનનો તેમાં સમાવેશ થઇ શકે કે કેમ તેનો પણ આપણે નિર્ણય કરી શકીશું.

## નવનિર્માણ એટલે શું ?

સાહિત્યમાં આપણે કવિ કે સર્જકનું સન્માન કરીએ છીએ તે રા. પાઠક કહે છે એવા પ્રાકૃત અર્થમાં એ નવનિર્માણ કરે છે એટલા માટે શું કરીએ છીએ? ના, એટલા માટે નહિ જ, કેમકે એવા પ્રાકૃત અર્થમાં નવનિર્માણ કવિ તો કરતો કરશે, પણ એના સિવાય બીજા અનેક કરે છે, અને છતાં એ સૌનો આપણે કદી ભાવ પણ પૂછતા નથી. ઉદાહરણ તરીકે સર્જન એટલે શૂન્યમાંથી નવું સરજવું એવો સ્થૂલ અર્થ જ લેવાનો હોય તો તો જગતને સંતાનની ભેટ આપનાર એકે-એક મનુષ્ય—અથવા મનુષ્ય જ શું કામ? એકે એક પ્રાણી—સર્જક જ છે. એ અર્થમાં તો આપણે બ્રહ્માવાચક પ્રજાપતિ શબ્દથી ઘણી વાર ઓળખાવીએ છીએ એવો કુંભાર પણ સર્જક છે. અરે ! એકલો કુંભાર જ શું કામ ? સુથાર, લુહાર, દરજી, એ બધા કારીગરો એ અર્થમાં તો સર્જક બની બેસે એમ છે, એટલું જ નહિ, પણ જે યંત્રને આપણે સદા યે કળા અને કાવ્યનું વિરોધી ગણીને નિંદીએ છીએ તેનો યોજક પણ સર્જક સંજ્ઞાને પાત્ર બની જાય છે.[૭] પણ આ બધામાંથી કોઇને આપણે

૭. જુઓ જાણીતા કાવ્યમીમાંસક વિલિયમ નાઇટના શબ્દો:— 'It is not mere insight into the secrets of Nature or of Humanity that constitutes a man a poet—although all true poets are *seers*—for the end and aim of science is also to explore these secrets, and to register the results of the exploration. Nor is it sufficient to fall back on the etymology of the word 'Poet'

કવિ કહેતા નથી કે કવિના જેટલું માન પણ આપતા નથી. એ ઉપરથી શું સિદ્ધ થાય છે ? એ જ કે સાહિત્યમાં આપણે સર્જન શબ્દ વાપરીએ છીએ તેનો શૂન્યમાંથી સરજવું, નવનિર્માણ કરવું એવો સ્થૂલ પ્રાકૃત જ અર્થ થતો નથી. ત્યારે સાહિત્યમાં એનો

---

which signifies 'maker' or 'creative artist.' The constructor of a steam engine is also a maker, though what he produces is usually (it may be erroneously) regardesd as most prosaic. The mind which originates a philosophy, or consolidates a nationality, is as truly a maker, as the writer of a tragedy, or the composer of a song. The poet is thus manifestly a creator of a particular order. His sphere is not a limited one: for he deals with the whole area of nature, and the entire keyboard of Humanity. But he surveys his area in a special mood of mind. He records and reproduces the notes he hears, in a manner peculiar to himself. The world which presents itself to his eye is the same as that in which the truth-seeker and the moralist move, but he sees it under a different guise. The characteristic to which he primarily looks and the apprehension of which moves him to utterance, is that of Beauty, in one or other of its monifold forms.'–Studies in Philosophy and Literature, p. 267. અર્થાત્ આ વિચારકના મત પ્રમાણે કવિનું કવિત્વ અને વિશિષ્ટત્વ એના નવનિર્માણમાં રહેલું નથી, પણ એના સૌંદર્યદર્શન અને આવિષ્કરણમાં રહેલું છે, અને સૌંદર્યનું દર્શન ને આવિષ્કરણ કરવું એ તો વિવેચકની પણ વિશિષ્ટ પ્રવૃત્તિ છે, તો પછી વિવેચકને કવિ શા માટે ન કહેવો ?

ખરો અર્થ શો? સાહિત્યમાં એનો ખરો અર્થ એ કે જેને આપણે સર્જક, કળાકાર, કે કવિ કહીએ છીએ તે ભાવકના ચિત્તમાં પોતે ધારે એવી ઊર્મિસૃષ્ટિ સરજી શકે છે, એને શૂન્ય કે સામાન્ય મનોદશામાંથી ઉપાડીને પોતે ઇચ્છે એવી મનોદશામાં સંક્રાન્ત કરી શકે છે. સર્જક સર્જન કરે છે, પણ તે કોઇ સ્થૂલ પદાર્થનું કે વસ્તુ, પાત્ર, કે પદ્યનું જ નહિ, પણ એમાંના ગમે તે અથવા તો એ સિવાયના ગમે તે સાધનદ્વારા પોતાને ઇષ્ટ હોય એવી વિશિષ્ટ મનોદશા, ઊર્મિ, ભાવ કે રસનું સર્જન કરે છે, અને માટે જ તેને આપણે સર્જક કહીએ છીએ. અર્થાત્ સર્જનમાં મુખ્ય મુદ્દાની વાત વસ્તુ, પાત્ર, કે પદ્ય નથી, એ બધાં તો કેવળ સાધનો જ છે, પણ ઊર્મિ, મનોદશા, કે રસ જ મુખ્ય મુદ્દાની વાત છે. સાહિત્યમાં આપણે જેને સર્જનનું અભિધાન આપીએ છીએ એવી કૃતિઓનું લક્ષણ જો બરાબર તપાસશો તો આ જ માલૂમ પડશે. ભલેને ગમે તેટલા માણસો વસ્તુરચના, પાત્રરચના, કે પદ્યરચના કરે, છતાં આપણે એને કવિ, કલાકાર, કે સર્જક ક્યારે કહીશું? જ્યારે એની એ રચના ભાવકના હૃદયમાં એણે ધારેલી ઊર્મિનું, એને ઇષ્ટ હોય એવા રસનું સંક્રમણ કે ઉદ્‌બોધન કરી શકશે ત્યારે જ. એ ઊર્મિસંક્રમણ કે રસોદ્‌બોધનની શક્તિ એનામાં નહિ હોય તો એની પદ્યરચના જોડકણું જ ગણાશે અને એની પાત્ર તેમ વસ્તુરચના ઢંગધડા વગરનો તરંગખેલ જ લેખાશે. એટલે સાહિત્યમાં સર્જનનું જીવાતુભૂત લક્ષણ રા. પાઠક કહે છે તેમ શૂન્યમાંથી નવું નિર્માણ કરવું એ નથી, પણ ધારેલા રસની નિષ્પત્તિ કરવી અથવા તો ધારેલી ઊર્મિનું ઉદ્‌બોધન કરવું એ છે. અને એ લક્ષણ તમે વિવેચનને લાગુ પાડી જુઓ. સાચું સમર્થ વિવેચન પણ કોઇ કલાકૃતિના સંસ્પર્શથી વિવેચકના ચિત્તમાં ઉદ્‌ભવેલી ઊર્મિઓનું વાચકના ચિત્તમાં ઉદ્‌બોધન કરે છે, એને થએલા ભાવોનું વાચ-

કના હૃદયમાં સંક્રમણ કરે છે, અને કાવ્યાદિ કલાકૃતિની પેઠે એને શન્ય કે સામાન્ય મનોદશામાંથી ઉપાડી લઇને વિશિષ્ટ મનોદશામાં મૂકી દે છે. તો પછી એવા વિવેચનને સર્જન કહેતાં સંકોચાવું શા માટે?

### વિવેચકો : સર્જક અને ધૂળધોયા

હવે બીજો પ્રશ્ન લઇએ. આપણે જોયું કે રા. પાઠક સર્જનનો નવનિર્માણ એવો સ્થૂલ પ્રાકૃત જ અર્થ લે છે. પણ આપણે જે જે રચનાઓને અત્યારે સર્જનનું નામ આપીએ છીએ તે સઘળામાં આવા અર્થનું નવનિર્માણ જોવામાં આવે છે ખરું? શુદ્ધ પરલક્ષી રચનાઓને અલગ રાખો, તો પછી બીજી કલાકૃતિઓને તમે આ અર્થમાં સર્જન કરી શકશો ખરા? ઉદાહરણ તરીકે આત્મલક્ષી ઊર્મિકાવ્ય જ લ્યો. તો રા. પાઠક કહે છે એવા અર્થમાં નવનિર્માણ જેવું શું એમાં જોવામાં આવે છે? વર્ડ્ઝવર્થનું Daffodils, સ્વ. નરસિંહરાવનું 'કરેણા,' કે બોટાદકરનું 'આવળના ફૂલને' એ કાવ્ય જુઓ. એમાં એમણે શું નવું સર્જન કર્યું? કવિએ એમાં ફૂલ જોયાં, એ ફૂલ જોયાથી એના હૃદયમાં ભાવસંચલન થયું, અને એ ભાવસંચલનને એણે શબ્દાકારે મૂર્ત કર્યું. આમાં રા. પાઠક કહે છે તેવું નવનિર્માણ કયાં આવ્યું? એવું જ બીજું કાવ્ય કાન્તનું 'આપણી રાત' લ્યો. આમાં પણ કવિને જે અનુભવ થએલો તે જ એણે ઉલ્લાસપૂર્વક વર્ણવ્યો છે, બાકી એમાં નિતાન્ત નવનિર્માણ કહી શકાય એવું કશું નથી. એવું જ એક વિશેષ દૃષ્ટાંત કલાપીનું 'જીવનહાનિ' લ્યો. કવિને ચોવીસ વરસ થયાં એ પ્રસંગે જીવનનું સિંહાવલોકન કરતાં જે ઊર્મિઓ એના હૃદયમાં ઉદ્ભવી એનું આલેખન એ કાવ્યમાં એણે કર્યું છે. આમાં રા. પાઠકની દૃષ્ટિએ નવનિર્માણ કહેવાય એવું શું છે? અને છતાં એ કાવ્ય સર્જન તો છે જ. પ્રાચીન કવિતામાંથી ઉદાહરણ જોઇતાં હોય તો નરસિંહ મહેતાનાં જ્ઞાનવૈરાગ્યવિષયક પદોમાં

પણ આ જ સ્થિતિ નજરે પડશે. એવું 'જાગીને જોઉં તો જગત દીસે નહિ.' અથવા 'જ્યાં લગી આત્મા તત્ત્વ ચીન્યો નહિ' એવું કોઇ પણ પદ લ્યો. આ પદોમાં એણે નવું શું નિર્મી નાખ્યું ? એણે પોતાના અંતરમાં જે ઊર્મિ અનુભવી તેનું સીધું સાદું આવિષ્કરણ એ પદોમાં કર્યું છે, અને એ આવિષ્કરણ સફળ છે, વાંચનારને પણ એવી ઊર્મિનો અનુભવ કરાવે એવું પ્રબળ છે, માટે આપણે તેને કાવ્ય કે સર્જન કહીએ છીએ. તો પછી ઉત્કૃષ્ટ પ્રકારના રસમય વિવેચનને પણ એ નામ શા માટે ન આપવું ? એમાં પણ આ ઊર્મિકાવ્યોના જેવી જ સ્થિતિ જોવામાં નથી આવતી ? કોઇ સાહિત્યકૃતિના રસાસ્વાદથી વિવેચકના હૃદયમાં અમુક ભાવો ઉત્પન્ન થયા, અને એ ભાવો જો એ વાંચનારના અંતરમાં પણ સામા એવા જ ભાવો ઊભા કરી શકે અને પોતાની જ ઊર્મિનો એને પણ જો ચેપ લગાડી શકે એવા સમર્થ અને કલામય સ્વરૂપમાં મૂર્ત કર્યો હોય તો એને તમે કાવ્ય કહેવાની ના શી રીતે પાડી શકો ? જ્યાં સુધી તમે આત્મલક્ષી ઊર્મિકાવ્યને સર્જન ગણો છો ત્યાં સુધી તમે રસાર્દ્ર, કલાન્વિત, અને ભાવસંક્રમણક્ષમ વિવેચનને સર્જનના ક્ષેત્રમાંથી બાતલ કયા હિસાબે કરી શકશો ? કેમકે આવું ભાવસંક્રમણક્ષમ રસાર્દ્ર કલામય વિવેચન ખરી રીતે જોતાં એક પ્રકારનું આત્મલક્ષી ઊર્મિકાવ્ય જ છે, પછી એનો વિષય ભલે સામાન્યજગતને બદલે સાહિત્યજગત હોય અને એનું વાહન ભલે પદ્યને બદલે ગદ્ય હોય. એટલે જ્યાં સુધી આત્મલક્ષી ઊર્મિકાવ્યને સર્જનના વર્ગમાં સ્થાન છે, ત્યાં સુધી એવા કાવ્યનો ઊર્મિવાહકતાનો પ્રધાનગુણ ધારણ કરનાર કોઈપણ વિવેચનનો સર્જનના વર્ગમાંથી સદંતર બહિષ્કાર કરવાનો કોઇને પણ હક્ક નથી. આંહીં આપણે વિવેચક માત્રની વાત કરતા નથી. જગતમાં ઘણા વિવેચકો કેવળ ધૂળધોયા જ થવા સર્જાયા હોય છે. એમને એમની ઇચ્છા કે શક્તિ ઉપરવટ થઈને કળા કે સર્જનના ક્ષેત્રમાં ઘસડી જવાનો આંહીં કોઇનો વિચાર

નથી. તેમ જગતમાં ઘણા વિવેચનપ્રકારો પણ એવા છે કે જેમાં મહાન રસવિદ્ પણ કળા કે રસનું તત્ત્વ બહુ દાખવી ન શકે. એટલે એવા વિવેચનપ્રકારોને પણ ગમે તેમ કરીને બળાત્કારે સર્જનના ક્ષેત્રમાં દાખલ કરવાની પણ આંહીં કોઇની ઇચ્છા નથી. પણ સાથે સાથે આ વાત પણ એટલી જ નિશ્ચિત છે કે કેટલાક વિવેચનપ્રકારોમાં વિવેચકમાં જો સામર્થ્ય હોય તો કાવ્યના જેટલી જ રસજ્ઞતા દાખવી શકાય એમ છે, સર્જનના જેટલા જ કલ્પનાવૈભવ અને ઊર્મિવ્યાપારને માટે એમાં અવકાશ છે, તેથી વિવેચન માત્ર સ્વરૂપતઃ જ કળા, કાવ્ય, કે સર્જનના ક્ષેત્રમાંથી સદંતર બાતલ એ જૂનવાણી મત હવે ચાલી શકે એમ નથી. એટલે આ લાંબી ચર્ચાના ઉપસંહારરૂપે આપણે ફરીથી કહીશું કે વિવેચક પણ એની રીતે સર્જક બની શકે છે. વિવેચનમાં પણ કાવ્યના જેવી ઊર્મિપ્રવૃત્તિ અને કળાવિધાનને માટે શક્યતા રહેલી છે, અને તેથી વિવેચક પણ આવી શક્યતાને જ્યાં જ્યાં જેટલા જેટલા અંશમાં સિદ્ધ કરી શકતો હોય ત્યાં ત્યાં તેટલા તેટલા અંશમાં એ નિઃશંક કવિસંજ્ઞાનો અધિકારી ઠરે છે.

લૉર્ડ ડનસાનીકૃત

# કાળો દેવ[1]

[ ઉજડ વેરાન જગ્યામાં એક ઘરમાંનો એક ખંડ. ]

માલુ : એના મનમાં શું છે ?

જમાલ : હું કૈં જાણતો નથી.

માલુ : એ ક્યાં સુધી આપણને અહિંયાં રાખવા માગે છે ?

જમાલ : આપણને આવ્યાંને ત્રણ દહાડા તો થયા.

માલુ : તે દરમ્યાન એક માણસનું મોં સરખું જોયું નથી.

જમાલ : અને આ ઘર ભાડે રાખવામાં પૈસા પણ એણે ઓછા આપ્યા નથી.

માલુ : કેટલી મુદ્દત માટે એણે ભાડે રાખ્યું છે ?

જમાલ: એની ક્યાં કશી સમજણ પડે તેમ છે !

માલુ : કેટલું ઊજડ લાગે છ ?

જમાલ : ખીમા શેઠ ! કેટલા વખત માટે આ ભાડે રાખ્યું છે ?

[ ખીમા શેઠ આસાનીથી છાપું વાંચ્યા કરે છે. આ વાતચીત પ્રત્યે એ તદ્દન બેદરકાર જ છે. ]

માલુ : મોટા નવાબ જેવો છે તો.

---

૧. એમને વિશેની માહિતી ' મંજૂષા 'માં આપી છે. સં. 'મા'

જમાલ : પણ ભેજું છે હાં—એમાં શક નહિ.

માલુ : અરે, એવા ભેજાંવાળાં જ છબરડા કરે છે ! એમની યુક્તિઓ સરસ હોય છે પણ એ કોણ જાણે શાથી ફતેહમંદ થતી નથી. અને પછી હું કે તું કહીએ એનાથી મોટા ગોટાળો એઓ કરી બેસે છે.

જમાલ : એ પણ ખરું.

માલુ : મને આ જગ્યા બિલકુલ ગમતી નથી.

જમાલ : કેમ ?

માલુ : કોણ જાણે શાથી, પણ એનો દેખાવ જ મને ગમતો નથી.

જમાલ : ખીમો શેઠ આપણને અહિંયા રાખે છે એનું કારણ એટલું જ કે પેલા બદમાશ પૂજારાંઓ આપણને શોધી નહિ શકે. પણ હવે તો એ હીરો જલદી વેચી દઇએ તો ઠીક થાય.

દાનો : તેટલા માટે અહીં રાખવાંમાં કશો અર્થ નથી.

જમાલ : કેમ ?

દાનો : મુંબઇમાંથી મેં એને લટક આપેલી કે ની ?

જમાલ : તેં મુંબઇમાં એમને લટક આપેલી ?

દાનો : હારે, એ ત્રણે જણાને. એ ભયાનક કાળા માણસોને કપાળે પીળા મોટા ચાંલ્લા કર્યા હતા—તે વખતે હીરો મારી પાસે હતો એટલે મેં તો પોબાર જ ગણ્યા.

જમાલ : પણ તેં કેવી રીતે એમને થાપ આપી ?

દાનો : મારી પાસે હીરો હતો અને એ લોકો મારી પૂંઠે લાગેલા.

જમાલ : પણ એમને કોણે કહેલું કે હીરો તારી પાસે છે? તેં એમને બતાવેલો તો નહિ જ કેની?

દાનો : હું બતાવું? ... પણ એ તો જાણી જાય.

માલુ : એ એમ ને એમ જાણી જાય? દાના! તું શું કહેછ?

દાનો : હા હા, જો તમારી પાસે હીરો હોય તો તે જાણી જવાના જ. ચુપચાપ એ ત્રણે મારી પાછળ પાછળ ચાલ્યા આવતા હતા. મેં પોલિસદાદાને કહ્યું ત્યારે એ તો હસી પડ્યો અને બોલ્યો કે એવા ત્રણ ભીખારા બાવાજી છે— એ લોકો તને શું કરવાના છે? ઉંહ! કલકત્તામાં પેલા મોનજીને એ લોકોએ શું કર્યું હતું તેની એ પોલિસદાદાને ક્યાંથી ખબર હોય?

જમાલ : અને આપણે નીકળ્યા તે પહેલાં પેલા જાનમહમદનું મુંબઇમાં જ શું થયેલું તે યાદ છે ને?

માલુ : ઉફ્!

જમાલ : પણ તારે એમની સામે ફરિયાદ નોંધાવીને પોલિસને જ સોંપી દેવા'તાને!

દાનો : હંઅં, અને પેલા હીરાનું પછી શું?

જમાલ : હાઆ, એ વાત પણ ખરી.

દાનો : મેં એના કરતાં સારો ઉપાય શોધ્યો : રસ્તામાં ધીમે ધીમે ચાલ્યા કર્યું, અને એક નાની ગલી આવી તેમાં વળીને હું એકદમ દોડ્યો. પછી જેમ જેમ ગલીઓ આવતી ગઇ તેમ તેમ હું તેમાં વળીને દોડતો ગયો. વળી કોઇ ગલી હું છોડી પણ દેતો. એમ લગભગ બે કલાક કર્યા પછી હું નિરાંતે એક જગ્યાએ બેઠો. પેલા બાવાજી કે એમના બાવાજી કોઇ આવ્યા નહિ!

માલુ : શું કહે છે ?

દાનો : અરે હા રે, એમને ખાસ્સી લટક આપી.

જમાલ : અરે શાબાશ રે શાબાશ.

માલુ : અત્યાર સુધી તેં અમને કહ્યું કેમ નહિ ?

દાનો : પેલો બોલવા ક્યાં દે છે ? એણે કૈંક બાજી રચી છે તેજ પ્રમાણે તે કરવાનો. આપણને તો તે મૂર્ખાં ધારે છે. તે ધારે તે જ પ્રમાણે થવું જોઇએ. અને સાચું પૂછો તો એ બાવાજીઓને મેં છેતર્યા. હું નહિ હોત તો અત્યારે એના વાંસામાં છરી ભોંકાઇ પણ ગઇ હોત.

જમાલ : તને રંગ છે.

માલુ : સાંભળ્યું, ખીમચંદ બેપાણી ?

ખીમચંદ : હા, મેં સાંભળ્યું.

માલુ : એ બાબત તમે શું કહો છો ?

ખીમચંદ : દાનાને શાબાશી ઘટે છે.

દાનો : અને તમે હવે શું કરવા ધારો છો ?

ખીમચંદ : બેસીને જોયા કરવું.

દાનો : બેસીને શું જોવું છે તે સમજાતું નથી.

માલુ : આ તે રહેવાની જગ્યા છે !

દાનો : આપણી પાસે પૈસા થઇ રહ્યા છે. હીરા વેચવો જ જોઇએ અને તે માટે આપણે કોઇ મોટા શહેરમાં જવું જોઇએ.

જમાલ : પણ આ ખીમચંદ આવવાની ના પાડે છે ને.

દાનો : તો આપણે એને છોડી દઇએ.

માલુ : આપણે મુંબઇથી દૂર રહીએ તો તો પછી શું થવાનું છે ?

દાનો : દિલ્હી જઇએ.

જમાલ : પણ એનો ભાગ તો આપવો જોઇએને ?

માલુ : તેની કયો કાકો ના પાડે છે ! ( ખીમચંદને ) સાંભળ્યું ? અમે દિલ્હી જઇએ જ–પેશો હીરો આપો.

ખીમચંદ : ( સ્વસ્થતાથી ) ખુશીથી.

[ ખીસામાંથી હીરો કાઢીને આપે છે. મરઘીના નાના ઈંડા જેવડો હીરો છે. પોતે તો તબીયતથી છાપું વાંચ્યા કરે છે. ]

દાનો : ચાલો, માલુ, જમાલ.

[ દાનો અને માલુ જાય છે. ]

જમાલ : અમે તમને તમારો ભાગ જરૂર આપશું. પણ આ ઝૂંપડામાં, જંગલમાં ક્યાં સુધી પડયા રહીએ ! નહિ નાટક, નહિ સિનેમા, નહિ પીવાનું મળે. અહીં રહીને કરીએ શું ? અને હીરો વેચવો તો જોઇએ જ ને.

ખીમચંદ : હું મૂર્ખો નથી, જમાલ.

જમાલ : ના રે ના, એમ કોણ કહે છે ? પણ હવે ક્યાં સુધી આમ રહેવું ? ચાઆલો સલામમાલેકુમ.

ખીમચંદ : સાહેબજી.

[ ખીમચંદ છાપું વાંચ્યા કરે છે. જમાલ જાય છે. ખીમચંદ ખીસામાંથી રીવોલ્વર કાઢીને ટેબલ ઉપર મૂકે છે અને છાપું વાંચ્યા કરે છે. ]

માલુ : ( હાંફતો હાંફતો ) અમે પાછા આવ્યા જ.

ખીમચંદ : હું જોઈ શકું છું.

દાનો : પેલા–પેલા અહીં શી રીતે આવ્યા ?

ખીમચંદ : ચાલતા.

દાનો . આટલા માઇલ ?

માલુ : તમે જાણતા હતા કે એ અહીં આવ્યા છે!

ખીમચંદ : એ આવી પહોંચવા જોઇએ એમ હું ધારતો હતો.

જમાલ : પણ-પણ હવે આપણે શું કરવું ?

ખીમચંદ : દાનાને પૂછોને-કહેશે.

જમાલ : પણ પેલા લોકો જો આમ કરી શકતા હોય તો તો તમારા વગર અમને કોઇ બચાવી શકવાનું નથી-હું તો પહેલેથી જ કહું છું કે તમે અજબ હોંશિયાર છો. હવે અમે મૂર્ખાઇ નહિ કરીએ. તમે કહેશો તેમ કરશું.

ખીમચંદ : તું બહાદુર છે તેમ જ બળવાન પણ છે. પેલી મૂર્તિની આંખમાંથી તે ભયાનક રાતે તારા સિવાય કોઈ હીરો ચોરવાની હિંમત કરે જ નહિ. જમાલ, તું ખરેખર બહાદુર છે પણ તમે ત્રણે બેવકૂફ છો. મોનજીએ તેમ જ જાનમહમદે મારું કહ્યું નહિ માન્યું તેમના શા હાલ થયા તે તું જાણે છ ને.

માલુ : નહિ ખીમા શેઠ, એ વાત યાદ જ ન દેવડાવતા.

ખીમચંદ : તો પછી યાદ રાખો કે તમારું જોર આમાં કશું જ કામ લાગવાનું નથી. આમાં તો હોંશિયારી જોઇએ છે, નહિ તો પછી મોનજી અને જાનમહમદના જેવી જ સ્થિતિ તમારી.

ત્રણે જણા : ઓ બાપ રે!

ખીમચંદ : પેલા ત્રણ બાવા તમારી પાછળ પાછળ આખી દુનિયામાં ફરશે,—જ્યાં સુધી તેમને આંખ પાછી નહિ મળે ત્યાં સુધી. તે દરમિયાન આપણે જો મરી ગયા તો આપણાં છોકરાંઓનો પીછો પકડશે અને તે પછી છોકરાંના છોકરાંનો. પેલો મૂરખો એમ ધારે છે કે મુંબઇમાં અમુક

ગલીમાં એ દોડયો એટલે પેલા ત્રણ પૂજારીના હાથમાંથી એ આબાદ છટકી ગયો ! હિંહું હિં !

દાનો : એ લોકો તો અહીં આવી લાગ્યાછ એટલે તમારી વાત સાચી લાગે છે.

ખીમચંદ : લાગેછ શું ? છે જ.

દાનો : પણ તમે એમ અગાઉથી ધારતા હતા ?

ખીમચંદ : ત્યારે શું છાપામાં એમ છપાએલું ? એમને મળવાને તો મેં આ ઉજડ જગ્યા પસંદ કરી છે. ખોદવાને માટે જોઇએ તેટલી જગ્યા છે, પૂરતી શાંતિ છે અને બહારનો કોઇ માણસ નથી. પછી જોઇએ શું ? આજે સાંજે હું એમને જ મળવા માગું છું.

જમાલ : ખરેખર તમે હોંશિયાર છો, હો.

ખીમચંદ : અને એટલું યાદ રાખજો કે મોત અને જિંદગી વચ્ચે માત્ર મારી હોંશિયારી છે. મારા જેવા ભણેલાની બાજી ઉથલાવી મારવાની કે એની સામે થવાની વાત કરી તો પરિણામ તમારે જ ભોગવવું પડશે.

દાનો : તમે ભણેલા છો અને અમારા કરતાં આટલા હોંશિઆર છો તો પછી ભણેલામાં જ તમે કેમ રહ્યા નહિ ? અમારામાં કેમ ભળ્યા ?

ખીમચંદ : જેમ તમારા કરતાં હું ઘણો ચબરાક છું તેમ એ બધા કરતાં પણ હું વધારે ચબરાક નીવડયો એથી એમની સાથે નહિ રહી શકયો.

દાનો : એમના કરતાં પણ ચબરાક ?

ખીમચંદ : હા, પાનાંની રમતમાં હું કોઇ દિવસ હારેલો જ નહિ.

જમાલ : કોઇ દિવસ નહિ ?

ખીમચંદ : પૈસાથી રમતા હોઇએ તો કોઇ દિવસ નહિ.

જમાલ : એ પણ ઠીક.

ખીમચંદ : પાનાં રમવાં છે ? પૈસાથી ?

ત્રણે : ના, બાપજી.

ખીમચંદ : ત્યારે હું કહું તે પ્રમાણે કરો.

જમાલ : એ સિવાય છૂટકો ક્યાં છે ?

માલુ : મે કૈંક જોયું આ તરફ. આપણે પરદો નાખી દઇએ ?

ખીમચંદ : ના.

માલુ : શું ?

ખીમચંદ : પરદો નથી નાખવો.

માલુ : ઠીકઠીક.

જમાલ : પણ ખીમા શેઠ, તો તો એ લોકો આપણને જોશે. દુશ્મનને એવી સગવડ શા માટે આપઇ ? મને સમજણ નથી પડતી.

ખીમચંદ : તને ક્યાંથી પડે !

જમાલ : વાઆરૂ ત્યારે.

[ બધા રીવૉલ્વરો કાઢવા માંડે છે. ]

ખીમચંદ : બંદૂકો બાજુએ રાખી દો.

દાનો : પણ કેમ ?

ખીમચંદ : કારણ કે મારે મારી પારટીમાં અવાજ નહિ જોઇએ. વગરબોલાવેલા માણસો આવવાના છે એટલે છરીઓ જ સારી.

[ બધા છરીઓ કાઢે છે. ખીમો શેઠ ઇસારતથી કહે છે કે હજી એમ કરવાનો સમય નથી આવ્યો, અને પેલો હીરો પાછો લઈ લે છે. ]

જમાલ : મને લાગેછ કે એ શોંકો આવેછ.

ખીમચંદ : હજી વાર છે.

દાનો : ક્યારે આવશે ?

ખીમચંદ : એમને આવકાર આપવાને જ્યારે હું તૈયાર થઈશ ત્યારે. તે પહેલાં નહિ.

માલુ : આનો છેડો આવી જાય તો સારૂં.

ખીમચંદ : એમ ? ત્યારે આપણે એમને બોલાવીએ.

માલુ : હમણાં ?

ખીમચંદ : હા, હમણાં. જુઓ સાંભળો : હું કરી બતાવું તેમ તમે કરજો. તમે ત્રણે બહાર જાઓ છો એવો ઢોંગ કરજો. કેમ કરવું એ હું તમને બતાવું છું. મારી પાસે હીરો છે. જ્યારે તેઓ જાણશે કે હું એકલો છું ત્યારે તેઓ એ લેવા આવશે.

જમાલ : કોની પાસે હીરો છે તે એઓ કેમ કરીને જાણી શકેછ ?

ખીમચંદ : હું જાણતો નથી. પણ એઓ જાણી લે છે તે ચોક્કસ છે.

માલુ : જ્યારે તેઓ આવશે ત્યારે તમે શું કરશો ?

ખીમચંદ : કશું જ નહિ કરું.

માલુ : એટલે ?

ખીમચંદ : તેઓ ધીમે ધીમે મારી પછવાડે જવાનું કરશે. તે વખતે માલુ, જમાલ અને દાનો પોતાનાથી બનતું કરશે.

જમાલ : એની ફિકર ન રાખતા; અમે બરાબર કરી નાખશું.

ખીમચંદ : સાવધાન રહેજો. જરા ઢીલ કરી તો મોનજીના હાલ જેવા તેવા મારા જોશો.

માલુ : નહિ નહિ, ખીમા શેઠ, એ વાત યાદ ન દેવડાવો. અમે બરાબર હોંશિયાર રહીશું.

ખીમચંદ : ઠીક—ત્યારે હવે હું શું કરું છું તે જુઓ.

[ બારી પાસેથી તે અંદરના બારણા તરફ જાય છે. બારણું ઉઘાડે છે અને ઊઘડેલાં બારણાંનો લાભ લઇને, ઘૂંટણીએ પડી જઇને તે પાછો આવે છે. બહારથી જોનારને એમ જ લાગે કે માણસ બહાર ગયો. ]

ખીમચંદ : આજ પ્રમાણે તમે ત્રણે એક પછી એક બહાર જવાનો ઢોંગ કરો. હું પીઠ ફેરવીને બેસું છું.

[ જમાલ એ પ્રમાણે બહાર જવાનો ઢોંગ કરે છે. ]

ખીમચંદ : પણ જો જો હો. બંદૂક વાપરવાની નથી. અવાજ કરશું તો બાજી બગડી જશે.

[ માલુ અને દાનો પણ એ પ્રમાણે બહાર ચાલ્યા જવાનો ઢોંગ કરે છે અને પછી ચુપચાપ બારણા પાસે સંતાઈને ઊભા રહે છે. ખીમા શેઠ હીરા ટેબલ ઉપર મૂકે છે અને સીગરેટ સળગાવે છે.

આગળનું બારણું બહુ જ ધીમેધીમે ઊઘડે છે. ખીમો શેઠ છાપું વાંચવાનું શરૂ કરે છે.

એક કાળો મેશ, ભયંકર દેખાવનો પૂજારી બહુ જ ધીમે પગલે ખીમા શેઠની પાછળ જતો જાય છે. માલુ અને દાનો આગળ આવવાની ઉતાવળ કરે છે પણ જમાલ તેમને અટકાવે છે.

જમાલ બીજા પૂજારીઓ આવે છે કે નહિ તેની રાહ જુએ છે પણ કોઇ આવતો નથી એટલે ફરીને પૂજારીની પીઠમાં છરો ભોંકી દે છે. પૂજારી બૂમ મારવાનો યત્ન કરે છે પણ જમાલનો એક હાથ એના મોં ઉપર છે. ખીમા શેઠ છાપું વાંચ્યા કરે છે અને જરા પણ હાલતો નથી. ]

જમાલ : (ધીમેથી) ખીમા શેઠ ! આ તો એક જ આવ્યો.

ખીમચંદ : ( મોં પણ ફેરવ્યા વગર ) એક જ ?

જમાલ : હા.

ખીમચંદ : હા, જરા મને વિચાર કરવા દે. (છાપું વાંચતો હોય તે પ્રમાણે જ બેસી રહે છે ) હંઅં, બરાબર, તું તારી જગ્યાએ સંતાઈ જા. આપણે બીજા પરોણાને બોલાવવો જોઈએ. તું તૈયાર છે ?

જમાલ : હા.

ખીમચંદ : વારુ ત્યારે જો, હવે હું મરી જાઉં છું. મારે બદલે મારા પરોણાને તું આવકાર આપજે. ( બારીમાંથી બહાર બરાબર દેખાય તે પ્રમાણે ખીમચંદ કૂદે છે અને પછી બે હાથ ઊંચા કરીને, ઝખમી થઈને પડતો હોય તે પ્રમાણે પડે છે. ) જોજે, હવે તૈયાર થઈ રહેજે (તે આંખ બંધ કરી દે છે. )

[ થોડી વાર કશું બનતું નથી. પછી બારણું પાછું ધીમે ધીમે ઊઘડે છે. બીજો એવો જ ભયંકર પૂજારી દાખલ થાય છે. મરી ગયેલા પૂજારીના હાથ જુએ છે પણ હીરો મળતો નથી એટલે એ જ પ્રમાણે પડેલા ખીમચંદ આગળ જવા જાય છે. જમાલ પાછો કૂદીને એને છરો ભોંકી દે છે. ]

જમાલ :(ધીમેથી) હજી બે જ મૂવા.

ખીમચંદ : ત્રીજો આવવો જ જોઈએ.

જમાલ : હવે શું કરશું ?

ખીમચંદ : ( બેઠો થઈને ) હંઅં.

જમાલ : આપણે આ પ્રમાણે જ કરીએ.

ખીમચંદ : ઉહું. એક ને એક ચાલ બીજી વાર ન ચાલવી.

**જમાલ :** પણ કેમ ?

**ખીમચંદ :** એ ફતેહમંદ થાય જ નહિ.

**દાનો :** ત્યારે હવે ?

**ખીમચંદ :** હંઅં, સૂઝયું. તું આ બે મરેલા જોડે મારામારી કર.

**દાનો** . પણ એ તો મરેલા છે !

**ખીમચંદ :** તારી હોંશિયારી રહેવા દે. મરેલા છે તો હું અને જમાલ એને જીવતા કરશું. ( જમાલ એક મુડદાને ઊંચું કરે છે. ખીમો શેઠ એ જ પ્રમાણે બીજાને ઊંચું કરે છે. ) બરાબર. હવે માલુ, તું એમના હાથ હલાવ. દાના, હવે હું જેમ મરી ગયો તેમ તું પણ કૂદીને મરી જા. જો, હાલતો નહિ જરા પણ.

[ ત્રીજો પૂજારી અંદર દાખલ થાય છે પણ એ બે પૂજારીને મરેલા જોઇને વહેમાય છે એટલે બે હાથમાં બે છરી લઈને ભીંતને અઢેલીને ઊભો રહે છે. ખીમો ભયાનક બૂમ પાડે છે : ' જમાલ, જોજે છટકે નહિ. ' જમાલ અને માલુ કૂદે છે. પૂજારી બારણાની બહાર જવાનું કરે છે એટલામાં ખીમો ઊભો થઈને છરો ભોંકે છે. ]

**ખીમચંદ :** કેમ, યારો ! આજના દિવસનું કામ બરાબર પતી ગયું ને ?

**જમાલ :** તમે પણ કોઇ અદ્દભુત છો, હાં !

**દાનો :** કોઈ કમાલ આદમી, બિરાદર.

**માલુ :** હવે તો કોઇ બાકી નથી રહ્યો, નહિ ખીમાશેઠ ?

**ખીમચંદ :** દુનિયામાં કોઇ નથી.

**જમાલ :** હા રે હા, મંદિરમાં ત્રણ જ પૂજારી હતા અને ચોથી એ મૂર્તિ.

**દાનો :** ખીમાશેઠ ! હીરાની કિંમત કેટલી હશે ! પંદર-વીસ

હજાર રૂપિયા હશે ?

ખીમચંદ : હા હા હા ! પંદર–વીસ હજાર રૂપયડી ! એટલા લાખ કહેતો હોય તો તો જાણે સમજ્યા.

દાનો : ત્યારે તો આપણે લક્ષાધિપતિ થઇ ગયા.

ખીમચંદ : અને હવે બીજા કોઇ ભાગિયા પણ ન રહ્યા.

જમાલ : હવે આપણે એને વેચવો જોઇએ.

દાનો : એની જ પંચાતી થવાની છેને. નાના હોત અને ડઝન હોત તો ઠીક થાત.

માલુ : આપણે આ ખીમાશેઠનો ઉપકાર માનવો જોઇએ.

જમાલ : હારતો વળી.

દાનો : ખીમાશેઠ હોય નહિ અને આ પ્રમાણે થાય નહિ.

માલુ : ખીમાશેઠની જોડી મળે એમ નથી.

ખીમચંદ : વાત એમ છે કે બધાંનો હું આગળથી વિચાર કરી રાખું છું.

જમાલ : તમે જેનો આગળથી વિચાર નહિ કર્યો હોય–તમે ધાર્યું પણ નહિ હોય એવું કોઇ વાર બને ખરું ?

ખીમચંદ : નહિ જ બને, ભાગ્યે જ બને.

જમાલ : ખીમાશેઠને તો જિંદગી પણ પત્તાંની રમત જેવી જ છે.

ખીમચંદ : આપણે એ લોકોને એમની યુક્તિથી જ હરાવ્યા.

માલુ : ( બારી આગળ જઇને ) અહીં હમણાં કોઇ આવી પહોંચે નહિ તો સારું.

ખીમચંદ : અહીં કોણ આવવાનું હતું ! એથી તો મેં આ ઊજડ જગ્યા શોધેલી.

જમાલ : પણ હવે આમને નાખવા કયાં ?

ખીમચંદ : ભોંયરામાં દાટી દઈશું, પણ ઉતાવળ શી છે?

જમાલ : પછી?

ખીમચંદ : પછી શું વળી! મુંબઈ જઈને હીરાની બજારમાં હોહાકાર. આપણે આ કામ સરસ રીતે પાર પાડ્યું હોં!

જમાલ : એમાં કોઈથી ના પડાય તેમ નથી.

દાનો : પણ હવે આપણી ફતેહ ઊજવવી જોઈએ.

[ કબાટમાંથી દારૂના બાટલા કાઢે છે. ]

જમાલ : ( હાથમાં ગ્લાસ લઈને ) ખીમાશેઠની તંદોરસ્તી, યારો! એમને એકેએક બાબત આગળથી સમજાય છે અને એનો તેઓ પૂરતો વિચાર પણ કરી રાખે છે.

દાનો–માલુ : ખીમાશેઠની જે!

ખીમચંદ : મારે જમાલની તંદોરસ્તી પીવી જોઈએ. એણે આજે મને બે વખત બચાવ્યો.

જમાલ : તમારી હોંશિયારી ન હોત તો હું શું કરી શકતાનો હતો?

દાનો : શાબાશ, જમાલ.

માલુ : ખીમાશેઠ તો બધાંની તૈયારી કરી રાખે છે.

ખીમચંદ : અલ્યા માલુ, દારૂ મને જરા સખત પડે છે. જરા ઠંડું પાણી લઈ આવ તો.

[ માલુ પાણી લેવા બહાર જાય છે. તે દરમિયાન જમાલ અને દાનો ખીમાશેઠનાં વખાણ કરતા કરતા દારૂ ઢાંસે છે. એટલામાં માલુ મૂંજતો, ફિક્કોફચ પાછો આવે છે. ]

માલુ : ખીમાશેઠ! પેલા–પેલા હીરામાં મારે ભાગ નથી જોઈતો.

ખીમચંદ : શું-કહેછ શું? માલુ?

માલુ : નહિ બાપજી, મારે નથી જોઈતો. ખીમાશેઠ, તમે

મોંએથી માત્ર એટલું કહો કે હીરામાં મારો ભાગ નથી.

ખીમચંદ : કેમ ? પોલિસ આગળ જઇને તારે ચાડી ખાવી છે ?

માલુ : ના બાપજી ના ! પણ તમે–તમે એટલું કહો કે હીરામાં મારો ભાગ નથી.

ખીમચંદ : તારી તીનપાંચ જવા દે. મારે નથી સાંભળવી. હવે આપણે છૂટા પડવું હોય તો પણ પડાય નહિ. એક ફાંસીએ ચઢે તો બધાએ ચઢવાનું. પણ એમ અને એ લોકો પકડી શકવાના નથી. અને જોને, આમાં ફાંસીએ ચઢવા જેવું છે જ નહિ. એમના હાથમાં પણ છરા હતા.

માલુ : ખીમાશેઠ, હું હમેશાં તમારી તારીફ કરતો. મેં તમારુ ભૂંડું કોઇ દિ' તાક્યું નથી. મારો ભાગ તમે લઇ લ્યો.

ખીમચંદ : પણ તને થયું છે શું ? કૈં સમજણ પડતી નથી.

માલુ : મારો ભાગ તમે લઇ લેજો–મારે નથી જોઇતો.

ખીમચન્દ : એવી લબાડી નહિ ચાલે, સીધો જવાબ આપ.

માલુ : બાપજી ! મારો ભાગ મારે નથી જોઇતો.

જમાલ : પોલિસનાં માણસને તેં જોયાં ?

[ દાનો છરો કાઢે છે. ]

ખીમચંદ : દાના, છરો–બરો નહિ જોઇએ.

દાના : પણ ત્યારે કરવું શું ?

ખીમચંદ : હીરાની વાત જરા પણ બોલવી નહિ બાકી કોરટમાં સાફ કહી દેવું કે એ લોકો અમને લૂંટવા આવ્યા હતા અને બચાવમાં અમે. છરીનો ઉપયોગ કર્યો.

માલુ : પણ અહિંયા પોલિસની વાત જ ક્યાં છે ?

ખીમચંદ : તો પછી છે શું ?

જમાલ - હવે સીધી વાત કહી દેવી છે ?

માલુ : હું સોગન ખાઉં છું ... ...

દાનો : એમ?

ખીમચંદ : એને બોલવા દે.

માલુ : હું સોગન ઉપર કહું છું કે મેં કૈં કૈં એવું જોયું કે...

ખીમચંદ : શું જોયું ?

માલુ : ( આંખમાં આંસુ સાથે, ધ્રૂજતો ) બાપજી, મારે મારો ભાગ નથી જોઈતો, પાછો લઈ લ્યો.

ખીમચંદ : આનું કરવું શું ? આણે શું-જોયું શું ?

[ ભયાનક શાંતિ. માત્ર માલુનાં ભયથી કાંપતાં ડૂસકાં સંભળાય છે. પથ્થર ઉપર પથ્થર ઘસાતો હોય તેવાં પગલાં સંભળાય છે. એક ભયાનક મૂર્તિ અંદર દાખલ થાય છે. તે અંધ છે અને અંધની પેઠે હાથે ફંફોસતી ફંફોસતી આગળ વધે છે. ધીમે ધીમે આગળ વધતાં, ટેબલ ઉપર પડેલ હીરાને હાથમાં લઈને તે પોતાના કપાળ ઉપરના ખાલી ખાડામાં ચોડી દે છે.

માલુ દયામણે અવાજે રુદન કરે છે. બીજા ભયગ્રસ્ત બની જોઈ રહે છે. મૂર્તિ પાછી ફરે છે પણ અંધની પેઠે નહિ. નિયમિત પગલાં ભરતી તે બહાર જાય છે. થોડે આઘે જઈને પગલાં અટકે છે. ]

ખીમચંદ : હાય હાય !

દાનો : ખીમાશેઠ, એ એ શું હતું ?

જમાલ : એ જ પેલી મૂર્તિ, જેના કપાળ ઉપરની આંખમાંથી આપણે આ હીરો કાઢી લીધો હતો તે.

દાનો : એ તો ગઈ લાગે છે

જમાલ : પોતાની આંખ પાછી લેતી ગઈ.

માલુ : આપણે બચી ગયા.

અવાજ : (ભયંકર પણ સત્તાશીલ) જમાલખાન મહમદખાન!

[ ખીમચંદ ભયગ્રસ્ત વદને, એક શબ્દ ઉચ્ચાર્યા વગર, આ જોઈ રહે છે. ]

જમાલ : દાના, દાના! આ શું?

[ લથડતે પગે બહાર જાય છે. ઝીણી ચીચીયારી સંભળાય છે. માલુ બારીમાંથી જુએ છે અને ચીસ નાંખીને ભોંય ઉપર પછડાય છે. ]

દાનો : માલુ! માલુ! છે શું?

માલુ : મેં જોયું, મેં જોયું, બરાબર જોયું.

ખીમચંદ : (માલુના ખભા ઉપર હાથ મૂકીને, સમજાવતાં પટાવતાં) માલુ, માલુ, શું જોયું?

માલુ : મેં જોયું.

દાનો : પણ શું?

માલુ : ઓહ બાપ રે!

અવાજ : (ભયાનક) દાના વલ્લભ!

દાનો : (ભયથી કંપતો) ખીમાશેઠ, ખીમાશેઠ, શું મારે જવું જ પડશે?

માલુ : ખુદાને ખાતર ન જા. અહીંથી ખસતો નહિ.

દાનો : ખીમાશેઠ...ખી...મા................(બહાર જાય છે.)

અવાજ : (એ જ ભયાનક) મલદેવ બળવંત.

માલુ : (દયામણો કકળતો) ખીમાશેઠ, હું નહિ જાઉં, મારે નથી જવું. હું નહિ..............................(જાય છે)

અવાજ : (એ જ ભયાનક) શેઠ ખીમચંદ ખેપાણી.

ખીમચંદ : (દીર્ઘ નિઃશ્વાસ મૂકીને) આ બાબતનો મેં અગાઉથી વિચાર નહિ કરેલો. (જાય છે.)

ગ્રન્થના

# નામનો પ્રયોગ

આ દુનિયામાં અનેક પ્રકારનો વ્યવહાર જોવાય છે. એ વ્યવહારમાં 'નામ' યાને 'સંજ્ઞા' અગત્યનો ભાગ ભજવે છે. સાહિત્યની સૃષ્ટિમાં પણ નામનો જેવો તેવો ફાળો નથી. જે કૃતિઓથી સાહિત્યના દેહનું સર્જન અને વર્ધન થાય છે એ પ્રત્યેક કૃતિનું નામ તેના ઉત્પત્તિસમયે કે કાલાન્તરે યોજાય છે. એ નામનો પ્રયોગ એ કૃતિનો ઉલ્લેખ કરનારને હાથે તેમ જ ભાષાન્તરકાર અને ટીકાકારને હાથે પણ થાય છે.

ગ્રન્થના મુખપૃષ્ઠાદિમાં એ ગ્રન્થના નામનો જે નિર્દેશ જોવાય છે તે શું ગ્રંથનું કેવળ નામ છે કે એ નામનું, વિભક્તિ પ્રત્યાદિનો વિચાર કરી રજૂ કરાયેલું સ્વરૂપ છે એ પ્રશ્ન પ્રસ્તુતમાં હું વિચારવા ઇચ્છું છું. મારો પ્રશ્ન ઝટ ખ્યાલમાં આવે તે માટે હું એકાદ [1]સંસ્કૃત ગ્રન્થનો ઉલ્લેખ કરું છું. દાખલા તરીકે **रामायणम्**. આ શબ્દ મુખપૃષ્ઠમાં જોતાં એ વિચાર ઉદ્ભવે છે કે ગ્રન્થનું નામ **रामायण** છે કે **रामायणम्** ? મારું નમ્ર મન્તવ્ય અત્યારે તો એ છે કે વાસ્તવિક નામ તો **रामायण** જ

1. સંસ્કૃત ગ્રન્થને બદલે ગુજરાતી ગ્રન્થ વિચારતાં એક મુશ્કેલી ઉભી થાય છે, કેમ કે ગુજરાતીમાં પણ 'ખરું' મૂળ શબ્દમાં અને તેના પ્રથમાના એકવચનના રૂપમાં ભેદ હોતો નથી.

છે, અને रामायणम् એવો જે નિર્દેશ જોવાય છે તે તો આ કૃતિનું શું નામ છે તેના ઉત્તર તરીકે પ્રથમાન્તમાં, એકવચનમાં રજૂ કરાયેલું અને મૂળ નામને અનુલક્ષીને વ્યાકરણના નિયમ અનુસાર નિષ્પન્ન કરાયેલું રૂપ છે. આના સમર્થનાર્થે હું આ ગ્રન્થનો ગુજરાતી વગેરેમાં જે ઉલ્લેખ કરાય છે તે હકીકત રજૂ કરીશ. સ્પષ્ટ શબ્દોમાં કહું તો વાલ્મીકિએ રચેલા રામાયણમાં અમુક વાત આવે છે એમ આપણે ગુજરાતીમાં કહીએ છીએ, પરંતુ 'रामायणम्'માં એમ આપણે બોલતા નથી. સંસ્કૃતમાં પણ रामायणे એવો પ્રયોગ કરાય છે; નહિ કે 'रामायणमूए': મૂળ અણી તેને સાતમી વિભક્તિનો પ્રત્યય લગાડી પ્રયોગ કરાય છે. અંગ્રેજીમાં પણ લખતી કે બોલતી વેળા એ જ સ્થિતિ પ્રાયઃ જોવાય છે, જો કે કોઇ કોઇ વિદેશીય વિદ્વાનો અને એતદ્દેશીય વિદ્વાનો પણ અંગ્રેજીમાં 'રામાયણમાં' એમ સૂચવતી વેળા in the Rāmāyanam એવો પ્રયોગ કરે છે એમ મને સ્ફુરે છે. કેટલાકે પ્રાકૃત ગ્રન્થોનાં નામનો નિર્દેશ કરતી વેળા તો જરૂર તેના પ્રથમાન્તના રૂપનો પ્રયોગ કર્યો છેઃ જેમ કે ડૉ. પી એલ. વૈદ્ય એમણે उवासगदसाની પ્રસ્તાવના(introduction)માં "This new edition of the Uvāsagadasāo," "The Uvāsagadasao is the seventh anga," "The Uvāsagadasāo or the religious duties of an Uvásaga expounded in ten chapters, is intended to explain," ઇત્યાદિ ઉલ્લેખ કરેલ છે. અત્ર એ વાત નોંધી લઇએ કે એમણે પએસિકહાણય જે સંપાદિત કરેલ છે તેના મુખપૃષ્ઠ ઉપર 'पएसिकहाणयं' એવો ઉલ્લેખ કર્યો છે, જ્યારે એની પ્રસ્તાવનામાં "This edition of the Paesikahānaya" એવો ઉલ્લેખ કર્યો છે. એટલે એક વેળા તેઓ વિભક્તિ વગેરેના બોધક રૂપનો પ્રયોગ કરે છે તો બીજી વેળા શુદ્ધ મૂળનો જ પ્રયોગ

કરે છે. આવી પરિસ્થિતિ ,પ્રો. વિન્ટર્નિટ્સના " A History of Indian Literature " નામક ગ્રન્થના પૃ. ૪૨૮-૪૨૯ માં તેમ જ અન્યત્ર પણ જોવાય છે. ઉદાહરણાર્થે ૪૨૮મા પૃષ્ઠમાં તેઓ બાર અંગોનાં નામો ગણાવવા માંડે છે. તેમાં પહેલાં પાંચ અંગનાં નામ તેમણે Āyāranga-sutta ઇત્યાદિ આપ્યાં છે, એટલે કે વિભક્તિસૂચક પ્રત્યય વિનાનાં રજૂ કર્યાં છે, ત્યારે છઠ્ઠાથી દશમા સુધીનાં નામ પ્રથમાન્તમાં તેનાં જે રૂપો થાય છે તે રૂપો રજૂ કર્યાં છે. જેમ કે Nāyādhammakahāo ( Jnātadharmakathāh[1]), Uvāsagadasāo ( Upāsakadasāh[2] ), Amtagadadasāo ( Antakrddasāh[3] ), Anuttarovavāiyadasāo ( Anuttaraupapātikadasāh[4] ), Panhavāgāranāim ( Prasna-Vyākaranāni ).[5] આ ઉપરથી જોઇ શકાશે કે આ વિદ્વાનો ગ્રંથના મૂળ નામનો નિર્દેશ બે રીતે કરે છે. કેટલાકનો જે રીતે હું યોગ્ય જાણું છું તેમ અને કેટલાકનો જે રીતને હું અયોગ્ય ગણું છું તેમ.

અત્ર એ વાત ઉમેરીશ કે જે રીતને હું યોગ્ય ગણું છું તે સંબંધમાં કોઇ એમ વાંધો ઉઠાવે કે એ પ્રમાણે શુદ્ધ નામ રજૂ કરતાં તો એ નામની જાતિ અને એના વચનનો બોધ થતો નથી તેનું શું ? આ સંબંધમાં હું બે વાતો તેમની સામે રજૂ કરૂં.

મેં દર્શાવેલ રીત પ્રમાણે વ્યવહાર કરવામાં કોઇ એવી વિષમ પરિસ્થિતિ નથી.

(૨) બીજી વાત એ છે કે બીજી રીત પ્રમાણે નિર્દેશ કરવામાં સામાન્ય જનતાને ખરું નામ શું છે તેનો ખ્યાલ આવતો નથી તેનું શું? દાખલા તરીકે उवासगदसाओ, पण्हवागरणाई એ રીતે તે તે ગ્રન્થનાં નામનો ગમે તે વિભક્તિમાં પ્રયોગ કરતાં એનાં મૂળ નામ उवासगदसा અને पण्हवागरण છે એવો ખ્યાલ આવી શકશે ખરો?

આ ઉપરથી હું એ સૂચવવા માગું છું કે શાસ્ત્રીય રીતે આપણે જ્યારે ગ્રન્થનું મૂળ નામ શું છે તેનો સ્પષ્ટ ખ્યાલ આપી શકીએ તેમ હોઇએ ત્યારે પણ તેને અમુક કારણસર વ્યાકરણના જેવા વાધા સજાવાયેલા હોય તેવા જ દેદારમાં તેનું નામ રજૂ કરવું તે શું ઉચિત છે?

સાથે સાથે ગ્રન્થના નામના પ્રયોગ પરત્વે એક બીજી હકીકત પણ નોંધી લઇએ. ગુજરાતી સાહિત્યમાં **કરણઘેલો, ગુજરાતનો નાથ** ઇત્યાદિ નામક કૃતિઓ છે. ધારો કે આપણે આ બંને કૃતિમાં કેટલાં કેટલાં પાનાં છે તેનો ઉલ્લેખ કરવો હોય તો એ એ સમયે આપણે 'કરણઘેલો'માં અમુક પાનાં છે એમ કહેવું જોઇએ કે 'કરણઘેલામાં' અમુક પાનાં છે એમ કહેવું જોઇએ? એવી રીતે 'ગુજરાતનો નાથમાં' અમુક પાનાં છે એમ કહેવું જોઇએ કે 'ગુજરાતના નાથમાં' આ જ પ્રશ્નને થોડોક વ્યાપક બનાવતાં ગ્રન્થનાં જ નામ નહિ, પણ વ્યક્તિનાં નામને અંગે પણ આવી ચર્ચા ઉઠાવી શકાય. દાખલા તરીકે **ઑથેલો** એ એક વ્યક્તિનું નામ છે. એણે અમુક કાર્ય કર્યું એમ કહેવું હોય ત્યારે 'ઑથેલોએ' અમુક કાર્ય કર્યું એમ કહેવું જોઇએ કે 'ઑથેલાએ' અમુક કાર્ય કર્યું એમ કહેવું

જોઇએ. ટૂંકમાં કહું તો વિશેષનામ-મૂળભૂત વિશેષનામનો પ્રયોગ પણ જેના જેવા સમાનાન્તક સામાન્ય નામ પ્રમાણે જ કરવો જોઇએ કે કેમ ?[1] અત્ર એ વાત પણ કહી દઉં કે વિશેષનામને અવતરણચિહ્નથી અંકિત કરવાનું કેટલાક સૂચવે, પણ તેથી કંઇ ઉપર્યુક્ત પ્રશ્નનો નિકાલ આવતો નથી.

અંતમાં આ પ્રમાણે મેં અહીં જે મુદ્દાઓ રજૂ કર્યા છે તેનો અને તેમાંથી જો કોઇ અન્ય મુદ્દાઓ મરાઠી, સિન્ધી વગેરે ભાષાઓનો વિચાર કરતાં સ્ફુરે તેમ હોય તો તેનો પણ વિચાર કરવા અને આ સંબંધમાં પ્રમાણપુરસ્સર પોતાનો અંતિમ અભિપ્રાય જાહેર કરવા વિશેષજ્ઞોને વિનવતો હું વિરમું છું.

---

૧. આવો પ્રશ્ન ફોટો (photo), રેડિયો (radio) ઇત્યાદિ જે અંગ્રેજી શબ્દો ગુજરાતી ભાષામાં રૂઢ થતા જાય છે તેને અંગે પણ વિચારી શકાય.

**પીતાંબરનું પોત**

ગોવર્ધનરામની શૈલી મુગ્ધ અને ગયા જમાનાના અમદાવાદી પીતાંબર જેવી પોતદાર છે.

—અજ્ઞાત

અનન્તરાય રવિશંકર છાયા

# આન્દ્રે મોરવો

[ અંગ્રેજી પણ અચ્છું લખી જાણનાર એ ફ્રેંચ સાહિત્યકાર ગયા જુલાઈમાં ફ્રેંચ એકેડેમીના સભ્ય વરાયાનું વિરલ માન પામ્યા. એ પ્રસંગને એક યોગ્ય નિમિત્ત ગણી, અમે અમારા મિત્ર, સૂરત કૉલેજના ફ્રેંચના વ્યાખ્યાતા રા. ભાઈ અનંતરાય છાયાને કરેલી વિનંતિના પરિણામે ફ્રેંચઅંગ્રેજી બંનેમાંની સામગ્રીને આધારે પ્રસ્તુત વિષય પરનો આ પહેલો જ ગુજરાતી સુરસિક લેખ લખાયો છે.—સં. માનસી ]

આંદ્રે મોરવા એટલે આધુનિક ફ્રાંસમાં જે ચારપાંચ અગ્રગણ્ય નવલકથાકારો છે તેમાંના એક. તેઓએ એકલી નવલકથાઓ લખી સંતોષ ન માનતાં, ફ્રાંસની જનતાને ચરણે જીવનચરિત્રો તેમ જ ઐતિહાસિક પુસ્તકો પણ ધરેલાં છે. દિનપ્રતિદિન તેમની ખ્યાતિ સ્વાભાવિક રીતે સાહિત્યઆલમમાં વૃદ્ધિ પામતી જાય છે. તેમની વિશિષ્ટતા એ છે કે ફ્રાંસમાં જ નહિ પરંતુ ઇગ્લાંડ અને અમેરિકામાંથી પણ એક સુપ્રસિદ્ધ લેખક તરીકેની પ્રશંસા મેળવી શક્યા છે. તેમની હળવી વિનોદી લખાણશૈલીએ અને સુંદર, ઠરેલ વિચારસરણીએ તેમની કૃતિઓને ઘણી લોકપ્રિય બનાવી છે અને તેથી જ તેમની સારી કૃતિઓ બહાર પડતાં જ, તેનું તુરત જ અંગ્રેજી ભાષાંતર

---

૧. 'ર'નો ઉચ્ચાર દ્રુત કરવાથી, શબ્દના ફ્રેંચ ઉચ્ચારની સૌથી નજીક આવી શકાય છે.

થઇ, એ ભાષાંતરની હજારો નકલો ઇંગ્લાંડ અને અમેરિકામાં ખપી જાય છે અને વંચાય છે.

આંદ્રે મોરવાનો જન્મ સને ૧૮૮૫માં ફ્રાંસમાં આવેલા નોર્મંડી પ્રાંતના એલ્બ્રુ ( Elbrut ) મુકામે થયો હતો. તેઓ મૂળ વતની આલ્સાસ(Alsace)ના પરંતુ ફ્રાંકો–પ્રશિયન વિગ્રહ-ને અંતે આલ્સાસ જર્મનીને સોંપાતાં, પોતાની સ્વતંત્રતા જાળવી રાખવા અર્થે તેમના પિતામહ પોતાના બધા કારીગરો અને મજૂરો સાથે, સ્ત્રાસબુર્ગ (Strasbourge) છોડી ત્યાંથી નોર્મંડીમાંના એલ્બ્રુ મુકામે આવી વસ્યા અને ત્યાં પોતાનું કારખાનું જમાવ્યું. તેમના આ કૃત્ય માટે ફ્રેંચ સરકારે તેમને "La legion d'honneur"નો માનભર્યો ખિતાબ અર્પણ કરેલો. એલ્બ્રુની પાસે જ આવેલા રુએન ( Rouen ) શહેરની શાળામાં મોરવાએ વિદ્યાભ્યાસ કર્યો હતો. 'રુએન' એ નામના નિબંધમાં પોતાનાં સંસ્મરણોની ઝાંખી કરાવતાં તેઓ લખે છે કે હમેશાં પ્રાતઃકાળે, મિલમજૂરોના ઘોંઘાટ વચ્ચેથી અને મિલનાં યંત્રોના ગડગડાટ વચ્ચેથી પસાર થઇ, સ્ટેશને આવી ટ્રેનમાં તેઓને રુએન જવું પડતું. અને ટ્રેનમાં મળતો સમય પોતાની બાળબુદ્ધિ પ્રમાણે વિક્ટર હ્યુગો ( Victor Hugo ), આંદ્રે શેનીયે ( Andre Chenier ), કૉર્નેઇલ ( Corneille ), મુસે ( Musset ) વગેરેનાં લખેલાં કાવ્યોનો મુખપાઠ કરવા આપેલો હોવાથી, તેમને ગોખવામાં તેઓ પસાર કરતા. નિશાળનું કંપાઉન્ડ એટલે એક નાની સરખી, ચિત્રવિચિત્ર પ્રસંગોથી ઉભરાતી દુનિયા કે જ્યાં સમસ્ત વાતા-વરણમાં એક જ પ્રકારના પ્રશ્નોની પરંપરાનો ધ્વનિ ગુંજી રહેતો હતો. "વર્જિલ (Virgil) વાંચેલો છે? ટ્રિગોના દાખલા ગણા-કાર કરેલા છે? હોમ-વર્ક કરેલું છે? નહિ? તો તો..." વગેરે વગેરે. આમજ ચાલતાં પોતાના શિક્ષકોનું સ્મૃતિ બયાન આપતાં

તેઓ જણાવે છે કે તેમનો 'ફીઝિકસ'(Physics)નો શિક્ષક ટૂંકી 'નોટ્સ' લખાવવામાં ખરેખર એક્કો હતો, પરંતુ તેનું સમસ્ત જીવન Physicsના 'ક્લાસરૂમ'માં જ સમાયેલું હોય તેમ તેમને હરહમેશ લાગ્યા કરતું હતું અને ઘણાં વર્ષો પછી તેઓ જાણી શકેલા કે એ શિક્ષક નિવૃત્તિ ઉપર જતાં, Physicsના ક્લાસ વિના તેને ચેન ન પડતાં, તેણે એક સેક્રેટરી રાખેલો અને સવારથી સાંજ સુધી તેની પાસે હાઇડ્રોસ્ટેટીક્સ અને Electricity ઉપર Lectures આપી Notes લખાવવાની પોતાની પ્રવૃત્તિ તેણે જારી રાખી હતી! ફિલસૂફીના તેમના પ્રાધ્યાપક Charlier શાલીંયે પ્રત્યે પોતાનું ઋણ દર્શાવતાં મોરવા લખે છે કે જીવનની ઝાંખી જો કોઇ પ્રાધ્યાપક કરાવતા તો તે શાલીંયે એક જ હતા. તેઓ કેટલીક વાર હસતાં હસતાં અને કેટલીક વાર આંખો ચોળતાં ચોળતાં અને બગાસાં ખાતાં ખાતાં વર્ગમાં પ્રવેશી, ઘડી બે ઘડીમાં, અમારી વિદ્યાર્થીઆલમને વિચારો ને ભ્રમણાઓના ચગડોળે ચડાવી દેતા હતા. સૉક્રેટીસની માફક કાંઇક દલીલો કરી અમુક પદ્ધતિઓ અમારી પાસે ઊભી કરી, અમારો વિશ્વાસ એ પદ્ધતિઓ માટે દૃઢ કરી, પાછી તુરત જ સબળ દલીલોથી એ જ પદ્ધતિઓ તોડી પાડતા અને તેવી રીતે ફિલસૂફીના ભ્રમણમાં રાચતા અમને કરી મૂકેલા હતા. પરિણામે ફિલસૂફીના વર્ગમાંથી બહાર નીકળતાં મિત્રો વચ્ચે એ દલીલો ઉપર અમારી ચર્ચા થતી. "ખરે જ, શાલીંયે જે કહે છે તે સત્ય છે. સમગ્ર દુનિયાનું અસ્તિત્વ મારા અસ્તિત્વ સાથે જ સંકળાયેલું છે. મારા મોત સાથે, દોસ્ત, તારું પણ મોત જ થાય છે. ... અને સમગ્ર વિશ્વનો પણ એ જ ક્ષણે વિનાશ થાય છે કારણ કે તેનું અસ્તિત્વ મારી વિચારણા અને મારા જીવન ઉપર જ રચાયેલું છે.—કેવળ મૂર્ખતા ! તારી સાથેનાં કાંઇક માણસો મરી ગયાં છે. તેમનું મોત થવા છતાંએ તેં તો તારું જીવન

ટકાવી રાખ્યું છે!—તારી વાત ખરી છે. પરંતુ જરા ઊંડા ઊતરીએ તો તેઓ અસ્તિત્વ ધરાવતા જ નહોતા કારણ કે દુનિયામાં ફક્ત હું જ હતું છું.—તો તો આજ સાંજથી કાલે સવાર સુધી, રૂએન છોડી તું એલ્બર જઇશ, એટલે રાત્રિપૂરતું રૂએન શહેરનું અસ્તિત્વ વિનાશ પામશે અને પાછું કાલે સવારે, તારા આગમન સાથે, તે સજીવન થશે?—અલબત્ત!—કેવળ હડહડતું જુઠ્ઠાણું—હરગીઝ નહિ બલ્કે મારી દલીલમાં સોએ સો ટકા સત્ય છે!" આ ચર્ચા ઉપર સ્મૃતિ ટીકા કરતાં, મોરવા કહે છે કે દરેક માનવીએ આવી જાતની ભ્રમણા અને વિચારણાની તાલીમ લેવી જોઇએ પરંતુ જેમ બને તેમ ઝડપથી તે તાલીમ પૂરી કરી તેમાંથી પસાર થવું જોઇએ, જો પૂરેપૂરો માનસિક વિકાસ સાધવો હોય તો! સને ૧૯૦૨માં તેઓએ "Licence es lettres" (લગભગ આપણી M. A.)ની પરીક્ષા ફર્સ્ટ ક્લાસમાં પસાર કરી. સને ૧૯૦૩માં ફ્રાંસની બધી કૉલેજમાંથી ફિલસૂફીમા પ્રથમ આવવા માટેનું ઇનામ મેળવવામાં પણ તેઓ સફળ થયેલા. 'લિસાસ એ લેત્ર'ની પદવી મેળવ્યા પછીથી તેમનો વિચાર, મૂળથી જ તેમને સાહિત્યનો શોખ હોવાથી, સાહિત્યની પ્રવૃત્તિઓ શરૂ કરવાનો હતો પરંતુ તેમના પિતાને પોતાના પુત્રની કારખાનાના કાર્યમાં ઘણી જરૂર હોવાથી, મોરવાને પોતાની સાહિત્યની અભિલાષાઓને આઠ વર્ષ સુધીના ગાળાપૂરતી તિલાંજલી આપી, હુન્નર ઉદ્યોગના કાર્યમાં જોડાવું પડ્યું. તે દરમિયાન તેમનાં માદમ્વાઝેલ સીઆંકેવીઝ (Sienkiewicz)ની સાથે લગ્ન થયાં.

એટલામાં સને ૧૯૧૪માં વિશ્વવિગ્રહ ફાટી નીકળતાં તેઓની નવમી સ્કોટિશ લશ્કરી ટુકડીમાં, interpreter [ અર્થપ્રકાશક ] તરીકે નિમણુક થઇ. તેમની અઢાર વર્ષની ઉમરથી તેઓએ ફરજિયાત લશ્કરી

તાલીમ લેવી શરૂ કરી દીધેલી જ હતી. તેમના અંગ્રેજીના જ્ઞાનને લઇને તેમને interpreter તરીકે નીમવામાં આવેલ હતા. તે વખતની તેમની કફોડી પરિસ્થિતિનો ખ્યાલ આપતા તેમના નિબંધ "Rouen"માં તેઓ જણાવે છે કે જ્યારે તેમને લશ્કરી હુકમોનો અનુવાદ કરવાનું ફરમાવવામાં આવ્યું અને જ્યારે તેઓએ "Bolster truck !" "Special timbers for gun-carriages" વગેરે શબ્દો સાંભળ્યા ત્યારે તેઓ એકાંએક વિચારમાં ડૂબી ગયા. તેમને પોતાના અંગ્રેજી ભાષાના અધૂરા જ્ઞાન માટે પરતાવો થયો, તેમને ઘડીભર તે જ્ઞાન નિરર્થક લાગ્યું, તેમને ભાન થયું કે કીટસ, મેરેડિથ, શેલી વગેરેની કૃતિઓમાં એવા કોઇ શબ્દો તેઓ શીખેલા નહોતા ! તેઓએ કિપ્લિંગની વાર્તા 007 સંભારવા ઘણો પ્રયાસ કર્યો પરંતુ તે પણ અફળ ગયો કારણ કે તેઓ જણાવે છે તેમ લશ્કરી સિપાઇઓએ "Soldiers Three"ની ભાષા સમજવા તેમજ બોલવાની સાફ ના પાડી. યપ્રૅ અને લૂસ (*Ypres*, Loos)ની લડાઇઓમાં સારો ભાગ ભજવવા માટે તેમને D. C. M.નો ખિતાબ મળેલો. ત્યાર પછીથી તેઓને Lieutenant પણ બનાવવામાં આવેલા. આ લડાઇઓ દરમિયાન તેઓને જે અનુભવો થયા તે બધાની તેઓ નોંધ હમેશ લખતા. અને એ નોંધમાંથી જ તેમની પ્રથમ બે કૃતિઓ 'Les Silences du colonel Bramble" અને "Les Discours du Dr. 'O Grady" પરિણમી છે. તેમની ચાલીશ વર્ષની ઉમરે તેઓ ઘણાં વર્ષો પછીથી "રૂએન"માં પાછા આવે છે ત્યારે તેમને તેમનું બાળપણ, કારખાનું, નિશાળ, શિક્ષકો વગેરે યાદ આવે છે અને તેમાંથી તુરત જ તેઓ વિચારના ચગડોળે ચડી જાય છે. " ચાલીશ વર્ષ—આટલા લાંબા ગાળામાં જીવનમાં હું શું મેળવી શક્યો છું ! મોતના અસ્તિત્વના જ્ઞાને પ્રેરેલી વિષાદની છાયા અને લાગણી; કલ્પનાને જાગૃત કરતો

દયાભાવ, જીવનના સૌંદર્ય અને ક્રૂરતાનાં ઘેરાં સંવેદનો, પદ્ધતિઓ માટેનો તિરસ્કાર; મૈત્રીની તીવ્ર ઇચ્છા; કવિતાઓ ગોખાતી એ બાળપણ કરતાં અત્યારે હું વધારે સુખી છું ? હા ખરે જ, અનેક મુશ્કેલીઓ હોય છતાં ય, હું અત્યારે ઘણો સુખી છું; એ બાળપણના સમયે મારામાં આજની આનંદમય આત્મશ્રદ્ધા નહોતી; પ્રશાંત આનંદ શું છે તે હું જાણતો નહોતો ! વસંતની ભંગુર મધુરતાનો લહાવો હું લેતો નહોતો.'

## મૉરવાની કૃતિઓ

સાહિત્યરસિકોએ આંદ્રે મૉરવાને તેમની પ્રથમ બે કૃતિઓ " Les Silences du Colonel Bramble " (૧૯૧૮) " Les Discours du Dr O'Grady " (૧૯૨૩) બહાર પડતાં જ સાહિત્યકાર તરીકે વધાવી લીધા. સને ૧૯૧૪ના વિશ્વ-વિગ્રહ દરમિયાન તેમને મળેલા અનુભવો અને નિહાળેલાં દશ્યોનાં સંસ્મરણોમાંથી આ કૃતિઓ પરિણમી છે. તેમની કલ્પના-પ્રધાન હળવી વિનોદશૈલી સાહિત્યરસિક જનતાને ઘણી જ પસંદ પડી. પરંતુ આ ઉપરાંત તેમનાં લખાણમાં કેટલીક ખાસ વિશિષ્ટતાઓ તરી આવતી હતી કે જેને લઇને, તેમની આ કૃતિઓ રસપ્રદ, આકર્ષક, અર્થવાહી અને વિચારશીલ બની છે. એક તો ભિન્ન ભિન્ન પ્રજાઓની અને મનુષ્યોની મુખ્ય ખાસિયતો અને ચિત્રવિચિત્ર વિશિષ્ટતાઓ કોઇ અસાધારણ ચોકસાઇથી ઓળખી લેવાની તેમની વેધક નિરીક્ષણશક્તિ અને બીજી તેમનાં નિરીક્ષણોને સંવાદી અને જીવંત સ્વરૂપ અર્પતી તેમની કલા. તેમની પ્રથમ કૃતિની પ્રસ્તાવનામાં પોતે જણાવે છે કે વિશ્વવિગ્રહમાં અંગ્રેજી અમલદારો તથા સિપાઇઓના ઘર્ષણમાં આવ્યા પહેલાં ઇંગ્લાંડને તેઓ કેટલાંક તેનાં પ્રશંસનીય લક્ષણો બાદ કરતાં, પોતાના " અહં " અજિત અને ભયપ્રદ " અહં "-માં હરહમેશ રાચતું "Perfidious Albion" તરીકે જ ઓળ-

ખતા; પરંતુ વિશ્વવિગ્રહ દરમિયાન અંગ્રેજી પ્રજા સાથેના તેમના અંગત અનુભવો ઉપરથી તેમને તેમનો અભિપ્રાય કેટલેક અંશે ફેરવવો પડ્યો અને પ્રિન્સ ટીશનોવ્સકી ( Prince Tichnowsky ) પ્રમાણે તેઓ પણ એમ માનતા થયા કે " There is no Machiavelism in the English Character. " અંગ્રેજ અને ફ્રેંચ પ્રજાઓને પોતાના એકબીજાના માનસ તથા પ્રકૃતિને ઓળખી જૂનું વૈમનસ્ય ભૂલી જઈ, કાંઇક મિત્રાચારી-ભર્યાં લક્ષણ અને સંબંધ બાંધવામાં તેમની ઉપરની બે કૃતિઓ તેમ જ કેટલીક બીજી કૃતિઓ ઘણી મદદરૂપ નીવડી છે.

તેમનાં આ ગુણલક્ષણોને લઇને જ તેમનાં મનોવૈજ્ઞાનિક જીવનચરિત્રો ( Psychological Biographies ) વિખ્યાતિ પામેલાં છે. જનતામાં પણ તેમની આ કૃતિઓ સુંદર અને સુયોગ્ય સફળતા પામી છે. ( Ariel અથવા તો શેલીનું જીવનચરિત્ર, ૧૯૨૩; ડિઝરાયેલી; ૧૯૨૭; બાયરન ૧૯૨૯; તુર્ગેનીએવ, ૧૯૩૧ અને લીઓતે ( Lyautey )૧૯૩૧ ) એટલું જ નહિ પરંતુ આ કૃતિઓનું અનુકરણ કરતી કેટલીએ કૃતિઓ બહાર પડી ચૂકી છે અને નવાઇ ભરેલું તો એ છે કે જનતામાં તેનો ઉઠાવ ઘણા મોટા અને ખરું પૂછો તો ગેરવાજબી પ્રમાણમાં થયેલો હતો. સારે નશીબે, ટૂંક સમયમાં જ તેવાં જીવનચરિત્રોથી લોકો ધરાઇ ગયા. આવાં જીવનચરિત્રોને " Romance-Biographils " એટલે કે " કુતૂહલ-પ્રેરક જીવનચરિત્રો " એ ઉપનામથી ઓળખવામાં આવે છે. આવાં જીવનચરિત્રોમાં, આપણે ગમે તે મહાન વિભૂતિના જીવનને સ્પર્શતા ગમે તે પ્રસંગો આલેખી શકીએ છીએ પરંતુ આ આલેખાયેલા પ્રસંગો તદ્દન કુતૂહલ-પ્રેરક ન હોતાં, કાંઇક સત્ય અને વાસ્તવિકતાનો સચોટ ખ્યાલ આપતા હોવા જોઇએ. ઉપરાંત એ પ્રસંગો વાચકોને કૌતુકપ્રિય અને ચિત્રાત્મક રસમય ઘટનાઓની

સામગ્રી મોટા પ્રમાણમાં પીરસતા હોવા જોઇએ.

મૉરવાનાં જીવનચરિત્રોમાં આ ઉપરાંત કેટલીએક વિશિષ્ટતાઓ નરી આવે છે જે એ સર્વને ઉત્તમ કોટિની કક્ષાએ મૂકી, બીજાં જીવન-ચરિત્રો કરતાં અળગાં તારવી કાઢે છે. તેઓ વિષય તરિકે સ્વીકારેલ મહાન વિભૂતિના જીવનને લગતી સર્વ હકીકતો તેમ જ સર્વ લખાણસામગ્રીનો પૂરેપૂરી ચોકસાઇથી ઊંડો અને પ્રત્યક્ષ અભ્યાસ કરે છે. તે ઉપરાંત કેટલાંક બીજાં સ્થળોએથી પણ પોતાની કલાને પોષતાં તત્ત્વો તેઓ શોધી લાવે અને ત્યાર પછી જ એ વિભૂતિનું જીવન-ચરિત્ર લખવાનો તેઓ આરંભ કરે છે. વળી તેમનાં જીવનચરિત્રોમાંથી કેટલીક એવી વસ્તુઓ મળી આવે છે કે જે સત્ય ઘટનાઓને આધારે સમજાવી શકાતી નથી તેમ જ એ વિભૂતિઓને અંગેની લખાણ-સામગ્રીમાં પણ તેની સ્પષ્ટ પ્રમાણભૂતતા મળી શકતી નથી: અને છતાંયે આ વસ્તુઓ જ ઘણી યે વાર વિભૂતિઓના જીવનને ખરા સ્વરૂપમાં સમજાવવામાં સહાયભૂત થઇ પડે છે. ખરું પૂછો તો આ જ લક્ષણ તેમની વિશિષ્ટતારૂપ છે અને તેમના વિષયના માનસના અભ્યાસને જ આભારી છે. ઉપરાંત મૉરવાએ લખેલાં જીવન-ચરિત્રોના અભ્યાસ ઉપરથી એમ પણ સ્પષ્ટ થાય છે કે મહા-વિભૂતિઓનાં જીવનનું સચોટ દિગ્દર્શન કરાવવા માટે તેને આકર્ષક અને સજીવ સ્વરૂપ આપવું જોઇએ અને હું તેમ કરવાનાં

graphy which is a novel. Ariel gives the best, because the most human, summary of or selection from Shelley's qualities which is to be met with." બીજા વિવેચક માર્ટિન આર્મસ્ટ્રોંગ કહે છેઃ

His biographies have "the effect of a novel–admirably simple, sharply defined and of striking visual quality. He has a happy gift for the vivid delineation of personal appearance and personal character."

સને ૧૯૩૫માં તેમની "Les Anglais" "અંગ્રેજો" એ નામની કૃતિ બહાર પડી. શીર્ષક ઉપરથી જ જોઇ શકાય છે તેમ, એ કૃતિમાં, પોતાનાં વેધક નિરીક્ષણો અને પ્રત્યક્ષ અનુભવો ઉપરથી અંગ્રેજ પ્રજા, તેની પ્રકૃતિ અને તેનાં વિશિષ્ટ લક્ષણો વિશેનો જે સચોટ ખ્યાલ મોરવાના મન ઉપર થયો છે તે ખ્યાલ તેઓ પોતાના લખાણ મારફત ફ્રેંચ પ્રજાની જાણ માટે, એ પ્રજા આગળ આ કૃતિ મારફત મૂકે છે. સ્વાભાવિક રીતે તેમની કૃતિઓનાં સહજ ગુણ–લક્ષણો આ કૃતિમાં પણ જોવામાં આવે છે. તેમાં પણ "English character" વિશેના પ્રકરણમાં અંગ્રેજ પ્રજાની પ્રકૃતિ અને મુખ્ય ખાસિયતો વિશેનાં તેમનાં સચોટ, માર્મિક અને સંક્ષિપ્ત નિરીક્ષણો મોરવાની સુંદર માનસ–પૃથક્કરણ કરવાની શક્તિનો સારો ખ્યાલ આપે છે. તેઓ આજના ઈંગ્લાંડનો ખ્યાલ આપતાં જણાવે છે કે "Modern England represents nothing but an old skeleton remodelled with fresh blood and new organs." અંગ્રેજોના ધાર્મિક લક્ષણ વિશે તેમને એમ લાગે છે કે— "In religion as in politics, the British inflexibility is oppose to Roman precision." અંગ્રેજોની

કેળવણી ઉપર પોતાનું મંતવ્ય આપતાં તેઓ કહે છે: "Paradoxes of thought, solidity of instincts, that is, I believe, the definition of British intelligence." તેમની બીજી એક કૃતિ "Edward VII. et son temps," એડવર્ડ સાતમો અને તેનો યુગ (૧૯૩૭) એ છે. તેમાં તેમણે સાતમા એડવર્ડના સમયનું ઇંગ્લાંડ, તે યુગમાં અંગ્રેજ પ્રજાની ભિન્ન ભિન્ન આંતરિક પ્રવૃત્તિઓ, સમગ્ર યુરોપની ધૂંધવાતા જ્વાલામુખી સમી પરિસ્થિતિ, કૈઝર અને જર્મની વગેરે વસ્તુઓ ઉપર, એ અંગેની સર્વ હકીકતો અને લખાણસામગ્રીનો ઊંડો અને બારીક અભ્યાસ કરીને, ઘણો સુંદર અને રસમય પ્રકાશ પાડ્યો છે. કૈઝરની પ્રકૃતિ અને ચિત્રવિચિત્ર ખાસિયતો તેમ જ German Emperor તરીકે તેણે ભજવેલા ભાગનો ચિતાર આપતી વખતે, તેમનો એ પુરુષ માટેનો અંતર્ગત અભાવ સ્પષ્ટતરી આવે છે અને એટલે અંશે, એમનું દૃષ્ટિબિંદુ એકલક્ષી પણ કહી શકાય! અંગ્રેજોની પરદેશી રાજ્યનીતિ ઉપર પોતાના વિચારો જણાવતાં તેઓ કહે છે કે પોતાની પરદેશની રાજ્યનીતિમાં કોઇ પણ જાતનો સિદ્ધાંત રાખવો નહિ તે અંગ્રેજ રાજ્યનીતિના શાણપણનો એક સર્વોત્તમ સિદ્ધાંત છે. પરદેશી રાજ્યનીતિના ક્ષેત્રમાં અંગ્રેજી મુત્સદ્દીઓ રમતના ખેલાડીઓ પ્રમાણે વર્તે છે. "They are men on the spot" સમય અને સંજોગો અનુસાર તેમની પરદેશી રાજ્યનીતિ ઘડવામાં આવે છે અને અંગ્રેજી રાજ્યતંત્રની આ સ્થિતિસ્થાપકતાને લઇને જ ઇંગ્લાંડ આટલાં વર્ષો સુધી પોતાનું સામ્રાજ્ય ટકાવી રાખવામાં સફળ થયું છે.

ચિત્ત-પૃથક્કરણમાંથી પરિણમતા સચોટ અને માર્મિક નિરીક્ષણથી ભરપૂર એવી તેમની સર્વોત્તમ કૃતિ તરીકે તેમની છેલ્લી કૃતિ "La machine ä lire les pensees—વિચાર-

પરીક્ષક યંત્ર" [૧૯૩૭] ને લેખી શકાય. ગાંડાઇના ભોગ થઇ પડેલાં નિરાધાર મનુષ્યોના વિચારો જાણવા આપણા યુગમાં ડૉક્ટર "Laryngographe" નામના યંત્રનો ઉપયોગ કરે છે તે યંત્ર ઉપરથી આંદ્રે મૌરવા પોતાની કલ્પના દોડાવી પોતાના ગ્રંથમાં "Psychographe" નામનું યંત્ર આપણી સમક્ષ રજૂ કરે છે. આપણા માનસમાં ઘોળાઇ રહેલા અર્ધદગ્ધ વિચારોને ન અડકતાં, ફક્ત જે વિચારો ક્યારના યે ઘડાઇ ચૂકેલા હોય છે અને જેનું આપણાં અંતરપટ ઉપર લગભગ અર્ધ-પ્રતિબિંબ પડી ચૂકેલું છે તેવા વિચારોને જ આ યંત્ર પારખી આપણી સમક્ષ મૂકે છે. તેમના યંત્રના નિરીક્ષણ ઉપરથી તેઓ આપણને જણાવે છે કે કેટલાંક મનુષ્યોનો વિચારવેગ ઘણો જ મંદ હોય છે અને તેવી પરિસ્થિતિમાં તેમનું યંત્ર કાંઇક આછો ગણગણાટ કરી શાંત રહેતું, પરંતુ જીવનના અનુભવો આપણને બોધપાઠ આપે છે કે સર્વ નગ્ન સત્યો તડફડ કહેવામાં આપણું શાણપણ નથી. જે કાંઇ વાણીરૂપે બોલીએ છીએ તે બધું કાર્યરૂપે આપણે કરતા નથી. વળી જે કાંઇ કાર્ય કરવાની આપણે શક્તિ ધરાવીએ છીએ તેને પણ વાણીમાં ઉચ્ચારણ આપતા નથી. મનુષ્યના અંતરના ઊંડાણમાં જે કાંઇ વિચારો ઘડાયા હોય અથવા ઘોળાતા હોય તેને ઉઘાડા પાડતા આ "Psychographe" "મનોવિચારપરીક્ષક યંત્ર"ના જો ખરેખર શોધ થાય તો જીવન જીવવું આપણે માટે ખરે જ અશક્ય બને! કાંઇક નાનાં નાનાં અસત્યો માનવ-સમાજના સંસ્કાર અને શિષ્ટતા સાચવવાના અંગરૂપ બની રહેલ છે. તેવાં કેટલાં અસત્યો મૌરવા પોતાના યંત્ર મારફત આપણી પાસે ઉઘાડાં કરે છે. દાખલા તરીકે તેમનું "પસીકોગ્રાફ" આપણને બતાવે છે કે સૌથી પતિવ્રતા પત્નીના અંતરના ઊંડાણમાં પણ કેટલીક વાર અશિષ્ટ અને હરકતરૂપ થાય એવી મનઃકામનાઓ ઘડીભર પેદા થઇ પસાર થઇ જાય છે અને લગભગ આપણામાંના દરેક મનુષ્યે, પોતાને તદ્દન અજ્ઞાત

તેમ જ સંબંધદર્શી છે, અને તે સત્યને ઘડી રહેલાં કાંઇક ઊંડાં સત્યોની હૃદયના ઊંડાણમાં આત્મ-નિરીક્ષણ કરી, શોધ કરવામાં કાંઇ જ શીણપણ રહેલું નથી, કારણ તેમાંથી પ્રાપ્ત થયેલાં ફળો આપણને બહુ લાભપ્રદ થઇ પડતાં નથી. મૉરવાને એક વખતે જીવન શું છે તે પૂછતાં તેમણે ઉત્તર આપ્યો. "જીવન ? જીવન એટલે ઘડી ઘડી બિમાર પડતી, ખાસ મનગમતી અને દેખાવડી નહિ અને જેને આપણી ઇચ્છા વિરુદ્ધ લગ્નગ્રંથીથી આપણી સહચારિણી બનાવવામાં આવી છે તેવી એક દીન પત્ની ! તેની તરફ ઘૃણાની નજરે જોઇ, તેને વધારે દુઃખમાં ન ડૂબાડતાં, તેની સાથે જીવન-વ્યવહાર ચલાવવાની નૈતિક હિંમત આપણે કેળવવી જોઇએ." અને તેથી જ માનવ-સમાજ જે કાંઇ કાંઇ અસત્યોનો બનેલો છે તેનો બહુ ઊંડો વિચાર ન કરતાં, જીવનમાં જે જે કાંઇક ત્રુટીઓ જોવામાં આવે છે તે વરફ દુર્લક્ષ કરી, તેમાં જે ભવ્ય, સુંદર, આકર્ષક અને નીરોગી તત્ત્વો છે તેનો પૂરેપૂરો લ્હાવો લઇ, તેનાં સ્વાદિષ્ટ રૂપોને આરોગી, કાંઇક આંટીઘુંટીઓ અને આધિ વ્યાધિ ઉપાધિઓથી ભરેલ માનવ જીવનને સુખમય અને રસપ્રદ બનાવવું એ પ્રત્યેક મનુષ્યની ફરજ છે તેવી કાંઇક સમાધાન-ભરેલી, આશાનિરાશાનો સંચાર કરાવતી, ઠરેલ, વિચારવંત અને કંઇક અંશે વિષાદી ફિલસૂફી મોરવા આપણી સમક્ષ મૂકતા જણાય છે. અને ખરે જ જીવન એ શું અનેક સત્ય-અસત્યોથી ભરેલું માયાવી સ્વપ્ન નથી ?

"અને તેથી જ, પોતાની ફિલસૂફીને જીવંત સ્વરૂપ આપવા, તેઓ માનવ-જીવનને આ નવા સ્વરૂપમાં તેમની કૃતિઓ મારફત આપણી સમક્ષ મૂકે છે અને જીવનના વેગ સાથે તેમનાં પાત્રો પણ ઘડાતાં જાય છે. જે કુટુંબ-વર્તુલો પોતાનાં અંતર્ગત સત્યોની

નાશ થતાં છિન્નભિન્ન થઇ વેરાઇ ગયાં હોત, તે કુટુંબ-વર્તુલોને તેમની નવલકથાઓમાં આપણી સમક્ષ સંગઠિત સ્વરૂપમાં તેઓ મૂકે છે, ભિન્ન ભિન્ન ભૂતકાળોનાં જે જુદા જુદા ફળો નીપજેલાં તેનો બારીક અભ્યાસ કરી, એક મહાન પ્રજાના ઇતિહાસને આપણી સમક્ષ તેઓ નવા સ્વરૂપમાં મૂકે છે અને તે જ ઇતિહાસમાંથી તેમની કૃતિ "L'histoire d'Angleterre," "આંગ્લ દેશનો ઇતિહાસ" પરિણમી છે. કવિ તરીકે નિષ્ફળતા મળતાં જે નિરાશાજનક છળભરી ભ્રમણાઓ મગજમાં વ્યાપી રહી તેના અભ્યાસમાંથી ઇંગ્લાંડના એક મહાન પ્રધાનનું જીવન નવા સ્વરૂપમાં તેઓ આપણી સમક્ષ રજૂ કરે છે; તે કૃતિ તે 'ડિઝરાયેલીનું જીવનચરિત્ર.' માનવ-હૃદયમાં કેટલીક વાર જે નિરાશાજનક અંધેર વ્યાપી રહે છે તેને દૂર કરી, જીવનમાં સફળતા અર્પતી કાંઇક સુંદર માનવ-વ્યવસ્થા અસ્તિત્વ ધરાવે છે તેવી ઊંડી છાપ આંદ્રે મોરવા પોતાના વાચકોના મન ઉપર પાડે છે. દુનિયાની બે મહાન Bourgeois પ્રજામાંના કેળવાયેલ (Intellectual) જનસમૂહમા તેમની કૃતિઓ ઘણો સારો આવકાર પામી છે તેનાં કારણોમાનું એક મુખ્ય કારણ તેમની આ આશા-પ્રેરક ફિલસૂફી છે."

ઉપરના શબ્દો એક ફ્રેંચ વિવેચક આંદ્રે રૂસો (André Rousseaux), મોરવાની કૃતિઓનું વિવેચન કરતાં ઉચ્ચારે છે.

આંદ્રે મોરવાની કૃતિઓનો અભ્યાસ તેમના બે પ્રધાન ગુણલક્ષણો તરફ ધ્યાન આપણું ખેંચે છે. એક તો તેમની પ્રાણવંત અને સચેતન અવલોકનદૃષ્ટિ અને બીજું, તેમની સવાદી (સુડોળ) કલા. આપણી આસપાસની પરિસ્થિતિ, સંયોગો ને આપણી જાતિ આપણા માનસને ઘડી રહેલાં તત્ત્વો છે. આ માનસ, વર્ષોથી ચાલી આવતી અમુક પ્રણાલિકા અને ટેવોનાં બંધનોમા હંમેશ જકડાઇ રહેલું માલૂમ પડે છે. તે

બંધનો તોડી નાંખી, તે સંકુચિત ક્ષેત્ર ઓળંગી, તેની આરપાર વિશાળ દૃષ્ટિપાત કરવામાં આંદ્રે મોરવાની વેધક અવલોકનશક્તિ સફળતા પામી છે અને તેનું કારણ બીજું કાંઇ નહિ પરંતુ તેમના માનસને ઘડનારાં ત્રિવિધ તત્ત્વો છે. એક તો ફ્રેંચ અને અંગ્રેજી સાહિત્ય અને સંસ્કૃતિની તેમના મન ઉપર પડેલી ઊંડી છાપ; બીજું, તેમનાં બહોળાં પર્યટનો; અને ત્રીજું, તેમનું વિશાળ વાચન. તેમની કલાની વિશિષ્ટતા એ છે કે અસાધારણ કલ્પના-ચિત્રો તથા પ્રગલ્ભ શબ્દાળુતાથી તેઓ હમેશાં દૂર રહે છે અને છતાંએ શબ્દોની સરસ અને સુયોગ્ય પસંદગીથી, સમતોલ વાક્યરચનાથી અને રસમય કલ્પના-રમતથી, તાત્ત્વિક રેખાઓ દોરવામાં, તેજ-છાયાથી ધારી અસર ઉપજાવવામાં અને ગતિને તાલબદ્ધ બનાવવામાં સુંદર સફળતા પામે છે. આજ ગુણ-લક્ષણો તેમની નવલકથાઓમાં અને તેમના નિબંધોમાં પણ દૃષ્ટિગોચર થાય છે. [ Meipe ou la delivrance (૧૯૨૬), Mes Songeo que virci (1933), L'instinct du bonhour, (1934). ] તેમની કૃતિઓમાં નથી જોતા આપણે વર્ણન-છટા, નથી જોતા આંજી નાખતું ચિત્ર કે નથી જોતા સૂક્ષ્મ અને સંકુલ માનસ-અભ્યાસ, પરંતુ તેને બદલે સુયોગ્ય તથા પ્રમાણસર ચિત્ત-પૃથક્કરણ, સ્પષ્ટ વિચારસરણી અને વાસ્તવને બેડોળ ન બનાવતાં, તેનો સંવાદી અને તાદૃશ ચિતાર આપવાની ખાસ કાળજી:-આ ત્રણ ગુણલક્ષણો ઉપર તરી આવે છે; અને એક સારા લેખક હોવાનો અભિપ્રાય આપણી પાસેથી તેઓ જિતી લે છે.

અનુલેખ

થોડા વખત પર સ્ત્રી-પત્રકાર બેટી રોસે ગો. મોરવા-ની સુખી લગ્ન વિશેના તેમના વિચારો જાણવા લીધેલી મુલા-કાત વખતે લગ્ન તો હમેશાં જુગાર જ છે, જો કે એ જિતવામાં

કામ લાગે તેવા થોડા નિયમો પણ છે એવો મત આપ્યા પછી તેમણે એ સંબંધી ઉચ્ચારેલી દશ આજ્ઞાઓમાંની[1] પાંચ-છ મુખ્યનો સાર એવો છે કે સ્ત્રીએ માત્ર પૈસો જોઇને પૈસાદારને પરણવું નહિ કેમ કે સહજ ભાવપ્રધાન જીવન જ સ્ત્રીને ખરું સુખ આપે છે; તમારા કરતાં તદ્દન જુદી રુચિઓના માણસને પરણવું નહિ; સ્ત્રી ઉચ્ચતર કેળવણી મેળવી શકે તો વધુ સારું અને તેમ નહિ તો સામાન્ય સારી કેળવણી અને ઘરરખુપણું તેનામાં હોય એ સારું-પણ એ નાચ-ખાય પાછળ ઘેલું હોય તેવું સામાજિક પતંગિયું બની પુરુષોને અસુખ ઉપજાવવામાં આનંદ માને એ તો મને નથી જ ગમતું; આજે સ્ત્રી સ્વતંત્રપણે કમાઇ શકતી હોય તો તેણે બહુ સ્વતંત્રમિજાજી થવું નહિ. કેમ કે બેકારી વગેરે કારણે સ્ત્રીનું આર્થિક સ્વાતંત્ર્ય જગતમાં બહુ લાંબો કાળ ટકે એમ લાગતું નથી; તમારા પતિને જીવનસાથી મજો-માત્ર બનો નહિ-તે જાણે જમણ ભેળવવાની રજાચિઠ્ઠી હોય તેવો નહિ-કારણ, પત્ની જ્યારે પતિના ગુણો માટે (નહિ કે તેનાં નમદ નાણાંને જ માટે) માન ધરાવતી હોય છે ત્યારે જ ખરું સુખ પામી શકે છે; સહેજ વાતમાં, જરાતરા ચડભડાટ થતાં જ, છૂટાછેડા કરી આપતી અદાલતે ધસી જવું કે એવી સગવડવાળા કાયદાની ચળવળો કરવી એ ખોટું છે-એ કાયદાઓનો લાભ લેવાના માર્ગમાં એવાં ગોટાં વિઘ્નો હોવાં જોઇએ જેને સાચાપણે પાર કરનારાં સ્ત્રીપુરુષ જ તલાક મેળવી શકે.

---

# તિ લા

## ૧

સાંજની સોડમાં આકાશનાં ગુલાબી ઝરણાં ભરાઇને સિન્ધુના જલરવમાં જોઈ રહેતાં હતાં. એ વખતે એક શહેરના નાના ચોકમાં એક ભજનિક એકતારામાં લીન બની ગયો હતો. એને વીંટાઇને, લોક-ટોળું જુનવાણી લોક-ગીતોમાં લહેરાતું હતું. ગોપીચંદ-ભરથરીના વેરાગ વણતો એ ભજનિકનો એકતારો સૈકાઓ પછી પણ જીવનમાં હૂબહૂ પિંગળા અને મેનાવતીના રુદનસૂર સમારતો હતો.

કોઇએ પૈસો ફેંક્યો, કોઇએ આનો ફેંક્યો. ભજન-સરવાણીના રેલાઓ પૈસા બે પૈસાથી મૂલવાઇ જશે એમ ધારતા ઘણા ય ભજનના રસિયાઓ મૂલ ચૂકવીને ચાલતા થયા.

ઉપરવાસના ઢોળાવમાંથી પાણી રેલાઇને નીચલા ભોમવાસમાં ભરાઇ જાય તેમ ધીમે ધીમે, ભજનની અસલી ચીજો સાંભળી લોકો ઘરના ઢોળાવ તરફ રેલાઇ ગયા. પણ ચોકમાં ગાજતું ગોપીચંદનું ભજન તો એની સતત સરવાણીએ વહ્યા જ કર્યું.

એ વખતે થોડા ઘણા જે સાંભળનારાઓ હતા તેમાં એક જુવાન શિલ્પકાર ઊભો હતો. મેનાવતીએ ગોપીચંદને

અટારીમાં બેઠાં બેઠાં આંસુધારાએ નવડાવ્યો એનું જીવંત દૃશ્ય શબ્દોનાં રૂપ લઇ એની સામું ઊભું હતું.

નહિ રે, વાદળડી,

નહિ રે વીજલડી,

'આવડાં સરોવર ક્યાંથી છલ્યાં રે ઝરમરી!

આ લહેર એના આત્માનાં અદીઠ ખંડેરો ગજાવતી હતી.

એણે ગૂંજામાં હાથ નાખ્યો અને પાવલી, આનો કે અધેલો જે કાંઇ હાથમાં આવ્યું તે ધ્રુગવીને ચાલતો થયો.

'મેનાવતીનું દૃશ્ય કેવું હશે? ગૌડબંગાળની એ રાજરાણીએ અઘોરીના આપેલા પુત્ર ગોપીચંદને વરાવેલા પ્રેમલ ભેખ પછી એ માતાના જીવતરમાં કયો કરુણ નાદ ગુંજતો હશે? અને ગોરી ગોરી કાયાના હાટનો એ માનવ-લખેશરી મોતની ચિનગારીમાં પેસશે એ વિચારે જનેતાનું કલેવર કેવી કલ્પનામાં કળેળતું હશે? પુત્ર નાહવા બેઠો હશે અને અટારીમાંથી ઊતરતું આંસુ મોઢ ગાલ પરથી દડીને એને માથે પડ્યું હશે, અને પછી માતા–પુત્રની ચાર આંખો ભેગી મળી હશે એ તાલ કેવો હશે? એ મુદ્રા પથ્થરમાં ઉતારી હોય તો એક કલા-ભજન ઊતરી શકે કે નહિ?' આવા વિચારોમાં લહેરાતો એ ઘરની ઓસરીએ જઇ ઊભો.

તે જેવો ઘરમાં ગયો કે નાનો પાંચ વર્ષનો નિરંજન એને વળગી પડ્યો. 'બાપુ! મારે માટે જલેબી લાવ્યા?' એણે વળગીને પરબારો એ જ સીધો સવાલ કર્યો.

'લે કહે, એ તો હું ઉતાવળમાં ભૂલી ગયો. કાલે જરૂર લાવીશ હો.' શિલ્પકાર ચંદ્રમણિએ પુત્રને માથે હાથ મૂકતાં કહ્યું.

નિરંજન ફરત રોષથી છૂટીને રસોડામાં એની બા પાસે દોડી ગયો.

તે પછી ચંદ્રમણિ તૈયાર ભોજન-થાળી જમવા પાટલે

બેસી ગયો. તે દિવસ અષાઢી બીજનો હતો એટલે મધુરિકાએ કંસાર કર્યો હતો. મધુરિકાને આજે ભર્યે ભાણે પતિને પ્રેમથી જમાડવાની હોંશ થઇ હતી.

અર્ધું જમ્યા પછી મધુરિકાએ ચંદ્રમણિને કંસાર કેવો થયો છે એ વિશે પૂછ્યું ત્યારે ચંદ્રમણિએ બહુ મજાનો થયો છે એટલો જ ટૂંકો ઉત્તર આપ્યો. પણ પોતે કંસાર જમે છે તેનો ખ્યાલ તો એ પછી જ આવ્યો.

' તમે આજ કાંઇક મોટા વિચારમાં છો ? સરખા જમો તો ખરા, પછી વિચારનો વખત તો ઘણો પડ્યો છે ! ' મધુરિકાએ પતિના માનસને માપતાં કહ્યું.

' મને વિચાર બીજો શેનો હોય ? મારી કળાનો. આજે એક ભજનિકના ભજનના પાત્રે મને વિચારતો કરી મેલ્યો છે. મારે એ પાત્રની લાગણીને આરસમાં પૂરવી છે. ' ચંદ્રમણિએ ઊંધિયું મોંમાં મૂક્યું.

' તમારે તો કો'કને પૂરવાની જ વાત છે ને ? જીવતા જીવોની લાગણીને પથ્થરમાં પૂરીને અંતે તો કો'કને રડાવવાં એ જ તમારો ધંધો છે કે બીજું કાંઇ ? '

' તું એમાં ન સમજ. તને દાળનો વઘાર સારો મૂકતાં આવડે, કલાનાં ટાંકણાંની ખબર તને ન પડે. ' ચંદ્રમણિએ મધુરિકાને ચીડવવા કહ્યું.

' મને તો એ ખબર બલારાત પાડે છે, તમતમારે તમને ખબર પાડોને એટલે બસ. ' મધુરિકાએ છણકામાં શરીરનો મરોડ વાળ્યો. શિલ્પકારે એ મરોડમાં મીઠી, રોષભરી ને મૃદુ છટા જોઈ.

એ પછી ચંદ્રમણિ એના દિવાનખાનામાં ગયો. લીલી ચીમનીમાંથી ફેંકાતો પ્રકાશ કોઇ મૌન રુદનમાંથી દડતો હોય તેમ સૌમ્ય પણ કરુણામય રૂપે તેને દેખાયો.

હજુ એને પેલો ભજનનાદ છોડતો નહોતો. મેનાવતીનું આંસુભર્યું મોં એ શબ્દગોખમાંથી ડોકાઇને એને પ્રેરી રહ્યું હતું.

શિલ્પી એ શબ્દરવનાં આંસુમાંથી અનુરૂપ ચહેરાની છટા શોધતો હતો. મેનાવતી ગોપીચંદની જુવાની વખતે કેવડી હશે? એનું શીતળ લાવણ્ય અને વદનબિંબ રાજન્યના કયા ભાવમાં નીતરતાં હશે? આવી આવી કલ્પનામાં એની આંખો મળી ગઇ. મીઠી કાવ્યનિંદરમાં યે એ જીવંત ભજનની પ્રાચીન પ્રતિમા એની ઊર્મિની અટારીએ બેસી કારુણી વરસાવતી હતી.

એ આખી રાત્રિના શાંત ઘોઘમાં મેનાવતી અને ગોપીચંદ સિવાય કોઇ સ્વપ્ન-પાત્રો તેની પાસે ન આવ્યાં.

સવારની મોદભરી તાઝગીમાં એ ઊઠ્યો ત્યારે નિદ્રાની સુખમય લહરોમાંથી સ્વપ્નાના પંખી-ટોળાં ઊડીને અસ્તાચળે જતાં લાગ્યાં. સ્વપ્નાંની પૂરપાટ ગતિમાંથી એને જીવનમય કલાનો જીવતો ઝંઝાવાત જડી આવ્યો. મેનાવતીની અનુપમ કારુણી અમાપ કદમ-વેગે ચંદ્રમણિનાં જીવન, હૃદય અને વ્યવહારને સર કરવા લાગી.

એ પછીના બે દિવસો તેને માટે પોતાના શિલ્પના સર્જન-કર્તવ્ય માટે હતા. તેણે આરસની એક જબરી પાટ લીધી, અને જ્યારે ટાંકણાના છેડા પર નાજુક હથોડીનો પ્રથમ ઘાવ પડ્યો ત્યારે એ મૂંગા સંગેમરમરના કલેવરનો ઘાટ શિલ્પકારના ઊર્મિ-મરોડથી ચમકી ઊઠ્યો, પણ એને મેનાવતીની માયાભરી જે કારુણી કંડારવી હતી તે પળનો વેગ તો એને ન મળ્યો.

ચંદ્રમણિ મૂંઝાયો. શું જગતમાં મેનાવતીના જીવનની કલમો બાંગી ગઇ હશે કે એનો એક પણ અક્ષર માનવ-ફલક પર ન ઊતરી શકે? અવિચળતાના અને નીરવ અલખના પાઠ ઘૂંટતાં માનવ-ગોપીચંદો જમાનાની હડફેટમાં ચગદાઇ ગયા

હશે કે માતૃ-કારુણ્યની સ્નિગ્ધતાભરી છાયા ઝીલવાને તેઓ નિષ્ફળ નીવડયા હોય ?

એમ કદી ન બની શકે. કલા અને કારુણ્ય એનાં અંતિમ મુકામ સુધી આગેકદમ જ કરવાનાં. સર્જનના અંતની પણ પેલે પાર એના મુકામની મર્યાદા મંડાએલી છે.

અંતે એ ખૂબ કંટાળ્યો. એ પછી તેણે ઘણાં ય જીવતરનાં મુખો તપાસી નાંખ્યાં. વિવિધરૂપિણી ઘણી ઘણી રેખિત ભાવનાઓ એને અભ્યાસવાને મળી ગઇ, પણ જે સરળ કારુણ્યશોભા એને પોતાના સંતાન સમા સંગેમરમરને પહેરાવવી હતી તે તો કયાં ય ન મળી શકી.

૨

એક દિવસ બપોરે એ જમીને પરસાળમાં ઊભો હતો. આકાશની તેજોમય નીલિમામાંથી એકાદ પંખી ઊડીને કલ્લોલ-કાવ્ય વેરતું કોઇક ડાળ પર જતું હતું.

એ વખતે એની ડેલીના ઉલાળિયા પર બહારથી કોઇનો હાથ પડ્યો હોય એમ લાગ્યું. એના કુતૂહલને આગળ વેગ મળે તે પહેલાં તો એનું બારણું ઊઘડી પડયું, અને એક સ્ત્રી અને એક બાળા આવતાં દેખાયાં.

ચારેક વર્ષની એક બાળાને આંગળીએ વળગાડેલી એવી એક સ્ત્રી ધીમે પાયે અંદર આવી. ગુલાબી અને ભૂરા આકાશની સ્થિરતામાં ધુમાડાનાં ચલિત ચક્રો ઓગળે તેમ યુવતીના વદનના લાવણ્યમાં કોઇ અપૂર્વ ઝંખનાનો આવેશ દટાઇ ગયો હતો, પણ એ આવેશની તદ્દન અકળ છાયા માર્મિકતાથી જોનારને વાંચવામાં આવી જાય તેમ હતી.

ચંદ્રમણિની આંખોમાં કલાની સરલતા હતી. એણે એ સરલતાના પ્રકાશમાં અનંત વિલાપનું વિધાન ઉકેલ્યું.





તેણે એ બન્નેને આવકાર આપ્યો. યુવતીએ એના ઉત્તરમાં મુખની છટાનું નરમ માધુર્ય બિછાવ્યું. ચંદ્રમણિને એ બિછાનાની સુંવાળપ પરથી એકલતાનું આક્રંદ સંભળાયું.

મધુરિકા અજીઠાં વાસણોને ચોકડી પર મૂકવા જતી હતી. તેણે એક અણજાણ બાઈને પોતાને આંગણે આવેલી જોઈ. એણે એ અજાણપણામાં યે કેળવાયલી કુટુંબરેખાઓ દીઠી, અને તેણે મધુર ટહુકે આવકાર આપ્યો.

"બહેન ! આ છોકરીને એકાદ કલાક આશરો આપશો ? હું જરા ગામમાં કામ છે તે જઈ આવું. આ લાહ્ય જેવા તડકામાં એ તવાઈ ગઈ છે એટલે નથી હાલી શકતી." આવનાર બાઈએ મધુરિકાના આવકારનો આશરો લઈને વિનંતિના શબ્દો નાંખ્યાં.

"જરૂર, બહેન ! ખુશીથી મૂકી જાઓ જ." ચંદ્રમણિએ એની વિનંતિને વધાવી લીધી. મધુરિકાએ ઊઘડતા સ્મિતના વિનય વડે પતિની મંજૂરી મજબૂત કરી.

યુવતીએ પીઠ ફેરવી, અને ચંદ્રમણિનું મુખ સામે એના વદનની સગૂઢ મંસલતા પ્રકાશી ઊઠી. એ શિલ્પીને એમાં એકદષ્ટ નિર્દય નિર્દોષતા જણાઈ. સંધ્યાના ગુલાલથી થોડા દૂર ઓરડામાં અંધારું પુરાઈ રહે એમ નિર્દોષતાથી થોડે દૂર લાસમય અર્પણનું દર્પણ પુરાઈ રહ્યું હતું, અને તેમાંથી જે જીવનની ઝાંય ફૂટતી હતી તે રંગોની ઓમકામાંથી ફૂટતી કલાની ટેકી જ હતી. શિલ્પીને એવી એ મુગ્ધતાનાં અલભ્ય દર્શન થયાં.

યુવતી ચાલી ગઈ. બાળા પાછળ રહી, અને માતાની વિદાયની અતલસ પર ચંદ્રમણિના ચિંતનની કિનારી છપાઈ ગઈ.

ચંદ્રમણિની કલામાં, શિલ્પતાની પાળેલી વાણી મોકળી થઈ કિલકિલાટ બિછાવા લાગી. એને જે મીઠી મુદ્રાનું તરંગિત

શરબત જોઇતું હતું તે આગંતુક યુવતીમાંથી મળી ગયું. એનું પુરાએલું કલાજીવન વહેતું થયું; અને એ વહેનમાં, એ ખુશનુમા કમલનયનો, નમણી માધુરીભરેલું મુખ, કુમળા પ્રભાવથી સ્ફુરતા રસ ભરેલા હોઠ અને એ બધાને સુકુમાર લાલિત્યની ફ્રેમમાં મઢતું સમગ્ર મુખદર્પણ, એનાં ટાંકણાના ચડકારથી, જીવન ધરીને ઘટ્ટ થવાં લાગ્યાં.

જીવનની પીંછી ધરીને એને તો એમાં મેનાવતીના રુદન-રંગો ભારવા હતા. કર્કશ-પોલાદી આતમ-વળને આંસુની એક જ ચિનગારી આપીને છૂટો મૂકવો હતો.

એ દિવસે તે બધું ભાન ભૂલીને પોતાનાં હથોડી-ટાંકણામાં પરોવાઇ ગયો.

નવી આવેલી બાળા એની માતાના કરુણ અક્ષરો સંભરીને બેઠી હતી, એટલે શિલ્પકારને જે કંઇ ચૂક આવે તે આ બાળાના વદન-શબ્દો વાંચીને ઉકેલવાની હતી.

મૂર્તિવિધાનનાં અત્યારસુધી કંડારેલાં બધાં શિલ્પોમાં તેણે પહેલાં અપાર્થિવ વિજય મેળવ્યાનો આનંદ અનુભવ્યો હતો; હવે તેને એ બધામાં જીવતરનાં મુડદાં સિવાય વધારે ન કળાયું. ઊર્મિની આંગળીએ ચડીને થતો હથોડી-ઘાવ પ્રયત્નપૂર્વકનો નહોતો પણ વેદના અને આંસુના આસ્માનમાંથી ઊતરતા ચમત્કારનો હતો.

કલાના વરના મૂક રણકારો એની મેળે રવાના થતા એણે જોયા.

શિલ્પ લગભગ પુરું થવા આવ્યું. મધુરિકા પતિની આ અમૂલ્ય કામગીરીમાં રસ લેવા લાગી. એની પ્રત્યેક ગતિમાં વ્યવહારના બંધ બાંધીને નહિ, પણ મૂંગી પ્રશંસા અને સ્મિતનાં ફૂલોથી એને આસ્વાદવા લાગી.

અને કલા એની પૂર્ણતાની ટોચે પહોંચવા આવી. એ જ સુંદરતાની કિશ્તી કે જેમાં મેનાવતીએ પોતાનો મર્મીલો જીવન-વૈરાગ્ય મોકલીને ગોપીચંદને ભેટ કર્યો હતો. આંસુનો એવો જ બીજો માતબર હિબકારો કે જેમાં અમરકાયાની થાપણ અકબંધ રહીને ગોપીચંદને વરવા જતી હતી. એમાં આંસુની વર્ષા હતી પણ શાપની ઝાળોનું એમાં નામ ન હતું. વિજોગની કડવી ઘડીઓ-ના એમાં પડછાયા હતા, છતાં ચિરમિલનની એમાં સલુના હતી.

થોડા દિવસે એ જીવતા વૈરાગ્યનું શિલ્પ પૂરું થયું. શિલ્પ-કાર એને ધારીધારીને પોતાની મનોમૂર્તિ સામે લાવી સરખાવવા લાગ્યો. એ અત્યારે જીવતરને કયે આરે ઊભો હતો તેનું ભાન ભૂલી ગયો હતો.

એને એ નખશિખ ગમી ગયું. મેનાવતીનું એ મોહક આક્રંદ ટપકીટપકીને અમરભોમમાં બેઠેલા ગોપીચંદને જાણે અત્યારે પણ એ જ બોધના સાદ આપી રહ્યું હોય તેમ લાગતું હતું.

શિલ્પની ચારે બાજુ જઇને રેખાએ,રેખાના ઇતિહાસનું એ પુનરવલોકન કરી રહ્યો. જ્યારે એ જમણા ગાલની શાન્તિમય પ્રૌઢ લાલીમાં પરોવાઇ રહ્યો ત્યારે એને તેમાં કાંઇક અધૂરાપણું લાગ્યું.

શરીરનાં વસ્ત્રોના સળેસળ એણે તપાસી વાળ્યા અને મુદ્રાની કોઇ ગતિ એમાં અસંગત તો નથી ને એ પણ જોઇ લીધું. આંખ, નાક, હોઠ, કપાળ વગેરે બધાનું સૌષ્ઠવ જોઇ લીધું પણ કોઇએ પોતાની અધૂરપ ન ગાઇ: ત્યારે જીવનની કઇ બખોલમાં રહીને આ અપૂર્ણતા એને સતાવતી હશે એનો છેડો એને ન મળ્યો.

સૂકી નિરાશા અને કરુણ આશ્ચર્યે એના મનનો કબજો લીધો. તે પછી થોડી વાર એ સુનમુન ચિત્તે ઊભો રહ્યો, અને એની

મૃતપ્રાય શાન્તિ ત્યારે જ ભાંગી કે જ્યારે મધુરિકાએ મોકલેલો દૂધનો કટોરો પેલી બાઇની છોકરીના હાથમાંથી પડી ગયો. છોકરી ગભરાઇ ગઇ. રોવા જેવી થઇ ગઇ.

"શ્વેતા! ગભરાઇશ નહિ, હોં!" શિલ્પકારે શ્વેતાના માથા પર હાથ ફેરવ્યો.

શ્વેતા વાત્સલ્યના હળવા હાથની છાયા નીચે પ્રેમાળ પિતાની ઉષ્મા જેવી મધુરપ ચાખી રહી.

ચંદ્રમણિને શ્વેતાનું આવવું મોકાસરનું થઇ પડ્યું. શિલ્પની સરખામણીમાં એને એ મુખ જરૂરનું હતું. અત્યંત આર્દ્રભાવે શ્વેતાને પંપાળીને એણે શિલ્પની મુદ્રાને શ્વેતા સાથે સરખાવી જોઇ, પણ મુદ્રાની મોહક ખોટ કયા ખૂણામાં સંતાઇ બેઠી છે એનો તાગ એને ન મળ્યો.

તે દિવસ પછી ચંદ્રમણિ ઉદાસ રહેવા લાગ્યો. એની ધૂનની કડીમાં કયો અંકોડો સધાયા વગરનો પડી રહ્યો હશે એની મધુરિકાને ચિંતા થવા લાગી. તે દરરોજ રસભરી અને મધુરી બનતી, પણ હવે તો પતિની કરુણા સાથે એ પણ જીવનમય કલ્પના બની રહેવા લાગી. એ બંનેના સાંસારિક જીવનમાં મધુરિકા પર અનેક કરુણ મનોભાવોનાં પંખેરુ બેસી બેસી ઊડી ગયાં પણ ચંદ્રમણિએ કરુણાના કોઈ ફડફડાટ પર નજર જ ન માંડી, કારણ કે મેનાવતીની મધુર કારુણી એમાં કયાંય ન હતી.

ચંદ્રમણિ હવે બહાર રખડવા લાગ્યો. એ એકેએક સ્થાન ઘૂમી વળવા લાગ્યો. એ પાણીશેરડે ગયો કે જ્યાં અનેક હિલ્લોળવતીઓ ગૃહવેદનાના અને ગૃહકામનાના મુગ્ધ ભાવો ગાતી. પોતે એક ખૂણા પાસે ઊભો રહેતો. ઘણી પ્રૌઢાઓ પોતાનાં હૈયાંના હિબકારા પર હસતી હસતી રમણીય નવોઢાનાં સ્મિત-ફૂલો સારવતી. ઘણી પડછંદ યુવતીઓના હસ્તમરોડ, ભરેલ હેલનાં હૈયાને બથ ભરતા, અને ગાલોની રક્તિમાને ખિલાવ આપતા.

ઘણાં ય ફૂટડાં સૌન્દર્યોમાંથી અસંતોષની અમીધારા છલકાઇને લહેરાઇ ઊઠતી, પણ એને જે મુદ્રાનો ઘાટ જોઇતો હતો તે ક્યાંયથી ન મળ્યો. પછી તો વનેવનની મૂંગી પ્રકૃતિનો પણ એ પ્રવાસી બની ગયો.

૩

પેલી યુવતી–શ્વેતાની માતા તિલા, ચંદ્રમણિને શ્વેતા ભળાવી અત્યાર સુધી ક્યાંક અલોપ થઇ ગઇ. તે અલોપ થઇ ન હતી પણ તેને પરાણે અલોપ થવું પડ્યું હતું. ઘણી બીનાઓ જીવતરની નજરથી છુપાવા આપોઆપ હઠી જાય છે તેમ, ઘણી વ્યક્તિઓ પણ બીજાની અંતરબીનાઓ હોય છે અને તેણે પણ કોઇકની નજર ચુકાવવા ક્યાંક ચાલ્યાં જવું જોઇએ છે.

તિલાએ તે પછી બજારની ગલીઓમાં એકલું ભટકવા માંડ્યું હતું. એને ભટકવાનું શું પ્રયોજન હતું તે પણ સમજાતું, નહોતું, પણ એને ક્યાંક ચાલ્યા જવું હતું તે તો ચોક્કસ.

બીજે દિવસે એ એક પારેખની દુકાને પહોંચી. ડોકમાં જીવનભર જડાઇને પડેલા મંગળસૂત્રને એણે હાથમાં રમાડતાં પારેખને મૂલવવા આપ્યું, અને એનાં પૈસા કરી ગંગાકિનારાના તીર્થની ટિકીટ લેવાને, તે પછી તુર્ત જ તેણે સ્ટેશનની વાટ પકડી.

ગાડી ઉપડવાને ફક્ત થોડી જ વાર હતી, અને પગે ચાલીને સ્ટેશને પહોંચાય તેમ હતું નહિ. એણે એક ટાંગાવાળાને એક લીંમડાના ઝાડ નીચે વિસામો ખાતો જોયો.

લીંમડાના ઝાંખા-ઘેરા ઉજાસમાં, વેરાન સમૃદ્ધિના ભાંગેલા અવશેષ સમી એક બારી દેખાતી હતી. એ બારીના અંદરના ભાગમાં બંધાતો ભેજ લીમડાની લીલવણી પર અથડાઇને વધુ તીવ્ર બનતો હતો.

તિલાએ ગાડીવાળાને સ્ટેશન સુધીનું ભાડું બાંધવા કહ્યું. ગાડીવાળો કબૂલ થયો, પણ જેવો તેણે બેઠક લેવા એક પગ ઊંચો કર્યો કે બારીમાંથી એક ઠરડાતો ઉંહકારો સંભળાયો. તિલાને એ પ્રથમ જ ધ્વનિમાં સંતાપની કાતિલ લઢણનાં દર્શન થયાં. તેણે પ્રથમ તો એ તરફ નહિ જેવું ધ્યાન આપ્યું, પણ હજુ ગાડીનો એકાદ આરો નીચે નહિ ગયો હોય ત્યાં તો એક અસહાય ચીસ–લવકારો તિલાની કોમળ લાગણી વીંધતો બહાર સરી આવ્યો.

વાદળને ખંજર માર્યું હોય અને એની રૂપેરી ધટ છાતીમાંથી તેજલ નીલતા ઢોળાઇ રહે તેમ ઉંહકારાના આ ચમકારાએ તિલાના ભાગી જતાં જીવન પર ઘા કર્યો અને તેમાંથી દારુણ ઉકરાટો પેદા કર્યો.

એ પાછી ઉતરી, અને ઓટો ચઢી. એ ઓટા પર પડતું અડપડીઆળું બારણું ધકેલી તે અંદર ગઇ. ભેજવાળી ભોંય પર રોગથી જખ્મી થએલાં એ માનવપંખીડાં તડફડતાં હતાં. એક આધેડ હતો, બીજો શિશુ હતો. બન્નેનો અણુસાર પિતા–પુત્રનો એકલોહિયાળ સંબંધ વંચાવતો હતો.

પિતા લાગતો પ્રૌઢ જીર્ણતાની શોભા જેવો–રોગમાં તદ્દન ઘાસેલો લાગતો હતો. પુત્ર અવાચક રહી આંખોના મંદ દેવતાએ એ પુરુષના ઓયકારા ગણતો હતો.

તિલાને આ વ્યાધિથી જકડાએલાનું દૂરનું જીવન ઝંખાયું. ઘનફલક પર પંખીનું ગાન નીરવપણે આલેખાઇ જાય તેમ એના ભાગેડુ જીવન પર આ દૃશ્યની વેધકતાએ, કળી શકાય એવો, ઘેરો રંગ પૂર્યો. તેણે એ પ્રૌઢને માંદગીની મરુઓમમાં પણ ઓળખી કાઢયો. બે આત્માઓના ભિન્ન ફંટાયલા માર્ગો ગમે તેટલા દૂર નીકળી જાય તો યે મિલનની શાંત પળોમાં

ધીમા સ્વરે ધબકતા હૃદયના પડઘા તો એકબીજાથી સંભળાયા વગર રહે જ નહિ.

તિલા એ પ્રૌઢ પુરુષની પથારી પર બેઠી. પાસે પડેલા અર્ધ ભરેલા લોટામાંથી થોડું વાસી પાણી એક પ્યાલામાં લીધું, અને એ પ્રૌઢને મુખે ધર્યું. સન્નેપાતજ્વરના તાપમાં એ પાણી હરડી પી ગયો.

પછી એ છોકરા પાસે ગઈ. એના માથા પર હાથ મૂક્યો. તેને તો તાવની ચીક બોલતી હતી. અવાચકપણે તે કાંઇક અસ્પષ્ટ બોલી રહ્યો હતો.

તિલાને તે પછી તુરત ભાન આવ્યું કે બહાર ગાડી તેની રાહ જુએ છે. તેણે બહાર આવી ગાડીવાળાને જવાની રજા આપી. બે ભાંગેલા પાટિયાની તરડમાંથી દૂરની ક્ષિતિજ પર કોઇ નજર નાંખે અને ક્ષિતિજનું જેવું અધકચરું સ્વરૂપ દેખાય તેમ તિલાએ આ બે આજારીઓની ભૂંસાતી યાદમાંથી જોયું અને તેણે દૂરદૂરના જીવનપુલ પર બે માનવી અને એક બચળું ચાલ્યાં જતાં દેખ્યાં.

સુંદર ફર્નિચર પર ચડેલી રજ જેમ કોઇ ઝટકી કાઢે તેમ તેણે વર્ષોના ઢગલા પરથી થોડીક વિસ્મરણની રજ ઝાટકી કાઢી.

આ પ્રૌઢ-દર્દીની રેખાઓમાંથી એક કૂંણો માદક અને મોહક માનવી-કોરો ફૂટયો. એ કોંટાની સલુકાઇભરેલી માનવતા, અને એનું સ્નેહાળ જીવન, પ્રગટતી ગુલાબ-કળીની નિર્દોષ સુરેખતા ભરતું હતું.

એણે થોડીક વસ્તુઓમાં પણ જૂની પરિચિત રેખાઓ જોઇ. એક રગેટાયલા ટેબલ પર થોડાં પુસ્તકો અને લેખની બાયોલિયાં જેવાં ઓશિયાળાં આંખે અંધારું ઉકેલતાં હતાં.

તિલા તે ટેબલ પાસે ગઈ. એ જૂનું પુસ્તક ઉપાડ્યું, અને

જરાક ઉઘાડયું. અંદર એક કવર દેખાયું. તેના પરના અક્ષરો ભુંસાયલા પણ યાદદાસ્ત જગવે એવા લાગ્યા. એ કવર એણે કાઢી લીધું, અને અંદરથી એક પત્ર ખેંચી કાઢ્યો.

તિલાને આ કાગળની અક્ષરાવલી બહુ જ ભયંકર ભાસી. જીવનને સોંતરી નાંખનાર આ કાગળ-શત્રુ હજુ એ જ અક્ષય દશામાં મોજૂદ! આ અક્ષરોમાંથી એક ભણકારો દેતો પંજો જાણે ઉપડતો હોય, અને તિલાને પાછી એ જ અણજાણ ભોમવાસિની બનાવવા સૂચવતો હોય એમ લાગ્યું. પણ એ જ પળે એક પ્રેમલ મુખ, અનેક અપરાધોને ગળી જતું અને પાછી સજીવ માફી-રેખાઓ ધારતું, એની સામે આવ્યું.

તિલાએ એ પત્ર પાછો એ જ પુસ્તકમાં મૂકી દીધો-પુરાતત્ત્વશાસ્ત્રી ઐતિહાસિક અવશેષોને સાચવે એમ.

પણ એને આ પત્રે વિચારવમળમાં તો હડસેલી મૂકી હતી એ તો ચોક્કસ.

દસેક વર્ષ પહેલાંના વળ ઉખડીને સમા થવા લાગ્યા. દસ વર્ષ પહેલાંની તિલા અને એનો આ પ્રૌઢ થયેલો પતિ મુકુલરાય સમયપ્રવાહ પાસે નાચીઝ અને નમાલાં લાગ્યાં.

મુકુલરાયની પ્રથમ પરણેતર અને તેના ગયા પછી તુરત આવેલી તરુણી તિલા: એ જ મુકુલરાય કે જેનો હેત-ઝોળો પ્રથમની સ્ત્રી ઉપર સ્નિગ્ધ ભાગે તોળાઇ રહ્યો હતો તેવો શીળો ને સ્નેહાળ તિલા પર પણ ઝૂકી રહ્યો હતો. ભાવમાં અંતરાય નહિ, જીવન-માં અંતરાય નહિ, એક જ તુંબુરના ઘેરા નાદ જેવાં તે બન્ને મળી રહી સરોદ સરજતાં.

પણ કોણ જાણે કેમ પણ તિલાનું અડધીઉં તરડવાળું રહી ગયું. તિલાને મુકુલરાય અર્ધાંગથી પણ કંઇ વધારે ગણતો હતો, કારણ કે મુકુલરાયને આગલા ઘરનો એક પુત્ર હતો કે

જેનું જીવન પણ તિલાની માયા પર તોળાયું હતું. અને એટલે જ તિલા અર્ધાંગ કરતાં પણ અદકી હતી.

તિલા એના ઓરમાન પુત્રને પૂરા વહાલથી પાળતી હતી. એના પ્રત્યે એને કોઇ અંતરાય ન હતો—ન કોઇ જાતનો છૂપો ઓરમાયો ભાવ હતો. પણ તિલાને એક મનોભાવ ખૂંચતો હતો કે તે બીજવરની પરિણીતા હતી. અરધી રહેલી છાપલાને અંતર આધે ખૂણે ઊભી આશાની નજરે જુએ છે. એ આશા પછી જો પૂરી ન થાય તો જીવનની ફૂટતી કુમાશ પર કુંગ વળી જાય અને એમાંથી રસની ભીનાશ સુકાતી જાય.

તિલાને એના રસની ભીનાશ નહોતી ઊતરવા દેવી. એ મુકુલરાયને જીવનથી દૂંટડો રાખી, પારકી દોરતી પર દિલનો પડદો ખીલવતી હતી. મુકુલરાયને મન તિલા હૃદયની ગણતરીમાં હતી, તિલાના ઉરને તે પ્રેમની ઉછીઉધારાની વાનગી પર જીવવાનું હતું. ઓમાં જેમ આંસુ અને હાસ્ય ઝીલવાની શક્તિ છે તેમ પરણેતર અને પ્રણયી બન્નેને સુવાંગ મનોભાવ આપવાની યે શક્તિ છે. તિલાએ આ શક્તિને કેળવી.

અને તિલા દિલાવરી પીવાને એક અલબેલા જેવા યુવાન હેગે ચઢી ગઈ. એ દૈયું એવું હતું કે જ્યાં ટૂંપાતી ઊર્મિ મોકળી થતી હતી, જ્યાં ખલાસ થએલાં જીવતરનાં ખ્વાબ પાછાં ફરી લેરખાં ચતાં હતાં. તિલાના યૌવનતોર એ પ્રેમિક પાસે પંપાળાતો અને એ પ્રમાણે એના જીવનની ઢોલક પર બે જમાના પ્રેમની થાપી પડતી.

આમ છતાં એણે મુકુલરાયના તરફના ભાવ અને નાના પુત્ર તરફનાં વાત્સલ્ય જરા પણ સુકાવા દીધાં ન હતાં.

એક વખત એના પ્રેમજનદારનું ખાર ઊપાડું રહી ગયું અને તે દ્વારા મુકુલરાયની શંકાએ પ્રવેશ કર્યો. વાત એમ બની

કે એક દિવસ તિલાના પ્રેમિક તરફથી એક કવર તેને મળ્યું, અને તેમાં, પ્રેમિકને કાંઈ સંજોગવશાત્ બહાર જવાનું હોતાં, એ દિવસની મુલાકાત બંધ રાખવાનું લખ્યું હતું. ઉતાવળથી તિલાએ એ કવર એક પુસ્તકમાં રાખી બીજું કામ હાથ ધર્યું. સાંજે તે પુસ્તક મુકુલરાયે લીધું અને આ પરાયો પત્ર તિલા સમક્ષ જ મનમાં વાંચ્યો.

પણ મુકુલરાયે, કશું પણ કહ્યા વગર ફક્ત એક માર્મિક અને વેધક નજર જ તિલા પર નાંખેલી. તિલા તે નજરના ખંજર તળે બેહોશીથી તાબે થઇ ગઇ અને પછી તિલાની જુવાનીના ઘૂંઘટ-ઘેરા વચ્ચે રમતું ઊર્મિ-કૌવત કાંઇક ટાઢું પડયું, કંઇક શરમાયું પણ ખરું !

મુકુલરાયે મૌન સેવ્યું, તિલાએ એ મૌનની પછીત પાછળ ઊભી, ચડતી ઉતરતી સંતલસો સેવી. મૌનના સંયમમાંથી સરતો ધુત્કાર ગલોલીની ચોટ કરતાં પણ ચાપટ નીવડ્યો. તિલાને થયું કે એ મુકુલરાયના પગમાં પડી એની ક્ષમા યાચે; એને થયું કે મુકુલરાય જો બે અડબોથ આપી દે તો એના જીવનની મેલી ખોળ થોડી ચે, સંસારીની નજરે, ધોવાઇ જાય ! પણ આ તો સંયમી વેર, અને માર ! એ તો સંસારના સુખનું ધાવણ પણ કથળાવી નાખે ! મુકુલરાયનું આ મૌન આગલાં જીવતરના ઓછ-સારા ઉથલાવશે તો ? તો એને ઊભવાનો આરો ક્યાં રહેશે ?

અને છતાં ય મુકુલરાયે એ પાંતીનો એક સખૂન પણ ન ઉચ્ચાર્યો ! રોજની નરમાશ, રોજનું પ્રેમાળ હાસ્ય, અને રોજનો અવિરત વ્યવહાર એ બધાં સાહજિક સ્વરૂપે સરતાં જ હતાં.

તિલા વિચારમાં પડી ગઇ. મસાણમાં થંભેલું ઠૂંઠું સૂકી ઊર્મિની દોરને 'મોત' એવું કંઇક લખે તેમ તિલાના બેવડા હૈયાએ મુકુલરાયના જીવન-કેનવાસ પર એવું કંઇક લખ્યું કે જેની ભાષા એનાથી પણ અણજાણ હતી. આ ભાષા ડંખની હતી, અને ડંખ જ એ ઉકેલી શકતો.

બસ, હવે તે આ ઘરમાં એક ઘડી પણ નહિ રહી શકે! એનું દિલ ડંખતું હતું પણ એના પ્રેમની અતલસ અધૂરી ભરેલ હતી. એ કોર એને કોઇ પણ હિસાબે પૂરી કરવાની હતી!

૪

એક મધરાત ભાંગતી હતી, અને કાળને ગોખલે તારાઓ એની તેજલ વાણીને ધીમે ધીમે બોલતા હતા; આકાશગંગાના કિનારા પર કોઇ એકલડોકલ તારો કૂંળા કિરણની આંગળીએ અનંતનો તંબુરો બજાવતો હતો, બધું શાંત હતું!

એ વખતે તિલા જાગી. મુકુલરાય પડખેના ખંડમાં સૂતા હતા, અને ચાર વર્ષનું ઓરમાન બાળક તિલાના હુંફાળા પડખામાં સગી જનેતાનું હેત માણતું સૂતું હતું.

તિલાએ ઊઠીને ચારે બાજુ જોયું. બાળક અખૂટ નિર્ભયતામાં ઘોરતું હતું. તેણે ધીમે પગલે ચાલી સાંકળ ખોલી, અને પાછી વળી. એના જીવનમાં અત્યારે પ્રણયનું મહાભિનિષ્ક્રમણ જાગ્યું હતું. ફક્ત ફેર એટલો જ કે આ મહાભિનિષ્ક્રમણ પરિણીતા અને પતિ વચ્ચેના જીવનસંગ્રામમાંથી જાગ્યું હતું. પણ તેમાં જીવનત્યાગ તો હતો જ!

જતાં જતાં તેણે બાળકના મુખ પાસે પોતાના હોઠ લંબાવ્યા. અંધારામાં ચે પરવાળાની શાંત પ્રભાએ ઝગતા એ હોઠની કનાતમાંથી બે ચુંબનબિન્દુ સરી પડ્યાં. એનો મીઠો ધીરો બચકારો અંધકારની ગરીબ કોથળીએ પોતાનામાં ભરી લીધો,-પ્રકાશતી કૌમુદી પ્રેમનાં વખત કહેવા માટે, કે મારી છાયામાં માતૃવાત્સલ્યનાં

જતાં જતાં એ સૂતેલાં બાળકના આર્દ્ર હોઠ-સ્પર્શ સિવાય એની પાસે બીજો કોઇ બચકો નહોતો; એના એ ગોરા મુદિત કપોલ પર એ નિદ્રાળુ શિશુની સ્પર્શપાંદડી એવું અંકન મૂકી ગયેલી કે જેની જીવંત ઝાંય અને એ વચ્ચે પુરાએલું ઉઠાવદાર ખંજન પેલો શિલ્પી-ચંદ્રમણિ અનંત મથામણો પછી પણ ન વાંચી શક્યો.

તિલ્લાએ અને તેના પેલા લહેરીલાલા પ્રેમિકે જુવાનીની સ્વપ્નનગરીમાં સ્વચ્છંદ-સ્વરૂપે આથડવાનું શરૂ કર્યું. પ્રણયના બીબા પર ચઢેલી યૌવન-શાહીએ એક માનવ આર્ટપેપર ઉપર સુંદર અને સુરેખ છાપી કાઢ્યું. તિલ્લાને પુત્રી જન્મી, તે પેલી શ્વેના. એ તો દેખીતું છે કે યુવાનીની શાહી ઊતરી ગયા પછી જીવનના ફરમા ઝાંખા છપાય છે, પણ જે છપાય છે તે તો કલામય અને સુવાચ્ય જ હોય છે.

પેલા લહેરી લાલાએ એવી કોઇ મદમય શાહી ખપી ગયા પછી ખસી જવા વિચાર્યું, અને તે ખસી ગયો. એણે કોઇ બીજો આર્ટ-પેપર બગાડવો શરૂ કર્યો હશે. પણ તિલ્લાના છપાયલા જીવન-ફરમે તો માનવસમાજની તોતિંગ ફાઇલ સાથે જ બંધાયે છૂટકો.

તિલ્લા નિરાધાર થઇ ગઇ. એની પાસે કોઇ પેટગુજારાનું સાધન ન હતું, કે એની પાસે કોઇ કલામય હુન્નર ન હતો. હતું માત્ર દેવે દીધેલું સ્વચ્છંદ ઉપયોગવાનો સૌન્દર્ય. એણે માનવ-સમાજની બજાર જોઇ લીધી. આ બજારના હાટ વચ્ચે કદાચ સૌન્દર્યનું આ હાટ કોઇ મોટી પેઢી પણ જમાવી દે.

પણ આ બાળકનું શું? એને પણ એ જ સ્વભાવ અને સંસ્કારમાં પલોટવાનું. અને એણે ઘૂમવા માંડ્યું, પુરુષના પડછાયા-થી પણ ડરીને! જેમતેમ એણે માગીભીખીને ગુજારો શરૂ કર્યો.

અને જ્યારે સાતેક વર્ષની શ્વેતાને લઇને આ જ ગામમાં પાછો પ્રવેશ કર્યો ત્યારે એણે આવતાંવેંત શિલ્પકાર–ચંદ્રમણિનું બારણું ઠોક્યું. શ્વેતાને શિલ્પકારને ત્યાં મૂકી દીધા પછી એ હળવીફૂલ બનેલી. હવે તે સ્વતંત્ર હતી, પણ એટલી જ નરમ અને નમ્ર.

અત્યારે એ કલાનું અજબ નિર્માણ બની હતી. શિલ્પીની નજરે પ્રતીક, અને એના આત્માની નજરે કરુણતા.

૫

પલવારના પલટા જેવું આ પ્રસંગપટ એની પાસેથી પસાર થઇ ગયું. અને પ્રસંગોના નિઃસીમ વહેણ પછી એ પૂતળાં તો એ ને એ જ! ફક્ત સ્થિતિભેદ! પહેલાંનો અફસર મુકુલરાય મટીને માંદગીની ધરતી ચાટતો અસહાય મુકુલરાય, અને વિશાળ બંગલાને બદલે એક દુર્ગંધી કોટડી!

અને કાળની યે કાંઇ બલિહારી! અનંત ઘાંટે ફૂંટાતાં હૈયા આ જ જીવનમાં આવા અણધાર્યા અકસ્માતો પછી યે એની મેળે પાછાં ભટકાઇ જાય! ભલે નવતરરૂપે, પણ સંયોગ, વિયોગ અને મહયોગ આવી શાશ્વત ઘટમાળના ફેરા પર ફરતાં હશે ત્યારે એ ઘૂમણુ કેવું નિર્નાદમય હશે!

એની પાસે હવે વધારે સમય વિચાર કરવાને ન હતો. દર્દી વેદનામાં વધુ ને વધુ દબાતો જતો હતો, અને પુત્ર નિશ્ચેષ્ટ થતો જતો હતો.

તેણે મુકુલરાયના કપાળ પર હાથ મૂક્યો. તાળવું એકદમ તપતું હતું. નિરાધારીપણામાં આવો મુલાયમ સ્પર્શ થતાં તેની લાગણીમાં જીવ આવ્યા જેવું થયું અને તેણે આંખો ઉઘાડી તો વર્ષો પહેલાંની મસ્ત નિશા આર્જવભાવે અને રોતી સૂરતે બેઠી હતી.

મુકુલરાયને એ દૃશ્ય સ્વપ્નવત્ ભાસ્યું. ઘડીભર એને એ ન માની શકયો. પણ એ દૃશ્યની ચકાસણી માટે એણે પાણી માગ્યું, અને જ્યારે તિલાએ એ આપ્યું ત્યારે એને ખાતરી થઇ કે વર્ષોની વિયોગણ એની જીવનયોગિની તિલા એના દર્દના તાર પર અશ્રુઅંગુલીથી કોઇ કરુણ સૂર મિલાવી રહી છે.

પણ ત્યાં તો પુત્રના નાકડામાંથી એક ભીંસાતો ઘર્ઘરાટ આવ્યો. તિલા એની પાસે દોડી તો એના આત્મસૂરમાંથી જીવન-વિદાયનો સ્વર ગૂંગળાતો અને ઠરડાતો નીકળતો હતો. તિલા પુત્રની શાશ્વત વિદાયની ઘડી સમારવાની તૈયારી કરવા લાગી.

અને પુત્રનો જીવનદીપ ઓલવાયો. તિલાએ શબવત્ મુખની મરેલી છાયા પર વર્ષો પહેલાંનું અણીશુદ્ધ ચુંબન-અંકન એવા જ સ્નેહલ ભાવે જ્યારે જોયું ત્યારે એના હૈયાના ડૂસકાએ મુક્ત રુદનનું રૂપ લીધું. પણ એ રુદન સામે છેડો વાળનાર દર્દીના ચડતા શ્વાસ સિવાય કોઇ ત્યાં નહોતું.

મૃત્યુની અંધારીમાં ડૂસકાં અને આંસુને નીરવ ચેતના મળે છે: તિલાને આ કરુણ મોતમાં ડૂસકાં અને આંસુને શણગારવાનો મોકો મળ્યો.

નિઃસહાય દશામાં તિલાએ કેટલાકની દયાળુ મદદથી પુત્રને અવલમંજલ પહોંચાડ્યો. પણ તે મુક્ત રુદનથી રહી ન શકી, કારણ કે મુકુલરાયની માંદગી એની છાતી પર ઝુકાઇ હતી.

ઘણા દિવસની અચ્છી સારવાર પછી મુકુલરાય બેઠા થયા. તેમણે પોતાની આસપાસ તિલાનો મુલાયમ સહચાર જોયો, પણ પુત્રને ન જોઇ શકયા. પણ જ્યારે પુત્રના મૃત્યુ વિશે એણે એની ભાગેડુ પત્નીના મુખેથી જાણ્યું ત્યારે એની ગમ ગીતી ગૂંચવાઈ ગએલી દેખાઇ. શોક ઘેરો રંગ ન ધારી શકયો, તેમ અંતર નરમ રંગ પકડી ન શકયું. વાદળની કિનાર પરથી વિદાય

લેતાં સંધ્યાતેજની વૃદ્ધ કલગી ખરી પડી, અંધારદોલા રાત્રિનાં ઝરણમાં ક્યાંક અદશ્ય થઇ જાય તેમ મુકુલરાયનો જર્જરિત શોક તિલાની હાજરીમાં ક્યાંક સંતાઇ ગયો. પણ એના ઓછાબોલા સ્વભાવ પાછળ પુત્રશોકનું શલ્ય ધીમે ધીમે ચાડકીને લપકારા તો આપતું જ હતું.

નાની કોટડીની અગાસી પર એ પછી તેઓ બન્ને બેઠાં હતાં. શહેરની વિખરાતી પ્રભા પર સંધ્યાજીવનનું કિરણ બેસીને માનવજીવનનું તટસ્થ અવલોકન કરતું હતું. વાતાવરણની રંગીન ચિત્રાવલીમાંથી ગેબી ટુહુરવ ઊઠતો હતો.

" તમે જરા બેસો તો હું નદીકિનારે એક રોપ વાવવાનો છે તે વાવી આવું." તિલાએ મુકુલરાયને એના પુત્રની બારમ પર એક ફૂલછોડ રોપવાનું સંભારી આપ્યું.

" હમણાં તો હું યે બહાર નથી નીકળ્યો તો તું કહે તો સાથે આવું." મુકુલે રજા માગી.

" જરૂર, ચાલોને, પગ મોકળો થશે."

અને બન્ને જણાં સર્પાકારે વહેતી નદીની વેળુમાં આવ્યાં. નિમાણા રેતીના ઢગ પર કોઇ કોઇ પગલાં રોકાઇને રંગત લેતાં હતાં. વિશાળ પોતાનું ઉદાર ઉદર રાખીને પોઢ્યું હતું, અને વિશ્વની તવારીખની કેટલા યે નોંધો લેતું હતું.

તિલા બારમના એક ઘાસેલા ઢગલા પાસે આવી. એના હાથમાં એક ચળકતા લીલા રંગનો રોપ હતો. પુત્ર-બારમની ભોમ પર બન્ને એકલા એકલાં, નીરવ આંસુની ઝારીએ એક રોપ રોપતાં હતા. હજુ થોડો વૃદ્ધ પ્રકાશ હતો એટલે એના તેજમાં બંનેના મુખભાવો કળાતા હતા.

તિલાના મુખ પર કરુણા કોળાઇને સુડોલ બની. તેના ગાલો પર રમતી પેલી જીવંત ઝાંય અને ઉદાવદારે ખંજન કરુણાના

અમિત રસાયણમાં મલકાટે ચગ્યા.

અને એ વખતે થોડાં કદમ દૂર એક કોઇ ઘેલા જેવો આદમી આ જ મનોભાવને સંઘરીસંઘરીને હૈયામાં ઉતારતો જાણે ઊભો હોય તેમ લાગતું હતું. જીવનચર્યાનું તપ જાણે તેને અમોલી પળોમાં ફળતું હોય અને તેનું પ્રત્યક્ષ દર્શન થતું હોય એમ તે એકીટશે આ બન્નેને જોઇ રહ્યો હતો.

પછી તે એકદમ મૂઠીઓ વાળીને દોડ્યો, અને એક ઝાડીમાંથી કોઇ ભારે નિર્જીવ વસ્તુને ખેંચી બહાર લાવતો હોય તેમ લાગ્યું.

એણે હળવેકથી એ વસ્તુને રેતીના પટ પર ઢાળી. નરમ પ્રકાશમાં એની સ્નિગ્ધતા ફાલી ઊઠી. અઘોર કાલની દિશાઓ વટાવીને કોઇ જોગંદરની માતા અમોઘ આશીર્વાદના અમૃતે આવી હોય એવી એ જડ વસ્તુની મુખપ્રભા હતી. કોઇ અધૂરા શિલ્પ જેવી એ લાગતી; કોઇ સ્ત્રીનું હોય તેવું. એમાંથી મેનાવતીની મૂર્તિ કંડારાવાની હતી જેણે જગતને એ અમર સર્જન નજર કર્યું હોત તે તો હવે પાગલ હતો. તે જ એને ઝાડીમાંથી અહીં જાણે નિર્દયપણે ઘસડી લાવનાર. તે જ ચન્દ્રમણિ.

ટાંકણા અને હથોડીનો રૂપેરી રણકાર રેતીના ઢગ માથેથી ઊઠીને નિર્જન આરો ભરવા લાગ્યો, અને ત્યાં ભસ્મશય્યા પર રોપનું રોપણ થતું હતું.

ઝાંખા રંગની સફેદ વાદળની કરચલીઓ પર એકાદ તારો દેખાવાની તૈયારીમાં હતો; એનું ઝાંખું તેજ, શિલ્પકારનો રણકાર, અને તિલાના ગલ મેનાવતીના અખંડ રુદનની આરતીમાં કલામય દીવેલ પૂરી ચંદ્રમણિનું અધૂરું કાર્ય પૂરું કરતાં હતાં.

શિલ્પ પર એ ગલની નમણી ઝરણી બેસી ગઇ, અને

ઝરૂખામાં બેઠેલી મેનાવતીનાં ટપકતાં આંસુની કારુણી રણઝણી ઊઠી. બાલુડા જોગીના ગોરા વાંસા પર જનેતાનાં જતન, આંસુના ઝંકારે કિલોળી ઊઠ્યા. અલખની અમર ધરતીને વરવાને સ્નેહવતી જનેતાએ થીજેલા થાનેલામાંથી વોળાવિયા વહેતા કર્યા. તિલાના ગાલ પર, ગોપીચંદની એ મોહભરી માતાએ માતૃત્વનો ખરીતો ચાંપીને પ્રેમ અને પરિત્યાગ જાણે કાયમ કર્યો હોય એવી સંતાપભરી શોકરેખા થીજેલી હતી. શિલ્પીની ચપળ હથેળીએ એને પાડી વાડી.

અને એ બંને ઊઠીને ઘર તરફ ચાલ્યા. વૈરાગીની ઝોળામાંથી ખરી ગએલા ગેરૂ જેવી એ સાંજમાં જળના તરંગો ભળીને ભવ્ય બનતા હતા.

ઘાટ ઉપરથી એ વખતે બે છોકરાં, એક શ્વેતા અને બીજો નિરંજન, આ બંને જણાંને આડે ઊતર્યાં. છોકરાંનું ધ્યાન તરંગો તરફ હતું. તિલાએ શ્વેતાને જોઇ. તે ધડકી ઊઠી. મુકુલે એ ગભરાટ, એની શાંત પણ પૃચ્છક દૃષ્ટિથી માપી લીધો.

એક જ રેખાના પડદા પાછળ બે સ્ત્રી–આત્મા ! એને શંકા થઇ–જાણે મા અને દીકરી !

મુકુલે એક ગંભીર-માર્મિક સ્મિત તિલા તરફ ફેંક્યું. કરુણતા અને સ્મિતની ચીપો વચ્ચે હૃદયને દબાવીને તિલા પુત્રી-વિયોગના રાજિયા ગાતી હોય તેમ થયું.

અને એઓ સંધ્યાના ૨૬ તેજરતી બિંબ આડે શહેરની પગદંડી પર પડી ગયાં.

તિલાએ ધીમેકથી શ્વેતાનો પાલવ, પાછળ વળી, જોઈ લીધો.

કુદરતે ફક્ત કલાનો એક અંશ વેરવા જ આ ઘટના સમારી હશે !

પોરબન્દર

ભાઈલાલ પ્રભાશંકર કોઠારી

# વેદાન્તી કવિ અખો

[ અનુસંધાન પૃ. ૩, ડીસે. '૩૮ના અંકના પૃ. ૫૫૪થી ]

## અનુભવબિંદુ

**આ** ખેગીતાની બ્રહ્મવિદ્યાના મહાસાગરના તરંગોમાં મસ્તપણે અવગાહન કર્યા પછી આપણે હવે મેઘનાં ફોરાં જેવા અનુભવબિંદુના અનુભવમાં આવીએ છીએ. એ ગ્રંથનું એક જ લક્ષ્ય છે કે 'સત્ય સત્ય પરમાતમા, હું નહિ' અર્થાત્ જીવત્વ એ આભાસ છે, શિવત્વ એ પરમ સત્ય છે. આ ધ્યેયને અનુલક્ષીને આપણી આગળ નીચેના મુદ્દા ફરીથી રજૂ થાય છે માટે અહીં સંક્ષેપમાં મૂકયા છે.

૧. ગુરુદેવનાં ચરણકમળ સેવતાં હરિ તુર્ત મળે છે.

૨. પરબ્રહ્મ આખા ય વિશ્વમાં સર્વવ્યાપી (Immanent) છે.

૩. જે જીવનમુક્ત છે તે દરેક વસ્તુ સર્વાત્મભાવે જુએ છે. તેને એક ઠેકાણેથી બીજે ઠેકાણે જવાનું નથી, કશું કહેવાનું નથી; તેને કશું આઘે કે પાસે નથી; ઊંચ કે નીચ, અધિક કે ન્યૂન, જીવન કે મૃત્યુ, સ્થૂળ કે સૂક્ષ્મ, મહાત્મા કે અલ્પાત્મા, વેત્તા કે વિજ્ઞાન, ગુરુ કે શિષ્ય-આ સઘળાં દ્વંદ્વોથી તે પર છે. કારણ બ્રહ્મ આ સઘળાનું પ્રભવસ્થાન છે એમ તેણે પ્રીછ્યું છે.

૪. કર્મોની જંજાળમાંથી છૂટવું જોઇએ કારણ કોઇ માણસ એક પાત્રમાંથી બીજા પાત્રમાં અંધારું ઉલેચી નાખતો હોય કે આકાશકુસુમ ઘેર ઘેર વહેંચતો હોય તેના જેવો એ મિથ્યાચાર છે. એ સર્વ કાયાક્લેશ છે. ષડ્દર્શનનું જ્ઞાન, ગુરુ થઇ પૂજાવાનો વ્યવસાય, કે રાજાઓ પણ પોતાને નમે એવી કવિત્વશક્તિ કે કર્ણથી ય મોટી દાનવીરતા—જ્યાં સુધી વાસનામુક્તિ નથી ત્યાં સુધી એ સૌ જીવની ઘેનમય સ્થિતિ છે.

૫. મોટા મંદિર બહાર, ચાર દિશ કાચો ઢાળ્યા,
નીલ પીત બહુ રંગ, ઢંગના ભેદો ભાળ્યા;
ઊગ્યો શશી કાં સૂર, દૂરથી અતિશે ઝળકે,
દેખાડે બહુ રૂપ, ધૂપ વિવિધ પેર ચળકે.
આખા ઉપર અવલોકતાં, તહાં તેમનું તેમ છે;
તેમ ત્રિલોકી જાણજે, એક વસ્તુ વડે એમ છે.

આમ જીવ, ઈશ્વર અને બ્રહ્મના સ્વરૂપની આપણને ફરીથી અહીં ઝાંખી થાય છે.

૬. બ્રહ્મના જુદાજુદા ઘાટ જોઇ તેનાથી ભૂલાવામાં પડવાનું નથી. પિંડ તે જ બ્રહ્માંડ છે. સ્થૂળ છે તે જ સુક્ષ્મ છે. જેમ નારી-કુંજર નારી દેહાકૃતિઓથી ભરપૂર હોવા છતાં પશ્ચાદ્ ભાગે તો એ કુંજર જ છે તેમ બાહ્યસૃષ્ટિ સમષ્ટિરૂપે દેખાવા છતાં એ સૃષ્ટિનું જ સ્વરૂપ છે. (It is a many in one, one in many) નારીકુંજરના દૃષ્ટાન્તમાં પૂતળીઓ તે જીવો અને કુંજર તે સગુણ બ્રહ્મ છે અને કેવલ્યતત્ત્વ-નારીકુંજર ચીતર્યું પોત, પોતે નિર્ગુણ બ્રહ્મ છે.

૭. આ અનુભવ (Realisation) શિવે પાર્વતીને, વસિષ્ઠે રામને, જનક વિદેહીએ શુકદેવને, નારદે વ્યાસ મુનિને અને કૃષ્ણે અર્જુનને કરાવ્યો છે. અક્ષર કે માનવી એ અનુભવ વિના નિર્ધન જેવા છે.

આટલા મુદ્દાઓમાં અનુભવબિંદુનું સારસત્ત્વ સમાઇ જાય છે. 'જ્ઞાનીને કવિમાં ન ગણીશ' એમ અખાએ ભારપૂર્વક કહેવા છતાં પણ અખેગીતામાં ઠેકાણે ઠેકાણે આપણે કવિતાના સદ્અંશો જોઇ શકીએ છીએ. અનુભવબિંદુની ભાષા જોતાં અખાની બહુશ્રુતતાનો, એના કવિત્વનો અને એના પાંડિત્યનો આપણને સહજ ખ્યાલ આવે છે. અનુભવબિંદુ કાવ્યદૃષ્ટિએ એના આખા ય સંગ્રહમાં (છેક છેવટનાં પ્રસિદ્ધ થયેલાં કાવ્યો સિવાય) સૌથી ઊંચું છે એમ લાગે છે.

### પંચીકરણ

હવે આપણે અખાના પંચીકરણ નામના વેદાન્તના બીજા એક અતિ મહત્ત્વના ગ્રંથ ઉપર વિચાર કરીશું. પંચીકરણ એટલે The Science of Ontological Cosmos અથવા જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લયની પ્રક્રિયા–વિષયક શાસ્ત્ર. શ્રીયુત નર્મદાશંકરભાઇ જે રીતે આ ગ્રંથ સમજાવે છે તેનો આ સાર છે.

બ્રહ્મના જ્ઞાનનો પ્રતિપાદક વેદભાગ તે જ્ઞાનકાંડ અને તે જેમાં સમાયેલો છે તે વેદાન્ત નામથી ઓળખાય છે. આ જ્ઞાનકાંડનાં વેદાન્તવાક્યોને ઉપનિષદ્ એવું નામ આપવામાં આવ્યું છે, એ વાક્યોનું તાત્પર્ય સમજવા માટે જે ત્રણ ગ્રંથો લખાયા છે તેને પ્રસ્થાનત્રયી એ રીતે ઓળખવામાં આવે છે. આ સર્વેની જેમાં એકવાક્યતા થયેલી છે તેને બ્રહ્મસૂત્ર કહેવામાં આવે છે. આવી એકવાક્યતા કરનાર આદ્ય શંકરાચાર્યને વેદાન્તશાસ્ત્રના ઉદ્ધારક આચાર્ય માનવામાં આવે છે.

પંચીકરણ એ વેદાન્તશાસ્ત્રનું એક પ્રકરણ છે. પ્રકરણ શબ્દ અહીં એના વિશિષ્ટ અર્થમાં વપરાયેલો છે. ટૂંકામાં પ્રકરણ એટલે અમુક વિષયને સિદ્ધ કરતો એક ગ્રંથ. છાન્દોગ્ય ઉપનિષદમાં જગતની પ્રક્રિયા પૃથ્વી, જળ, અને તેજ જે સદ્બ્રહ્મમાંથી પ્રકટ થયાં છે તેના ત્રિગુણીકરણ ઉપર રચવામાં આવી છે.

મુનિ ઉદ્દાલક પોતાના પુત્રને સમજાવે છે કે આ જગતના પદાર્થો આ ત્રણ ભૂતોમાંથી પ્રગટ થાય છે, તેમાં જ સ્થિતિ ધારે છે, અને તેમાં જ લય પામે છે; અને આ નિયમ જેવો પિંડમાં ચાલે છે તેવો જ બ્રહ્માંડમાં પણ ચાલે છે. આ સઘળાં, આ ત્રણ ભૂતનાં મિશ્ર કાર્યો, જીવ-ચૈતન્યના પ્રેરક બળ વડે અનેકાકાર થાય છે, અને જીવના અનેક પ્રકારના ભોગોને સિદ્ધ કરે છે. આ જીવ ચૈતન્યનો આત્મા તે મૂળનું સદ્બ્રહ્મ છે અને તેથી એકાત્મભાવના અનુભવ વડે જે જીવાત્મા આ જગતના મૂલ કારણ સદ્-બ્રહ્મમાં એકરૂપ થાય છે તે આ બ્રહ્મવિદ્યાને જાણે છે, એમ કહી શ્વેતકેતુને ઉદ્દાલક મુનિ 'તે' (तत्) એટલે જગત-કારણ સદ્બ્રહ્મ, તું (त्वम्) 'છે' (असि) એ પ્રકારના મહા-વાક્યનો ઉપદેશ કરે છે. તૈત્તિરીય ઉપનિષદમાં પણ પંચીકરણના પ્રકરણનું બીજ છે.

પંચીકરણ એ એક પ્રક્રિયા છે જેનો ઉપયોગ સચ્ચિદાનંદ બ્રહ્મતત્ત્વ એ ત્રિકાલાબાધિત સત્ય વસ્તુ છે, આ દૃશ્ય જગત એ બ્રહ્મને ઓઠે પ્રકાશે છે પરંતુ તે સ્વતંત્ર સત્તાવાળું નથી અને તેથી તે મિથ્યા છે અને એ જગતનો અનુભવ કરનાર દેહધારી જીવ ખરી રીતે બ્રહ્મરૂપ જ છે એ પ્રકારનું જ્ઞાન થવામાં છે. પરંતુ એ જ્ઞાનમાત્રથી જ મોક્ષ મળી જતો નથી એ ધ્યાનમાં રાખવાનું છે.

આ પંચીકરણ પ્રક્રિયા પ્રણવવિદ્યા સાથે સાધનરૂપે જોડાયલી છે. અખો આ વસ્તુ 'પંચીકરણ'ની નેવુંથી બાણું સુધીની ચોપાઈમાં જણાવે છેઃ—

તે ઓંકાર અચિન્ત્ય અકોર, તે ત્રિધા થાય અવાચ્યને જોર.

આજ વસ્તુનો ઉલ્લેખ શરૂઆતમાં પણ છે, જેમ કે,

વસ્તુ વિરી સ્વભાવે શૂન્ય જેમાં પ્રણવની ઊઠે ધુન્ય,
એ ઓંકાર ભણો ત્રિવર્ગ, તત્ત્વ બધાં તેનાં ઉપસર્ગ.

આ 'ઓંકાર' શું છે અને એને માયા સાથે કેવો સંબંધ છે તે જાણવું આવશ્યક છે.

'પિંડ-બ્રહ્માંડનો વિવેક કરવામાં ઉપયોગીઓ પ્રણવને આલંબન તરીકે લે છે. આપણી નૈસર્ગિક શ્વાસ-પ્રશ્વાસની ક્રિયાથી પ્રગટ થતા ધ્વનિને સકાર અને હકારના યોગવાળો સોઽહમ્ શબ્દ કહે છે. તેનો અર્થ 'તે ચૈતન્ય પરમેશ્વર હું છું' એવો થાય છે. એ વાક્યમાંથી વ્યંજનભાગ બાદ જતાં માત્ર ૐ નામનો કેવળ મૂર્ધભેદી શબ્દ રહે છે જેને પ્રણવ-શબ્દ કે પરબ્રહ્મનો વાચક શબ્દ કે નાદબ્રહ્મ કહે છે.

અખાના કહેવા પ્રમાણે માયા 'અણછતી' એટલે બ્રહ્મમાં છૂપાયલી રહે છે. પછી બ્રહ્મનું તેજ માયામાં પડતાં માયા આ ૐકાર દ્વારા સૃષ્ટિસર્જન આરંભે છે, એટલે કે ૐકારનું કામ માયાને વશવર્તી રહેવાનું છે. અખો કહે છે કે—

તે ઓંકાર ભણો ત્રિવર્ગ તત્ત્વ બધાં તેનાં ઉપસર્ગ.

× × × ×

તે ઓંકાર અચિન્ત્વ અંકોર ત્રિધા થાય અવાચ્યને જોર.

એટલે ૐની અ ઉ મ એ ત્રણ માત્રાઓની સહાયતાથી સત્ત્વ, રજસ્, તમસ્ એ ત્રિગુણ સ્વરૂપ ધારણ કરી વિશ્વની ઉત્પત્તિ કરવાનું કાર્ય ૐકારનું છે.

આ પ્રણવમંત્રને આથી વધુ વિસ્તૃત રીતે શ્રી નર્મદાશંકરે સમજાવ્યો છે જે જિજ્ઞાસુઓ એમના ગ્રન્થમાં વાંચી શકશે.

## અખાના છપ્પા

તિલક કરતાં ત્રેપન વહ્યાં, જપમાળાનાં નાકાં ગયાં;
તીરથ ફરી ફરી થાક્યા ચર્ણ, તોય ન પહોંચ્યા હરિને શર્ણ;
કથા સુણી સુણી ફૂટ્યા કાન, અખા તોય ન આવ્યું બ્રહ્મજ્ઞાન.

વગેરેથી અતિ લોકભોગ્ય થયેલી અખાની બોધપ્રધાન કવિતા લગભગ સાડી સાતસો છપ્પા જેટલો લાંબો વિસ્તાર રોકે છે. કવિએ એને જુદાં જુદાં ચુંવાલીસ અંગોમાં વ્હેંચી નાખી છે છતાં એક અંગમાં જણાવેલા વિચારો બીજામાં ન જ આવે એવું નથી. એ છપ્પામાં અખાએ એના સંતદિલની વરાળ કાઢી છે. જગતના કુવ્યવહારોથી એ સમસમી રહ્યો હોય છે ત્યારે છપ્પારૂપી જ્ઞાન-ચાબખા એ જ એનું સહાયક અંગ બની રહે છે. એ છપ્પામાં રૂઢ ધાર્મિક સંપ્રદાયોના દોષો, અને તેનું નિવારણ, બ્રહ્મવિદ્યાપ્રતિપાદનનાં સાધનો, બ્રહ્મવિદ્યાના સિદ્ધાંતોનું પ્રતિપાદન અને ટૂંકામાં બ્રહ્મવિદ્યાફલવર્ણન-આટલી બાબતો સમાયલી છે. એ જ્ઞાન-ચાબખા એવી રીતે અખો મારે છે કે તે વાગતા નથી અને છતાં ય જેને માટે એ યોજાયા છે તેને તેની ચોટ આબાદ લાગે છે. બીજા ભગતના ચાબખા તમે કે હું એક વખત ખાધા પછી ફરીથી ખાવાનો ભાગ્યે જ ઉત્સાહ ન્હાતાળીએ એવી એની નરી ગામડી અને ઉલાળુ ભાષા છે. અખાની ભાષામાં એ bhlo ઢંગ નથી એ એની વિશિષ્ટતા છે. ખોટી વસ્તુનો એ માત્ર ઉપહાસ કરે છે અને એ સાધન એને આબાદ કામ આપે છે.

સાચા સદ્‌ગુરુની શોધમાં જતાં એને કેવળ બ્રહ્મચારી ગુરુ મળે છે. છેવટે એ ગોકુળ જાય છે અને મનના સમાધાન ખાતર ગુરુ કરે છે પણ તેનો વિચાર જે સ્વતંત્ર હતો તે 'નગુરો" એટલે ગુરુ સ્વભાવવાળો ન રહ્યો.

કહે અખો હું ઘણુંએ રટ્યો, હરિને કાજે વન આવટ્યો,
ઘણાં કૃત્ય કર્યાં મેં બાહ્ય, તો યે ન ભાગી મનની દાઝ,
દર્શન વેશ જોઈ જો રહ્યો, પછી ગુરુ કરવાને ગોકુળ ગયો,
ગુરુ કર્યા મેં ગોકુળનાથ, ગુરુએ મુજને ઘાલી નાથ,
મનને મનાવી સગુર થયો, પણ વિચાર નગરાનો રહ્યો.

અંતરમાં અવિદ્યાના થર બાઝ્યા હોય અને બીજાને જ્ઞાન આપે તેથી શું વળે? જેમ દહીં વિનાનું એકલું પાણી વલોવવાથી કશું વળે નહિ તેમ અંતરમાં પ્રકાશ થયા વિના માત્ર 'બ્રહ્મ' 'બ્રહ્મ' કરે એથી કંઇ પત્તો ખાય નહિ. એ વિશે સાચો માર્ગ બતાવતાં કહે છે કે

પ્રપંચ પારે રહે છે રામ, સદા સર્વદા ન્યારૂં ધામ;
તે વડે ચાલે આ સંસાર, આગમપાઈ તે નિરધાર.
અખે રામ ઓળખિયો તેહ, ઉદર અભ્યંતર નાવે જેહ.

\+ \+

શબ્દજાળ કરમના ગ્રંથ, એમાં સાર ન લાધે અંત;
સાચું સાધન જે કો કરો, વાગવિલાસ સકળ પરહરો,
શબ્દાતીતને જાણે જેહ, અખા સાચું સાધન એહ.

\+ \+

શબ્દજાળ માયાનું કુડ, ત્યાં નરપશુ પડે મતિમૂઢ;
શણગારી વાણી સૌ ગાય, ત્યાં મોહ્યા જીવ સાંભળવા જાય;
અખા શું વાંચ્યું સમજ્યો કશું, જેમ આંખનું કાજળ ગાલે ઘસ્યું.

અને ગુરુ કેવા હોવા જોઇએ?

આપ રામ કહે તે ગુરુ, બીજા ગુરુ તે લાગ્યાં વરૂ,
ધન હરે પણ શોકો નહિ હરે, સંબંધ સંસારી સાચો કરે,
અખા શું સમજ્યો ગુરુ કરી, સચરાચર દીઠા નહિ હરિ.

કારણ

શું સમજ્યો ગુરુ શરણે જઈ, જે થાંભ્ય ઊભ્ય પર વાંરો રહી,
અજ્ઞાન તો રંગે નવ ગયું, વાગ્યો બમ્મ એ અદકું થયું
અખા ઢલાળ્યો ઠાલો હુવો, એ સગુરાથી નગુરો ભલો.

ભક્તિ વિશે તે કહે છે કે સગુણ ભક્તિ મોતી-ઘુઘરી જેવી મનમોદક દીસે છે ખરી પણ તેનાથી અંતરતાપ શમતો નથી. કારણ સાકાર પરમેશ્વરની ભક્તિ જો નિર્ગુણ તત્ત્વની ઉપાસના માટે એક પગથિયા તરીકે માનેલી હોય તો જ તે ઉપકારક છે; નહિ તો તે પણ અત્યારે મંદિરોમાં 'આ મંગળા થઇ, આ રાજભોગ થયા, આ શયનભોગ થયા' વગેરે આચારપૂર્ણ જડ ભક્તિ જોવામાં આવે છે તેની સ્થિતિને પામે છે. માટે જ અખો કહે છે કે—

પાતું સુવર્ણ ને બીજુ મન, તેનું ધોતું ધાતું નોય જતન;
જે મર્મ ખાર અગ્નિને મળે, તો થાય ચોકખું મન પાછું વળે;
મનની કીટી સર્વ ઉપાધી, મનાતીત અખા આરાધી.

જેમ હલકું સોનું માત્ર ધોવાથી શુદ્ધ થતું નથી પણ તપાવવાથી થાય છે તેમ મનની ખરી શુદ્ધિ સગુણ ભક્તિરૂપ ઊંચા સાબુથી કે જડ ભક્તિરૂપ હલકા સાબુથી થતી નથી. તે તો નિર્ગુણ ભક્તિરૂપ સંયમાગ્નિથી જ થાય છે.

ત્યારે ભગવાન કઈ રીતે મળે ?

પ્રોળીને હરિભક્તિ આદરે, તો અંતે પડે સદ્ય વરે,
હું તે કોણ ? હરિ શી વસ્ત ? જે ભાળી અહું જઇ હસી:
એમ ભાળી જપે મળે ભગવાન, નહિ તો અખા વરવોળી ભન.

જ્ઞાનદગ્ધ પુરુષોની ટીકા કરતાં તે કહે છે કે જ્ઞાન-કર્મ ઉભય-થી ભ્રષ્ટ એવા જ્ઞાનદગ્ધો અડધા વધેરેલા ટૂકડાની દશા ભોગવે છે, કારણ તેમનામાં શુદ્ધ જ્ઞાન હોતું નથી છતાં મનમાં સાચા જ્ઞાનીનું ગુમાન રાખે છે.

ઊંચ-નીચનો ભેદ સમજવામાં જ ધર્મ સમાયલો છે એવાઓ પ્રત્યે એ કહે છે કે—

આન સ્વપચ ગૌબ્રાહ્મણ જોય, રામ થકી નહિ અળગો કોય;
તત્ત્વ એક ને ચેતન એક, નામ રૂપ ગુણ કર્મ અનેક.
આપે અખા ચલાવે ખેલ, એમ સમજ પડે તો ઊકેલ;
ઊંચ ખરો તે ઊંચ ન જાણ, નીચ તે નોહે નીચ નિર્વાણ.
ઊંચમાં રામ બમણો નથી થયો, અને નીચ પિંડ ઠાલો નથી કર્યો,
કહે અખો સ્વપ્નામાં બકયો, જેમ છે તેમ જોઈ નવ શકયો.

અસ્પૃશ્યતાનિવારણની ચળવળનાં મૂળ ગાંધીજીમાં જ નથી. એ તો નરસિંહ મહેતા અને અખાના વખતથી નખાયલાં છે. ગાંધીજી તો એ સબળ મૂળિયાંના આધારે અત્યારે એ મહાવૃક્ષના જબરદસ્ત થડરૂપે વિલસી રહ્યા છે.

હવે સાચો પંડિત કોને કહેવો ? એ વિચારતાં અખો કહે છે કે પથ્થરની બે શિલા હોય તેમાં એકને સારી રીતે ટાંકીને ચિત્રામણ કાઢ્યાં હોય અને બીજીને મૂળ જ ધૂળવાળી સ્થિતિમાં રાખી બંને શિલાને પાણીમાં નાખવામાં આવે તો કઇ તરશે ? ટાંકેલી પણ બીજી શિલા સાથે તળિયે જ બેસશે. તેમ પંડિત ભલે ગમે તેટલો ડાહ્યો, શાણો, ગુણજ્ઞ, શાસ્ત્રજ્ઞ હોય પરંતુ બ્રહ્મદર્શનની આર્ષદૃષ્ટિ જેનામાં નથી એવા પંડિત અને સામાન્ય પ્રાકૃત જન વચ્ચે કશો જ ફરક નથી.

અજ્ઞાની જનોના દંભ પ્રત્યે અખાને ભારે સૂગ છે. જ્ઞાની-ના મુકાબલે તેઓ કેવા લાગે છે ?

અનુભવી આગળ વાદ જ વદે, ઉંટ આગળ જેમ પાડો ખદે,
ઉંટ તણાં આધાં મેલાણ, પાડાના તો છડે પ્રાણ.
અખા અનુભવી મગ્નર રૂપ, સાગર આગળ શું બોદે કૂપ ?

આપણામાં કહેવત છે કે 'લાંબા જોડે ટૂંકો જાય, મરે નહિ તો માંદો થાય' તેમ જ્ઞાનીઓની ચાલે જ્ઞાન વિના ચાલવાનો મિથ્યા

દંભ કરવા જતાં જેમ ઊંટની ચાલ ચાલવા જતાં બિચારો પગે ચાલનારો માણસ કાં તો માંદો પડે કે ગુજરી જાય તેવી અજ્ઞાનીની દશા છે. અને આવા અજ્ઞાનીઓનો સંઘ ભેગો થાય ત્યાં શું થાય ?

અંધે અંધ અંધારે મળ્યા, જેમ તલમાં કોદરા ભળ્યા,
ઘંસ ન થાય ન થાય ઘાણી, કહે અખો એ વાતો જાણી;
આંધળો સસરો ને સણગટ વહુ, એમ કથા સુણવા ચાલ્યું સહુ,
કહ્યું કાંઈ ને સમજ્યાં કશું. આંખનું કાજળ ગાલે ઘસ્યું.

આમ સાચી દૃષ્ટિ ન હોય ત્યારે જેમ રામાયણની કથા ગદ્‌ગદ કંઠે સાંભળ્યા પછી એક મુમુક્ષુએ છેવટે કથાકારને પ્રશ્ન કર્યો હતો કે 'મહારાજ, સીતાજીનું હરણ તો થયું પણ પછી પાછાં તે સીતાજી ગયાં કે નહિ ?' એવી હાસ્યાસ્પદ સ્થિતિ ઊભી થાય છે.

આ સંસાર એટલો બધો માયામાં લપટાયલો છે કે તેને અખો ઝાંખરા સાથે સરખાવે છે.

અણસમજ્યો જીવ ને બીજું ઝાંખરું જ્યાં દેખે ત્યાં વળગે ખરું,
પ્રકૃતિ મળે ત્યાં તે અડે, નહિ તો પાછું વાટે પડે,
એમ અખા સપજો સંસાર, ઝાંખરઝોડે કરે વેપાર.

જેમ ઝાંખરું રસ્તે જનારને વળગે છે તેમ માયિક જીવને સંસારના વિષયો વળગે છે. જેટલી સંભાળથી આપણે ઝાંખરું કાઢી દૂર ફેંકી દઈએ છીએ તેટલી સંભાળપૂર્વક રાગરૂપી ઝાંખરું દૂર કરીએ તો પરમપદનો માર્ગ આપણી સામે ખુલ્લો જ છે.

માયાનું સ્વરૂપ અખો નીચેની લીટીઓમાં એટલી સુંદર રીતે રજૂ કરે છે કે અતિ લખાણ થઈ જવાનો ભય હોવા છતાં ય તે અહીં ઉતારી છેઃ

ઝીણી માયા તે છાની છરી, મીઠી થઈને મારે ખરી;
જળની પાળી અજળી નવ થાય, જ્ઞાની પંડિત ને ગાંઠીથી ખાય;
પણ ઝીણો થઈને ઝીણી લહે, અખો સાચી પ્રીત તેની મળે.

ન્હાયા ધોયા ફરે કુટડા, ખાઇ પીને થયા ખુંટડા;
જગત પ્રમોદે જડો થઈ, પણ ઝીણી માયા તે માંહી રહી,
કાયા કરે તે ઝીણાની પક્ષ, તે ઝીણી જડાને કરશે ભક્ષ.

આમ અખાના જ્ઞાનનો વિચાર અતિ ઉચ્ચ, ઠોક મારતા તથા ચિત્તવેધક છે. એની ભાષા એવી પ્રૌઢ અને ગૂઢ છે કે તે સહજમાં સમજી શકાય નહિ. એનામાં પ્રીતમની રસિકતા નથી કે ધીરાની કલ્પનાશક્તિ નથી. પણ ભોજાની મર્મયુક્ત કૌરતાથી એ સંપૂર્ણ મુક્ત છે. એક વાર સમજમાં આવ્યા પછી એ મહાપુરુષ માટે આપણને ખરેખર માનબુદ્ધિ અને ભક્તિભાવ થયા વિના રહેતાં નથી.

અખાના છપ્પા વિશેના આટલા વિવરણથી જ આપણે સંતોષ માનીશું.

## ભાષા અને શૈલી

ગાંધીજીએ જ્યારે ગુજરાતી ભાષા લખવા માંડી ત્યારે એમનો હેતુ એમની વિચારસરણી મોટા વિદ્વાનોથી માંડી એક સામાન્ય ખેડૂત પણ સમજી શકે એ હતો. ગુજરાતી ગદ્યની સ્થિતિ સુધારવાનો એમનો આશય કદાચ હોય તો પણ તે અતિગૌણ હતો. એમનો મૂળ આશય સંપૂર્ણ રીતે ફલીભૂત થયો છે, છતાં આપણે સૌ જાણીએ છીએ કે અર્વાચીન ગુજરાતી ગદ્ય સ્વામીઓમાં એમનું સ્થાન અનોખું છે. એ જ પ્રમાણે અખાનો મૂળ હેતુ રસાત્મક વાક્યવાળી કવિતા રચવાનો ન હતો પરંતુ બ્રહ્મજ્ઞાન પામવાની એની વિચારસરણી પ્રચલિત રૂઢિ અનુસાર કવિતા દ્વારા સાદી ભાષામાં સમાજ આગળ મૂકવાનો હતો. એ પ્રધાન હેતુ સહજ રીતે ફલીભૂત થવા છતાં એની ભાષામાં નૈસર્ગિક રીતે આવતાં કવિતાતત્ત્વો આપણે જતાં કરી શકીએ તેમ નથી. કેટલેક ઠેકાણે તો તત્ત્વજ્ઞાન અને કવિતા દૂધમાં સાકર ભળે તેમ એક બીજામાં એકરસ થઇ રહ્યાં છે. દાખલા તરીકે–

જેમ વર્ષાઋતુ જાય, શરદ્ ઋતુ ફરી દીસે;
દામિની દોડી પલાય, વાય મન મળવા હીસે.
ચહુદિશ ચળકે ચંદ, ફંદ બહુ મનનો ભાગે;
તેમ ભાગે ભવ ભ્રાંતિ, કાંતિ જેમ દ્વિતીયા આગે.
વિમળ વપુ હોય વારિ, ચતુર લિંગ દેખી લહે;
ચિદાકારા ચિન્મય અખા, ધ્યાતા ધ્યેય સમરસ રહે.

( અનુ૦ બિંદુ )

આ માત્ર ઋતુવર્ણન નથી. આધિ, વ્યાધિ, ઉપાધિની આકુળવ્યાકુળ ચિત્તદશાને વર્ષાઋતુની અવ્યવસ્થા સાથે સરખાવી છે. એ ત્રિવિધ તાપને ઠેકાણે શરદઋતુની જેમ શાન્ત મનઃસ્થિતિ અનુભવાય છે. એવી બ્રહ્મસ્થિતિમાં સર્વત્ર એક જ વિરાટ બ્રહ્મનાં દર્શન થાય છે. અને એમાં ધ્યાતા અને ધ્યેય સમરસ બની રહે છે. કેટલી ભવ્ય કલ્પના? કેવો મનોહારી ભાવ? કેટલું સ્પષ્ટ તત્ત્વદર્શન?

ભક્તનાં લક્ષણો ગણાવતાં એ સાદી, સરળ અને રોચક વાણીમાં કહે છે કે

ઉવેખ ન કરે કોઈનો, આત્મા વિલસી રહ્યો,
જેહને ભાગવત ગાયે, ગીતા ઉપનિષદે જે કહ્યો.
ભાઇ ભક્ત તે જે એમ જાણે, જાણીને હૃદયે ધરે,
સ્વામી મારો રહ્યો સઘળે, અહર્નિશ ચિંતન એમ કરે.

( અખેગીતા )

આમાં ભલે ઉચ્ચ પ્રતિનું પદલાલિત્ય, ઝડઝમક કે કવિતા-ચાતુર્ય ન હોય પરંતુ લોકહૃદયને સ્પર્શવાની અને ભક્તિભીનું બનાવવાની અનેરી કલા તો છે જ.

અખેગીતાનું બારમું કડવું પણ આટલી જ સુંદર કવિતા-વાણીથી ભરેલું છે. ઓગણીસમા કડવામાંની કલ્પના ગમે તેવા સામાન્ય જનને પણ બ્રહ્મસ્વરૂપ સમજાવી શકે તેવી છે:

જેમ કાચનું મંદિર રચ્યું, નીલ પીત શુભ શ્યામનું,
તે ઉપર તપ્યો સુર જ્યારે, વિચિત્ર રૂપ ઘણું ધામનું.
કૈવલ્ય-સુરજ તપે સદા, માયા તે મંદિર કાચ,
ઈશ્વર નામ તે તે હતું, થાઈ જીવ થઇ માન્યું સાચ.

:આ રીતે તત્ત્વજ્ઞાનનાં સુક્કાં સૂત્રોને કલ્પનાના રંગે રંગી અખાએ આપણી સામે તેમને મોહક રીતે ખડાં કર્યાં છે. કહ્યું છે કે નિરતિશય ઉલ્લાસની કે પછી દુઃખની ક્ષણોમાં જે કવિતા-ભાવો જન્મે છે તેને કોઇ પણ ગતના બાહ્યાલંકારની જરૂર હોતી નથી. કવિતા એ અમુક સંવેદનનો કલાત્મક આવિષ્કાર છે. જ્યારે એ સંવેદન નૈસર્ગિક હોય છે ત્યારે માત્ર એનો છંદ કે રૂપમાં અવતાર નહિ જેવો પ્રયત્ન માગે છે, કારણ તેનું માનસ-ચિત્ર અતિ સુસ્પષ્ટ અને સુરેખ હોય છે. એથી ઊલટું જ્યારે કવિતા રચવા ખાતર આપણે કૃત્રિમ રીતે એ સંવેદન આપણામાં જગાડીએ છીએ ત્યારે એ ચિત્ર નૈસર્ગિક નથી હોતું એટલું જ નહિ પરંતુ તેને કવિતાદેહે ગઢવામાં કેવળ પ્રયત્ન હોય છે. અખાની કવિતા વસ્તુતઃ કલ્પનોત્થ ઉચ્ચ કવિતા તરીકે બહાર મુકાઈ નથી; એ તો એના વિચારોનું વાહનમાત્ર છે એટલે પ્રયત્ને રચેલી કવિતાના દોષોથી તે સદાય મુક્ત રહી છે. એનામાં રહેલું ઊર્મિતત્ત્વ અને કલાના બળ એના વિચારપ્રદર્શનમાં સ્થળે સ્થળે ડોકિયાં કરે છે અને આમ એની ઘણી અનિચ્છા હોવા છતાં ય આપણે એને કવિ કહેવાનો એના પર બળાત્કાર કરવો પડે છે.

'અખાની અપ્રસિદ્ધ અક્ષયવાણી' એ નામે ગ્રંથ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી ૧૯૩૩ માં બહાર પડ્યો છે. એમાંની બધી વાણી માટે તો હું કહી શકું એવી મારી શક્તિ નથી પરંતુ એ ગ્રંથમાંનાં ગુજરાતી ભજનો જોતાં એના કર્તૃત્વની સત્યતા વિશે થોડી શંકા ઊઠે તેમ છે. છપ્પા રચવામાં, દોહરામાં,

કવિતામાં કે પદમાં અખાએ સંપ્રજ્ઞાતપણે કદી પણ શબ્દગોઠવણી, ભાષાચમત્કૃતિ, અલંકાર કે ઝડઝમક વગેરે અંગો આણવાનો પ્રયત્ન કર્યો નથી. આ વસ્તુની પ્રતીતિ અર્થે આપ સૌને એનાં સને ૧૯૭૨ સુધીમાં પ્રસિદ્ધ થયેલાં સઘળા પ્રકારનાં કાવ્યો જોઇ જવા વિનતિ કરું છું. અહીં તો માત્ર એક પદ ઉદાહરણાર્થે મૂકું છું જેથી એની પદ રચવાની ધાટી કે રીતિનો સહજ ખ્યાલ આવશે.

હરિને ભૂલી ગયો જડે જડનો ગુલામ અંધા હો, ટેક
પોકાની પેરે નાક ધમણીયો; ફરતો ફર છે ઠામેઠામ. અંધા
તું જ બનાવટ તું શણગાર છે, તું જ કરે છે ધુમધામ. ૧
હરિજનથી અવળ મુખે ભાખે છે, જે પ્રભુ મળ્યાનું ધામ. ૨
ફૂલરાને ફૂલ છ ભૂલ છ, સદ્ગુરુ જન વિશ્રામ. ૩
છતે ધણીયે ગયો નાધણીયો, જડ નહિ આવે કોઇ કામ. ૪
સચ્ચિદાનંદ જગ સમ વ્યાપક, વણ નહિ તારણહાર. ૫

(પદ ૫૪ મું.)

હવે આ નવા ગ્રંથમાંથી એક લઇએ.

### પ્રભાત

ગાઓ ગોવિંદ ગુણ પેર વાણી વડે,
ઓળખો ઈશ્વર સઘ સાથે;
ઓળખી અનુભવે અર્થ થાયે ખરો,
કમળભૂને કહ્યું આદિનાથે. ગાઓ.
લક્ષમાં લક્ષ લાગી રહ્યો લોકને !
ઈશ બોલ્યા હરી એમ આગે !
અતપિ અંબુજ નયન ઈમ ઉચ્ચરે,
સર્વ ઘટ માહ્ય સૌહંગ ગાજે. ગાઓ.

× × ×

જુગત કિશોરને ભણ્યા તપ કરે,
તપ કર્યે ત્રિકમો હાથ નાવે;

તન તપાસી જુવે બુદ્ધિ તીખે કરી,
તો જ નંદલાલનો લક્ષ્ય આવે. ગાઓ.

આ પછી સામ્યદર્શન ખાતર એક જાણીતા આધુનિક કવિને લઇએ.

જગત માયા બધી, જગત છાયા બધી,
ક્ષણિક છે માનવીકેરી કાયા.
મૂર્ખ અજ્ઞાનમાં સતત મોહી રહ્યા,
જગત છોડી ગયા સર્વ ડાહ્યા—
સૂર્યકિરણો ગુંથે ધનુભવન ઘુમરો,
ચમકતું કેટલી વાર રહેશે?
હોય માયા ફરી કાચી કાયાતણી?
કેમ રહે માનવી નિત્ય કલેશે?

(ખબરદાર)

આ ઉપરાંત અખાના નવા ગ્રંથમાં બીજી પણ સંશય ઉપજે એવી કૃતિઓ છે. દાખલા તરીકે



સમશ્યા સાન સમજે સહુ સુંદરી!
સમરના સુખને સૌ સહરાયે!
કુસુમના કુંજમાં કેલિ કરતો અખા!
નિરખીઓ જેહને નિગમ ગાયે!

આમાં એ પૂંઠી લગભગ દોઢસો વરસ પછી થઇ ગયેલા દયારામનાં દર્શન નથી થતાં?

લટકતા લાલની લટક! તે શું કહું?
(હલા!) વર્ણું જોતાં અલખ લક્ષ્ય જાગે!
લલિત, ત્રિભંગી લઘુલાઘવી પ્રોઢતાં,
અલખ લખતાં જઇને જ વાગે!

આ કડી બ્રહ્મસાક્ષાત્કારનું નિરૂપણ કોઇ અદ્દભુત કલાપૂર્વક કરે છે અને અખાના કવિત્વ પ્રત્યે માન ઉપજાવે છે. પરંતુ અખા જેવો શુષ્ક વેદાંતી કવિતાદેહ આટલો સુંદર બનાવવાનો પ્રયત્ન કરે ખરો? માની લઇએ કે આ સઘળાં

એમાનાં જ કાવ્યો છે, તો પછી આ પૂર્વેનાં પ્રસિદ્ધ થયેલાં કાવ્યો આ જાતની ચમકથી કેમ મુક્ત છે? આનું સમાધાન થતું નથી.

આ તો માત્ર મારા જેવા અધૂરા માણસની શંકા જ છે. એને કેટલું વજૂદ આપી શકાય એ તો આપ સૌ એનાં સઘળાં કાવ્યો વાંચીને કહી શકશો. પ્રેમાનંદનાં નાટકો વિષે સૌથી પ્રથમ એક નિર્દોષ શંકા જ થઈ હતી એ આપ સૌ જાણો છો.

પરંતુ આ ખરી કે ખોટી શંકાનું નિવારણ થવાની જરૂર છે એ ચોક્કસ. આપ સમક્ષ હું એને આજે રમતી મૂકું છું. કોઈને એમ લાગે છે કે આ શંકા ખરેખર આણવા જેવી છે તેને હું વિનંતિ કરું છું કે સત્યશોધાર્થે તેણે એમાં આગળ વધવું, જેથી સત્ય વસ્તુનો પટસ્ફોટ થઈ મારા જેવાની ભ્રામક માન્યતા દૂર થશે; અથવા તો ગુજરાતી સાહિત્યમાં બીજું પ્રેમાનંદી પ્રકરણ શરૂ થશે.

ભરૂચના ફુરજા ઓવારાના ઊંડા જળમાં વિહાર કરતો એક પ્રવીણ તારો ગમે તેટલા ઊંડાણમાં ડૂબકાં મારવા છતાં સમયસર સપાટી પર આવી શકે છે; પરંતુ જેને તરતાં આવડતું નથી એવો માનવી કિનારા પર જ થોડા જળમાં નાહી લઈ એટલાથી જ નર્મદા-સ્નાનનો સંતોષ લે છે તેમ અખારૂપી સાગરનાં ગંભીર ઊંડાણ તો કોઈ નર્મદાશંકર જેવા પ્રવીણ તારા જ માપી શકે. મારા જેવાનો તેમાં જળવિહાર અત્યારની દશાએ તો કેવળ કિનારામાં જ પરિણમે એટલે એવા સમર્થ તારાના તલસ્પર્શી અનુભવની કણિકાઓ ભેગી કરી આપવાનો આ પ્રયાસમાત્ર છે.*

---

*વડોદરા મુકામે ગુજરાતી સાહિત્યમંડળના આશ્રય નીચે સને ૧૯૩૭-૩૮ના પ્રથમ સત્રમાં વાંચેલું વ્યાખ્યાન.

આ. મનુભાઇ ચંપકલાલ મુનશી

## યુરોપના સંગ્રામનો

# પૂર્વરંગ

[ પ્રા. મુનશીને આ પૃષ્ઠોમાં આવકાર આપતાં આનંદ થાય છે. અમારી સાથે સૌ વાચકો પણ ઇચ્છશે કે તેમના યૂરોપી તથા હિંદી રાજકીય વિષયોના મૂલ્યવાન ચિન્તનનો લાભ વારંવાર મળતો રહે. —સં. માનસી ]

"One touch of nature makes the whole world kin."
Shakespeare.

આજે આપણે યૂરોપમાં એક દારુણ કરુણ કથા ભજવાતી જોઇએ છીએ એટલું જ નહિ પણ સારા ય વિશ્વને ગરક કરી દે તેવી મહાજ્વાલાના તણખા ઊડતા જોઇએ છીએ. વળી આપણે પણ એ જ્વાલાના બલિ બનીશું તેની પણ કોને ખબર છે? ઉદાહરણ તરીકે છેલ્લામાં છેલ્લી ઢબનું વિમાન ફક્ત એક ઉડ્ડયનમાં ૮,૦૦૦ માઇલ એટલે પૃથ્વીના પરિઘના ⅓ ભાગની મુસાફરી કરી શકે છે. ઇંગ્લંડ અને ફ્રાંસમાં બે અંતિમ છેડા વચ્ચેનું અંતર ૬૦૦ માઇલ છે, જર્મનીમાં ૫૦૦ માઇલ છે અને અમેરિકામાં આશરે ૪૦૦૦ માઇલ છે.

ઇંગ્લંડે આખરે લડાઇમાં ઝુકાવ્યું ત્યાં સુધીની યૂરોપીય નાટકની પ્રગતિને ઠેઠ ગઇ તા. ૩જી સપ્ટેંબરના પરિણામ સુધી નિહાળવા આપણે જો થોભીએ તો જરૂર એ પ્રગતિથી અકળાઇએ.

છેલ્લાં વીસ વર્ષોની આવી સમીક્ષા તેના પ્રસંગો, વ્યક્તિઓ અને વિચારસરણીઓને એવી અટપટી શ્રેણીમાં મૂકી દે છે કે સત્ય વસ્તુનાં દર્શન થતાં જ નથી. યુરોપીય રાજકારણના વાતાવરણથી કોઇ પણ રંગાઇ જાય તો તેમાં શક નથી. 'વાવે તેવું લણે' અથવા તો પોતે વેરેલા કાંટા પોતાને જ વાગે એવી નીતિમત્તાની વાતો કરવી સહેલ છે. પરંતુ તેમણે આનાં શાં પરિણામ આવશે તેની ખબર રાખવી જોઇતી હતી. આપણે તો યુરોપીય રાજકારણનાં છેલ્લાં વીસ વર્ષ દરમ્યાનના મુખ્ય પ્રવાહોનું બાહ્ય પૃથક્કરણ કરતાં સાથે સાથે ચાલુ બનાવોને પણ સમેટી લઇશું.

પહેલાં તો આપણે નીચેના ચૌદ મુદ્દાઓ તરફ ધ્યાન આપવું જોઇએ.

૧. એ બનાવોમાં અગ્રમાનનું સ્થાન સ્પષ્ટપણે વર્સાઇલના કરાર આગળ જઇને ઊભું રહે છે. આજે તો એકેએક જણ એમ ચોખ્ખું કહે છે કે મિત્રરાજ્યોએ એ જ નિર્દય કૃત્યથી વંટોળ જગાવ્યો છે; અને પોતે પણ એ ઝંઝાવાતમાં સપડાયા છે. મિ. કીન્સે તેમના 'ઇકોનૉમિક કૉન્સીકવન્સીસ ઑફ પીસ'માં કરેલા સૂક્ષ્મ પૃથક્કરણ મુજબ એ કરારનામામાં મિત્રરાજ્યોની વૈરભાવના છે એટલું જ નહિ પણ જર્મનીને વિજેતાઓ આગળ આર્થિક, રાજકીય અને સામાજિક એમ દરેક રીતે નમાવવાનો પ્રયાસ છે.

૨. મિત્રરાજ્યો આ અપહારની વહેંચણી કરીને જ અટકયાં નથી. તેમને તેમણે વિવિધ હરીફાઇઓ, આર્થિક, રાજકીય અને જાતિવિષયક લઘુમતીની સમસ્યાઓમાં મધ્યપુર્વ અને અગ્નિખૂણાના યુરોપને અનેક નાનાં નાનાં રાજ્યોમાં વહેંચી નાખ્યું છે.

૩. એટલું ઉમેરીએ કે મિત્રરાજ્યોની મૂળ નેમ રશિયા અને જર્મનીની વચ્ચે અને એ રીતે એ બે દેશો અને બાકીના

યુરોપ વચ્ચે આઘાતવિનાશક (buffer) રાજ્યો ઉત્પન્ન કરવાની હતી.

૪. લીગ ઓફ નેશન્સ (પ્રજાસંઘ) એક ઢાંકપિંછોડા જેવો બન્યો (હમણાં જ ડૉ. ટાગોરે એને લૂંટારુ સંઘની ઉપમા આપી હતી). એની સ્થાપનાથી ટેનિસનની Parliament of Man અને Federation of the World તો યાદ આવે છે એટલું જ નહિ પણ અમેરિકન પ્રમુખનું ચિત્ર-ફિલસૂફ રાજાને ભૂખ્યાં વરૂઓ લગભગ ખાઇ જતાં હોય તેવું-પણ નજર સમક્ષ તરી આવે છે. એ પાકદિલી વિનાના સંધનો સામનો રોમ-બર્લિન-ટોકિયો સંધિપત્રને રૂપે થયો.

૫. જર્મનીએ કરવાની નુકસાન-ભરપાઇની ('રેપરેશન્સ') પણ એની એ જ કરુણ કથા છે. મિ. કીન્સે એવો અંદાજ કાઢયો હતો કે બે અબજ પૌંડની નુકસાની ભરાવી જ અશકય છે પણ ફ્રાંસનો પ્રધાન અમેરિકન નિષ્ણાતોની મદદથી એવા નિર્ણય પર આવ્યો કે જર્મની તેર અબજ પૌંડ ભરી શકે એમ છે. બાકીની વાત તો જાણીતી છે.

૬. કમાલપાશાની અસાધારણ ફતેહને કારણે વર્સાઈલ્સના કરારનું પુનરીક્ષણ કરવાની અને યુરોપના ઉત્પાતકેન્દ્રને ફરી રચવાની ૧૯૨૩માં ફરજ પડી.

૭. હંગરી અને ઓસ્ટ્રીઆની આર્થિક સુધારણા અને જર્મનીની મુશ્કેલીઓની અવગણના પરત્વે પ્રજાસંઘની વલણની પણ ઊલટ તપાસ કરવા જેવી છે.

૮. સાથે સાથે હવે તો કલ્પવી પણ કઠણ એવી બોલ્શેવિસ્ટ રશિયા પ્રત્યેની છાની અને કેટલીક વાર ખુલ્લી ચલવળ પણ ધ્યાનમાં રાખવી જોઇએ.

૯. ૧૯૨૨ના વૉશિંગ્ટનના નવ રાષ્ટ્રોના કરારોમાં જ પ્રજાસંઘના ગણાતા સિદ્ધાંતોની પહેલી મહાન ફતેહ હતી એમ મનાય. એથી ચીનને મુલ્કી સંપૂર્ણતાની ખાત્રી થઇ અને ત્યાં 'ખુલ્લાં દ્વાર'નો સિદ્ધાંત સ્થપાયો. એ જ કરારને ૧૯૩૧માં જાપાને અવગણ્યા અને માંચુકુઓની જીત પછી તો તેના ટૂકડા કરી નાખ્યા.

૧૦. ૧૯૨૫નો લોકાર્નો કરારઃ જર્મનીએ પોતાના પુનરુત્થાનની લગભગ શરૂઆત કરી દીધી અને બ્રિટને યુરોપમાં સત્તાતુલા જાળવવા દીર્ઘદૃષ્ટિભર્યો પ્રયાસ આદર્યો. એણે બે મુદ્દાઓ ધ્યાનમાં રાખ્યાઃ રશિયાને બાકાત રાખવું અને જર્મનીને ફ્રાન્સ જોડે સમાન સ્થાને મૂકવું. આ કરારનો હિટલરે ૧૯૩૬માં રૂહ-પ્રદેશના સૈન્યીકરણ દ્વારા ઈન્કાર કર્યો.

૧૧. જ્યારે સંઘની પ્રતિષ્ઠા પૂર્ણ કળાએ પહોંચી હતી ત્યારે થયેલા 'કેલોગ પેક્ટ' જેમાં અમેરિકાએ પણ ભાગ લીધો હતો-રાષ્ટ્રીય કે આંતરરાષ્ટ્રીય રાજ્યનીતિના હથિયાર તરીકે લડાઇનો સદંતર ત્યાગ કર્યો. જેમ બધાં કરુણાન્ત નાટકોમાં હોય તેમ આમાં પણ આપણને બાજીપલટનાં તત્ત્વોનું દર્શન થાય છે. બ્રિટને તેના કાર્ય માટે અતિ વ્યાપક બંધનો (sweeping reservations) મૂકયાં. અમેરિકાએ 'મનરો' ડૉક્ટ્રિન પર ભાર મૂકયો.

૧૨. હવે આપણે શસ્ત્રસંન્યાસપરિષદોનું ખેદજનક પોકળપણું નિહાળીએ. વિજેતાઓનો સમય બદલાતો દેખાય છે અને જીતનાર અને હારનાર બંનેમાં કોને ક્યાં દુઃખે છે તેનું દર્શન અહીં જ થાય છે.

૧૩. સરમુખત્યારીનો ઉદય થતાં લોકસત્તાનું સુકાન ખસતું લાગે છે, અથવા બીજું રૂપક વાપરીએ તો લોકશાસન

વૃદ્ધ થયું લાગે છે. જે લોકસત્તાનો ફ્રેન્ચ વિપ્લવ બાદ જન્મ થયો, જેનું ૧૯મી સદીની શરૂઆતના કૌતુકપ્રેમીઓએ (Romanticists) નામકરણ કર્યું, જેને ટેનિસન, સ્વિનબર્ન અને વૉલ્ટ વ્હિટ્મેને હાલરડાં ગાઈ મોટી કરી; પેરીસ ફેશનના શણગાર સજી અમેરિકામાં ભભકાબંધ ચાલતી એ ગોરી, જેના તરફ સામ્રાજ્યવાદી ચારણોએ સ્ત્રીબહુમાનના ઉભરા ઠાલવ્યા, અને જેને માટે ૧૯૧૭માં ફિલસૂફ-શાસક વુડરો વિલ્સને બખ્તર સજ્યાં તે સ્ત્રી યૌવન ખોઈ (આપણી લોકકહેતીમાંની જુવાની શોધતી વાંકી વળી ગએલી ડોસી જેવી) વૃદ્ધ બનવા લાગી. કારણ, સરમુખત્યારી રાજ્યો એકલાંમાં જ નાગરિકોએ તેમની સરકારને અનુકૂળ થવું પડ્યું હોય છે એમ નથી પણ ઇંગ્લાંડ અને ફ્રાન્સમાં પણ લોકશાસનના કેટલાક મૂળભૂત સિદ્ધાંતોને ફગાવી દેવામાં આવ્યા હતા.

૧૪. છેવટ, શિક્ષા આપવાના પીઠબળ સહિતના સામુદાયિક રક્ષણનું (Collective Security) જબરદસ્ત પ્રહસન તો આપણાં મનમાં એટલું તાજું છે કે એની પર વધારે કહેવાની જરૂર નથી.

પહેલાં ૧૯૩૧માં જપાન સામે, પછી ૧૯૩૫માં ઇટલી સામે, અને ૧૯૩૬-૩૯ના સ્પેનિશ વિગ્રહમાં બિનદરમ્યાનગીરી કરવાની બાબતમાં, એમ સર્વ એનાં પ્રસિદ્ધ ઉદાહરણો છે.

—અપૂર્ણ

# ગાંધી—ગ્રન્થ—સૂચી

[ અનુસન્ધાન ગતાંકના પૃ. ૮૨માથી પૂરું ]

**Ralph Fox** : British Imperialism.

**Joan Peecham** (?) Colonial Policy of Great Britain.

**Palme Dutt** : India. (Shortly to be published by Gollancz, London)

**G. D. H. Cole** : Intelligent Man's Guide through World Chaos. (Gollancz)

**Major Basu** : Rise of Christain Power in India-in five volumes, (Contains important documentary material.)

„ „ Ruin of Indian Trade and Industries ( Pub. Modern Review )

**Mrs. Besant** : India : Bound or Free (Putnams, New York)

„ India : a Nation

„ The Future of India

„ The Case for India

**Clarence M. Case** : Non-Violent Coercion (Philosoby and history of passive resistance in all fields. Two chapters: on Gandhi) Century Co. New York, 1923

**Upton Close** : Revolt of Asia. Putnams, New York. The Indian National Congress Ganesan, Madras
History of the Indian National congress (1935)

*Taraknath Das* : *India in world politics* The Viking press, Hubesch, New York, 1924

**Sir William Digby** : Prosperous India (Based on official records, exposes the British exploitation of India.) 1900

**Valentine Chirol** : The Indian Problem.

**Rev. Fred. B. Fisher** : *India's Silent Revolution.* Macmillans 1919.

**H. M. Hyndman** : The Awakening of Asia. Bony & Liveright, New York.

**Keir Hardie** : India. Viking Press, Hubesch, New York.

**Ramsay Macdonald** : Government of India Viking press, Hubesch New *York, 1920.*
" The Awakening of India (Advocates

Dominion Status for India) Hodder and Stoughton, London, 1910
**Sunderland** : India in Bondage (Pup. R. Chatterjee, 91 Upper Circular Rd. Calcutta, 1928.)
**J. A. Spender** : The Changing East. Frederick A. Stokes, New York, 1928.
**Dr. V. H. Rutherford** : Modern India; its problems and their Solution. Labour Pub. Co, London, 1927.
**H. W. Novinson** : The New Spirit in India. Harpers, London
**Parker J. Moon.** Imperialism and World Politics Macmillans. 1926
**Radha Kumud Mukerji** : Fundamental Unity of India. Longmans, 1913
**Dhan Gopal Mukerji** : My Brother's Face.
**Ethel Mannin** : Women and the Revolution (chapter on Indian womens' fight for Freedom)
**Lajpat Rai**; Unhappy India ( Reply to Miss Mayo's 'Mother India' ) Banna Publishing Co.
" England's Debt to India. Hubesch, New York
" The Future of India
**Sister Nivedita** : The Web of Indian Life. Longmans

**Max Muller** : What Can India teach Us?
**A. A. Macdonell** : India's Past ( India's intellectual History ) Oxford Univ. Press, 1927
**R. C. Dutt** : Civilization of India
**Edmund Burke** : Speeches on India
**Macaulay** : Essays on Clive and Hastings and the famous minute on Education
( Any good History of India )
**Badrul Hasan** : Drink and Drug Evil in India ( Foreword by Gandhiji ) Ganesan, 1922
**Ellen ne la Motte** : Opium Monopoly Ethics of Opium. Century Co, New York
• League of Nations and International Labour office Publications ( particularly those on labour conditions ) Whitley Commission Report.
Simon Report J.P C.Report. Report of the Wards Committee on education etc.
Books on Indian Art, by Havell, A. Coomaraswamy, Vincent Smith and others.
Works of Rabindranath Tagore.
Biographical and critical studies of Tagore by Edward Thompson, Radhakrishnan, B. K. Ray, Ernest Rhys and others —અપૂર્ણ

# નિકષ

## સ્વસ્થ વિવેચન અને કાચ જેવું ગદ્ય

'અર્વાચીન કાવ્યસાહિત્યનાં વહેણો' ગુજરાતી વિવેચનનું મૂલ્યવાન અને અન્વેષણનું નમૂનેદાર પુસ્તક છે. વિવેચનવિષયની સીમાઓ નક્કી કરી, તેનું પૃથક્કરણ કરી, પ્રત્યેક અંગની વ્યવસ્થિત ચર્ચા કરતા લેખો, ભાષણો અને થોડા ગ્રંથોમાં આગળ તરી આવે એ કોટિનું આ પુસ્તક છે. નિરૂપણની રીતિ શાસ્ત્રીય છતાં નવી છે. શ્રી. રામનારાયણના વિષયની મર્યાદાઓ છે, પણ તેમાં રહી અર્વાચીન કવિતાની ઐતિહાસિક અને રૂપવિષયક ચર્ચા તેમણે સમાવી દીધી છે. કાવ્યના સ્વરૂપને અને છેલ્લા પ્રકરણમાં પ્રકારોને નજર આગળ રાખી, તેના ચર્ચા ખાતર વિભાગો કરી તેને વળગી રહેવાથી વ્યક્તિઓને, સામાજિક બળોને, ઐતિહાસિક ક્રમને, વિશેષ પ્રતિષ્ઠિત કાવ્યોને મર્યાદિત સ્થાન મળ્યું છે.

કવિતાના સ્થૂલ અંગમાંથી સૂક્ષ્મ અંગો તરફ જવાની પદ્ધતિ, સૌથી સગવડભરેલી લાગવાથી, અ૦ રામનારાયણે સ્વીકારી છે. તેને લીધે બીજી પદ્ધતિમાં કદાચ રહી જાત કે ગૌણ બની જાત તે વિષયોની ચર્ચાને સારું મહત્ત્વ મળ્યું છે. બીજા જ વ્યાખ્યાનમાં નોંધે છે કે નવીન કવિતામાં બોલાતી ભાષાના શબ્દો આવે છે, બોલાતી ભાષાની છટા આવે છે, પ્રાન્તિક શબ્દો અને છટાઓ પણ પ્રચલિત થઈ છે, તે આવકારપાત્ર છે. સાથે ઉમેરે છે કે "ટું વર્ડ્ઝવર્થની પેઠે માત્ર વાતચીતમાં બોલાતી ભાષાનો

પક્ષપાત કરતો નથી, એ મત મને માન્ય પણ નથી. કવિ જેમ વસ્તુ અને ભાવની પસંદગી કરે છે તેમ જ આખી એટલે બોલાતી અને લખાતી આખી ભાષામાંથી શબ્દોની પણ પસંદગી કરે છે, અને ઔચિત્ય સિવાય તેની પસંદગીને બીજું કોઇ બન્ધન કે મર્યાદા હું સ્વીકારતો નથી, એટલું જ કહેવા માગું છું. " શબ્દપસંદગીમાં ઔચિત્યનું ધોરણ એ સાચું ધોરણ છે, પણ પ્રશ્ન દેખાય છે તેથી વધુ ઊંડો છે અને તેનો ખુલાસો કરીને જ શ્રી. રામનારાયણ રહી ગયા છે.

The best part of human language, properly so called, is derived from reflection on the acts of the mind itself. It is formed by a voluntary appropriation of fixed symbols to internal acts, to processes and results of imagination, the greater part of which have no place in the consciousness of uneducated man; though in civilized society, by imitation and passive resemblance of what they hear from their religious inspectors and other superiors, the most uneducated share in the harvest which they neither sowed nor reaped.*

પ્રાન્તિક શબ્દો, રૂઢ પ્રયોગો અને બોલાતી ભાષાની છટાથી આધુનિક કવિતામાં નવતા લાગે છે. તેને માટે ગમતા બંધાય છે, અને તાત્કાલિક તો તેનું આકર્ષણ નથું છે. ખરી રીતે તો દલપતરામ પછી ગોવર્ધનયુગની કવિતામાં પણ—પ્રો. ઠાકોરમાં તેમ નરસિંહરાવ, ગોવર્ધનરામ અને કલાપીમાં—વાતચીતનો ઢાળો આવે છે.

છાની રૂહે, છાની રૂહે, બેની ! પીડા કોણે તને કીધી ?
મુવા તાવે કદી સૂવા નિરાંતે ના લ્હને દીધી.
( નરસિંહરાવ : હમાયલી વિધવા અને ત્હેનું માંદું બાળક )

* કોલરિજ, બાયોગ્રાફિયા લિટરેરિયા, પ્ર૦ ૧૭.

"હાં હાં !" થયો પણ ધ્વનિ કંઈ પાસ તેની,
ને હસ્ત કો પુરુષના કરથી ઝલાયો;
એ બાઈ બોલી, "નવ કૈં તુજને નડું હું,
માલેક છું મુજ શરીરની, બાઈ, બ તું.

( કલાપી : મહાત્મા મૂળદાસ )

ગુલામો કાયદાના છો ! ભલા એ કાયદો કોનો ?
ગુલામોને કહું હું શું ? હમારા રાહ ન્યારા છે !
નહીં જહોજલાલીના, નહીં કીર્તિ, ન ઉલ્કૃતના
હમે લોભી છીએ, ના ! ના ! હમારા રાહ ન્યારા છે !

( કલાપી : અમારા રાહ )

ગોવર્ધનયુગના કવિઓએ આત્મલક્ષી કવિતામાં વાતચીતની ભાષા અને છટા ક્વચિત જ આણી છે. આજના કવિને ખરો લાભ તો અગેય કવિતાના વિકાસનો મળ્યો, કેમ કે અગેય રચના વાતચીતની છટાને વિશેષ અનુકૂળ આવે છે. શબ્દશક્તિ, લયશક્તિ કસી જોતા જમાનામાં, મંથનકાળમાં-નવતા તરીકે વાતચીતની છટા પણ કવિતાએ અનુભવી જવા જેવી ખરી. પણ હું માનું છું કે નાટ્યોચિત કે હાસ્યક કવિતા સિવાય કાવ્યમાં નથી સ્થાન વાતચીતની છટાને કે નથી સ્થાન વક્તાની છટાને.

ખબરદાર એક રીતે ગયા જમાનાના કવિ ગણાય. તેમની કવિતામાં સરળ-પ્રાન્તિક નહીં-શબ્દોમાં જેટલું ચિન્તન છે તેટલું ભાગ્યે બીજા કોઈ આધુનિક કવિમાં હોય, એટલે સુધી કે એ સરળતા કાવ્યોની અતિપરિચિતતાને લીધે ખામી બની જાય છે! શ્રી. ખબરદાર તો કદાચ એમ જ કહે કે તમારો વિષય ગંભીર ભલે હોય, તમને સરળ ભાષા વાપરતાં થાય છે શું ? શ્રી રામનારાયણે 'સુન્દરમ્'માંથી સરળતાનો નમૂનો લીધો છે, તે કરતાં તેમના પુરોગામી ખબરદારનો 'ભજનિકા'માંથી ('લૂંટ,' 'સુર-

સંદેશ' 'સાહેબની સુરખુદ્દી' જેવા કાવ્યને) લીધો હોત, તો કવિતામાં સરળતા લાવવાના તેમના સબળ પ્રયત્નને ન્યાય થાત.

બીજો મહત્ત્વનો પ્રશ્ન ફેન્સી અને ઇમેજીનેશનનો, તેમાં એ ભેદ રજૂ કરનાર કોલરિજને નહીં અનુસરતાં વર્ડ્ઝવર્થ અને એબરક્રોમ્બી જેવા વિવેચકોને વ્યાખ્યાતા અનુસરે છે.

એ બે વસ્તુતાએ ભિન્ન શક્તિઓ હોય એવો ભાસ થાય છે ને કેટલાક એમ માને પણ છે. અહીં એ સંબંધી ચર્ચાને અવકાશ નથી. પણ મને યથાર્થ લાગે છે કે બંનેની જનકશક્તિ એક જ કલ્પના છે. અલંકારમાં કલ્પના નાના વર્તુલે ટૂંકા તરંગે ઊઠે છે અને સમસ્ત કાવ્યવસ્તુમાં તેનું ઉદ્દયનવર્તુલ વધારે વિશાલ હોય છે.*

---

* "Repeated meditations led me first to suspect, (and a more intimate analysis of the human faculties, their appropriate marks, functions, and effects matured my conjecture into full conviction,) that Fancy and Imagination were two distinct and widely different faculties, instead of being, according to the general belief, either two names with one meaning, or, at furthest, the lower and higher degree of one and the same power."

કોલરિજ, બાયૉગ્રાફિયા લિટરેરિયા, પ્ર૦ ૪

It is not easy to make out exactly what is or has been meant by the qualitative distinction between fancy and imagination.

\+ + +

It should be noted that Wordsworth's mature opinion, in the admirable preface of 1815, after first classing them together as one of the "powers requisite for the production of poetry," disicrinates imagination and fancy chiefly by their effects.

Abercrombie : The Idea of Great Poetry.

એકંદરે, બહારની ચર્ચા ગુજરાતીના ઘરમાં શ્રીરામનારાયણે નથી આણી તે ઠીક જ કર્યું છે.

અંગ્રેજી કવિતાના ક્લાસિક અને રોમૅન્ટિક ભેદો પણ શ્રી. રામનારાયણને બિનજરૂરી લાગ્યા છે. 'પૂર્વાલાપ'ની પ્રસ્તાવનામાં એ અભિપ્રાય જણાવ્યો હતો. અહીં એ પ્રશ્નને લાંબો છેડ્યો નથી. પણ તે પોતે વિવેચક તરીકે કયા વિશિષ્ટ પ્રકારના છે તે સમજવા આ મુદ્દો બહુ ધ્યાનમાં રાખવા જેવો છે. શ્રી.વિજયરાયે ક્લાસિક અને રોમૅન્ટિકના ભેદના ગંડાણ પર અર્વાચીન ગુજરાતી કવિતા ઉપર જ એક સરસ નિબંધ લખ્યો છે.* રોમૅન્ટિક શૈલીનાં લક્ષણ તરીકે કવિતાનું અસ્પષ્ટ મધુર વ્યંજન અને કવિનું રસના પ્રવાહમાં તણાવું શ્રી. રામનારાયણે ગણાવ્યાં છે; તે લક્ષણો ઉપર ભાર મૂક્યો જણાય છે; શ્રી. વિજયરાયે બંડવૃત્તિ અને નવીનતાની એષણાને મહત્ત્વ આપ્યું છે. અર્વાચીન અંગ્રેજી સાહિત્યની અસરથી આ વૃત્તિ ગુજરાતી સાહિત્યમાં આવી છે; તેથી રંગદૃષ્ટિ અને રૂપદૃષ્ટિના ભેદને ધ્યાનમાં રાખી અર્વાચીન કવિતાનું અવલોકન થાય એમાં કંઈ ખોટું નથી. આપણે આ ભેદોની મદદ વગર વિવેચન કરી શકીએ તો એક રીતે સારું છે, પણ નવીનતાની એષણા અને બંડખોર વૃત્તિ વધતી જાય છે ત્યારે આ રોમૅન્ટિક, કૌતુકપ્રિય શબ્દ વગર, તે સૂચવે છે તે ભેદ વગર, આપણું વિવેચન ચલાવી લેશે ?

અંગ્રેજી વિવેચનવિષયક ચિન્તન તરફ શ્રી. રામનારાયણનું વલણ પ્રાચીન આલંકારિકો માટે તેમનો પક્ષપાત સૂચવે છે. વ્યાખ્યાનોની પદ્ધતિ જ એ પક્ષપાતને આભારી છે. વિભાગવાર સુશ્લિષ્ટ વિચારણા છે માટે જ નહીં, પણ આપણા અલંકારશાસ્ત્રને બને તેટલું અનુસરવાથી, અલંકારશાસ્ત્રના બને તેટલા વિનિયોગથી, આ ગ્રંથ બેવડો શાસ્ત્રીય બન્યો છે. એ અનુસરણ

* લ્યૂઇ અને કેતકી, પૃ. ૧૧૧

અને વિનિયોગમાં કૃત્રિમતા અને દાસત્વ નથી એ એનો મોટો ગુણ છે. સ્વતંત્ર આત્મીય નિર્ણયો માટે વિવેચકનો તે આગ્રહ સૂચવે છે. વળી આપણા અલંકારશાસ્ત્રમાં કેટલું ચિરંજીવ તે આવી ચર્ચા અને પ્રયોગથી જ તરી આવે. પ્રાચીનકાવ્યમાળાના સંપાદકો કરતાં સર રમણભાઇને અને તેમના કરતાં શ્રી. રામનારાયણને આ પ્રવૃત્તિમાં વધારે સફળતા મળી છે.

એક તો, શાસ્ત્રભક્તિ છતાં કૌતુકપ્રિય, રંગપર કવિતાનું તેમને આકર્ષણ સમજાયું છે, અને આ વિષયમાં અંતઃકરણ-પ્રવૃત્તિને પ્રમાણ ગણી તેમણે વિવેચન કર્યું છે. લાગણી અને સંયમની ચર્ચા અતિ મહત્ત્વની છે, અને કર્તા બહુ માનાર્હ તટસ્થતા જાળવી ઝીણું વિવેચન કરી શક્યા છે:

> લાગણી ભોગવવી અને સર્જવી એ બન્ને ભિન્ન વ્યાપારો છે. અલબત સર્જવાને માટે લાગણી ભોગવેલી હોવી જોઈએ. પણ ભોગવવું એ જ સર્જવું નથી. બીજું લાગણીને સર્જવા માટે તેને આખી સમજવી જોઈએ. આખી સમજવી એટલે સમસ્ત જીવનની દૃષ્ટિએ તેનું રહસ્ય સમજવું, સમસ્ત જીવનમાં તેનું સ્થાન સમજવું, ચાલુ સબ્દ વાપરૂં તો તેનું મૂલ્યાંકન કરવું. આ વ્યાપાર જ એવો છે કે તેમાં એક લાગણી જીવનના દૃષ્ટિબિન્દુથી પરિચ્છિન્ન થઈ જાય. આવું કવિમાનસ તેમાં દિશા કે હોકાયંત્ર વિના અવશ થઇ તણાઇ શકે જ નહિ સિવાય કે એ લાગણી જ પ્રેમ કે ભક્તિની પેઠે જીવનનું જ રહસ્ય હોય અને તેથી કવિ તેમાં પોતાના માનસને જાણી જોઈને વહેવા દે ! અને છતાં તેમાં પણ છેક અતંત્ર અપવહન તો ન જ થાય, કારણ કે તે લાગણીનો ખરેખરો અનુભવ અત્યારે નથી ચાલતો પણ તેનું સર્જન ચાલે છે. સર્જન-વ્યાપાર જ હું એવો માનું છું જેને લીધે કવિમાનસનું લાગણીમાં અતંત્ર અપવહન ન થઈ શકે. પણ આથી ભિન્ન, કલાને કોઇ સંયમની જરૂર છે એવું હું સ્વીકારી શકતો નથી. સંયમની ખાતર સંયમ હું માનતો નથી. કાવ્યમાં જે કંઈ આસ્વાદ્ય છે તે લાગણી છે, નહિ કે લાગણીનો સંયમ !*

---

* કા. વ. પૃ. ૬૫;

લાગણીમાં માનસનું અપવહન કલાને ક્ષતિકર છે એ સામાન્ય સિદ્ધાન્તમાં પ્રેમ અને ભક્તિ કંઇક અપવાદરૂપ શ્રી. રામનારાયણ ગણે છે. આમાં જે થોડી છૂટ પ્રેમ અને ભક્તિ માટે જણાવી છે તે સર્વ આત્મપર કવિતામાં હોય તેમાં મને બાધ જણાતો નથી. પણ આપણા વિવેચક તો આત્મલક્ષીપરલક્ષીનો ભેદ પણ શાસ્ત્રના લકડીથી ઉરાડી દેવા માગે છે:

કલામા સામાન્ય અને વિશેષ સમન્વય પામે છે. ... કલા અત્યંત સામાન્ય સત્યને અત્યંત વિશિષ્ટ રૂપ આપે છે...કલાનું વક્તવ્ય સામાન્ય ન હોય, કલાનો અંતગત અનુભવ સાધારણીકૃત ન હોય, તો તે સર્વગ્રાહ્ય થાય કેવી રીતે? પણ વળી તે અનુભવને અત્યંત વિશિષ્ટ મૂર્ત રૂપ ન મળ્યું હોય તો તે પ્રત્યક્ષ અને આસ્વાદ્ય કેવી રીતે બને?+

સર રમણભાઇએ આત્મલક્ષી કવિતાના વ્યાપારને મૌલિક ગણી પરલક્ષી કવિતાનો ભેદ ગૌણ બનાવી દીધો હતો. શ્રી રામનારાયણ સાધારણીકરણ એટલે વસ્તુતાએ પરલક્ષી કવિતાના વ્યાપારને મૌલિક ગણી આત્મલક્ષીનો ભેદ ગૌણ બનાવી દે છે. મને લાગે છે કે કવિ તદ્દન મૌલિક, કેવળ ખાનગી–પોતાને જ જાણીતી–લાગણી કાવ્યમાં વ્યક્ત કરે, તો પણ કેળવાયલો ભાવક કલ્પના જાગૃત કરી રસાસ્વાદ કરશે. આ મતભેદ મૂલગત છે. કવિઓની વ્યક્તિવિશેષોની સંવેદનશીલતા ઉપર જ સમાજના સંસ્કારવિકાસનો આધાર રહે છે, આપણી કવિતાસમૃદ્ધિનો આધાર છે, એમ માનું છું, તેથી સાધારણીકરણ જેવી કોઇ ખટપટમાં પડ્યા વગર કવિએ સૂક્ષ્મમાં સૂક્ષ્મ,–કોઇને ય ના થઇ હોય એવી લાગતી હોય તો ય શું!–લાગણી અનુભવ વ્યક્ત કરવો, અને કવિ પોતે જ રચનાકાળ પછી એ અભિવ્યક્તિ પૂરતી, શક્ય તેટલી, થઇ છે કે નહિ તે વિચારી લે. આખી રોમૅન્ટીક કાવ્યપ્રણાલી આવા આગ્રહમાંથી જ ઊગી છે. આ

+ અ. કા. વ. પૃ. ૨૧.

આમક વાજબી ના હોય તો પણ કૌતુકપ્રિય કવિતાને સમજવાને વિવેચકે આ દૃષ્ટિકોણ રાખવો પડશે.

આમ છતાં સંસ્કૃત કાવ્યશાસ્ત્રકારોના આધારે, જ્યાં ત્યાં અસ્પષ્ટ વ્યંગ્યાર્થની ઢાલ ધરતા કવિપદલાલસુઓને, દેખાદેખીથી રાગડા કાઢતા અનુકરણપટુઓને, આ વિવેચકે ઠીક સૂચના કરી છે કે—

> પ્રથમ વ્યંગ્યાર્થ કાં તો વાચ્યાર્થમાંથી ને કાં તો લક્ષ્યાર્થમાંથી નીકળે; વાચ્યાર્થ કે લક્ષ્યાર્થ જ ચોક્કસ ન થઈ શકે તે છતાં અંદરથી અસ્ફુટ વ્યંગ્યાર્થ નીકળે છે, એમ કહેવું એ ભાષા અને અર્થનો સંબંધ નહિં સમજવા બરાબર છે. *

સંસ્કૃત અલંકારશાસ્ત્ર તેમને ઉપયોગી દૃષ્ટિફલક આપે છે. અંગ્રેજી સાહિત્યથી થયેલા ફેરફારો એ દૃષ્ટિકોણથી ચોક્સ વર્તી શકે છે, અને ઉપલી કંડિકામાં છે તેમ યોગ્ય માર્ગદર્શન કરાવે છે. અંગ્રેજી ઉપમાનની અસરથી આપણી ઉપમાઓમાં ઉપમેય-ઉપમાનનું સમતોલપણું ગયું, અને જો કે તેથી નવું સૌન્દર્ય આવ્યું હશે તો પણ એ રીતમાં મૂળ વસ્તુ ભુલાઇ આડે ઊતરી જવાનો ભય રહેલો છે. કેટલીક વખત તો નવી કવિતા એવી સિદ્ધિ–તદ્ગુણ કે 'બળતાં પાણી' જેવા કાવ્યમાં–દેખાડે છે કે પેલો પ્રાચીન અલંકારશાસ્ત્રનો દૃષ્ટિકોણ જ બદલવો પડે. આવી વખતે શ્રી. રામનારાયણનું મંથન રસમય બને છે અને ખુદ અલંકારશાસ્ત્રનું જ જાણે શોધન થાય છે.

ગુજરાતી કાવ્યના સૂક્ષ્મ ઉપાદાનની અને ગુજરાતી કાવ્યરૂપોની ચર્ચા મનનીય છે. કોઇક જગાએ શંકા વા મતભેદને સ્થાન છે. દાખલા તરીકે શુદ્ધ ભજનને ધાર્મિક આખ્યાન સાથે મેળવી દેઇને બીજાની મર્યાદા તે પહેલાની હોય એમ સમજાય છે. રુદ-

* અ. કા. વ. પૃ. ૪૨

સ્તનાં કાવ્યો વિશેના વિધાનમાં વધારે ગંભીર મતભેદને અવકાશ છે. આપણા લોકો સૈકાંથી યાત્રા કરતા આવ્યા છે અને પ્રકૃતિ-સૌન્દર્યની અસર તેમના માનસ ઉપર થઇ હશે. એથી વિશેષ અસર, સામાન્ય રીતે, મધ્યકાલીન ગુજરાતી કવિઓ ઉપર થઈ હોય એમ લાગતું નથી. બારમાસીઓ, ઋતુગીતો, ઋતુવિલાસો એ ઘણુંખરૂં અલંકારથી આકર્ષક પણ રૂઢિબદ્ધ છે, અને કવિઓનો પોતાનો અનુભવ તેમાં પ્રવેશતો હોય એમ લાગતું નથી. આધુનિક ગુજરાતી કવિતામાં પ્રકૃતિસૌન્દર્ય, પ્રકૃતિવિલાસ તરફ સભાન વલણ છે, અને કાલિદાસના સમયમાં એવું હશે, પણ ગુજરાતની સોળમા, સત્તરમા, અઢારમા સૈકાની કવિતામાં એવું સભાન વલણ જવલ્લે જ જોવામાં આવશે. અને ભૂમિકા તરીકે પ્રકૃતિવર્ણન આવે છે તે પણ આંખ અગર કાન આગળ ખડું થઇ જાય એવું સુરેખ સચોટ નથી આવતું. એટલે પ્રકૃતિકાવ્યો એ હાલના જમાનાના સાહિત્યનું મુખ્ય લક્ષણ છે એમ કહેવામાં મને બાધ જણાતો નથી. દરિયા તરફ આપણા જૂના કવિઓનું વલણ જ (જે તેમણે નોંધ્યું છે) તેમના સામાન્ય કથનની વિરુદ્ધ જશે. દરિયો વિશાળ નિરવધિ ભયંકર હતો, ખરે ત્યારે; પણ તેના સૌન્દર્ય તરફ તો કવિ મૂઢ રહ્યો જ ને!

દામ્પત્યસ્નેહનાં કાવ્યો વિચારતાં આ યુગને છાજે એવી અને બહેન-ભાઇનાં કાવ્યો વિચારતાં સૂક્ષ્મ માનસશાસ્ત્રની એટલે તે પણ આ યુગને છાજે એવી દૃષ્ટિ શ્રી રામનારાયણે રજૂ કરી છે અને વિદ્યાર્થીને બહુ ઉપયોગી પાંચમા વ્યાખ્યાનમાં મહાકાવ્ય, આખ્યાન, ગરબી ઉપરના તેમના વિચારો સવિશેષ મનનીય છે.

આ બધી ચર્ચામાં કઠોરતા ક્યાંયે નથી. સાહિત્યક્ષેત્ર એટલે બાર ભૈયા અને તેર ચોકા; સાહિત્યકારો બહુ પટુકરણ, કૂંળા હૈયાના, જોતજોતામાં આર્દ્ર કે ઉગ્ર થઇ જાય એવા છતાં

આ પાંચે વ્યાખ્યાનોમાં શ્રી. રામનારાયણ આદર્શ અન્વેષકને શોભે એવી સૌમ્યતા ધારણ કરી શક્યા છે. કોઇ પણ અભિપ્રાય અભિમાનથી કે દુરાગ્રહથી કે ગુરુવાક્ય પેઠે તેમણે રજૂ કર્યો નથી. પોતાના કોઇ પણ વેણમાં કડવાટ ના આવે તે માટે સજ્જનની ચીવટ રાખી છે. ભાઈ-બહેનનાં કાવ્યોમાં આત્મપ્રતારણાનું ભયસ્થાન બતાવતાં તેઓ સ્પષ્ટ કરે છે કે કોઈ વ્યક્તિ કે કાવ્ય ઉપર ટીકા ઉદ્દિષ્ટ નથી. દેશભાવનાનાં કાવ્યો અંગે લખે છે: "કશું તહોમત મૂક્યા વિના, દિશા બતાવવા માટે મારે અભિપ્રેત છે તે કરતાં વધારે ખરાબ શબ્દ વાપરું તો, તેમાં ડંફાસ આવી જવાનો સંભવ છે; તેનાથી ચેતતા રહેવું જોઇએ." આ અને આગળ આપેલાં અવતરણો સૌમ્યતા ઉપરાંત લેખકનો સ્પષ્ટતા માટે આગ્રહ દર્શાવે છે. અન્વેષક માટે આ આદર્શ ધોરણ છે. પોતાના મતનું પોતાની શૈલીએ બરાબર અનુકરણ કરવું જોઇએ. જે અભિપ્રેત છે તે જ વાણીમાં ઊતરવું જોઇએ. તેમાં ઉત્સાહ અને લાગણીનું સ્થાન બહુ મર્યાદિત છે અને તેની માત્રા વધી ન જવી જોઇએ. ગહન ન થઇ જવાને, અગ્રાહ્ય ન થઇ પડવા માટે શ્રી. રામનારાયણે રાખેલી કાળજી આવા અન્વેષણના ગ્રંથનો ઉત્તમ ગુણ ગણાય. મારા એક તરુણ મિત્રે આ શૈલીના રંગના અભાવની ફરિયાદ કરી હતી. ખરી વાત છે. આ પુસ્તકમાં રંગ નથી. હું મારા મિત્રને કહું છું કે ભવિષ્યમાં જે વિદ્યાસેવીઓ થાય તેમણે તેમના મહાનિબંધોમાં[1] આ જ શૈલીનું અનુકરણ કરવું ઘટે. રા. કેશવલાલમાં રંગ વધારે પડતો છે. રા. નરસિંહરાવમાં સંક્ષિપ્તતા નથી. નિરાડંબર, નિરાવેગ, સરળ, સ્પષ્ટ, સૌમ્ય અને સુશ્લિષ્ટ ગદ્ય, મધ્યમ શૈલીનું ગદ્ય, ગંભીર વિચારણા, ચર્ચા, નિવેદન, વ્યાખ્યા માટે આદર્શરૂપ ગદ્ય

૧. 'મહાનિબન્ધ' આપણે 'થીસિસ' માટે અને 'બૃહન્નિબન્ધ' 'ટ્રીટિઝ' માટે પ્રચલિત કરી શકીએ તો સારું. પહેલો અહીં એ જ અર્થમાં વપરાયો છે એ વાચકો જોઈ શકશે.—સં. માનસી.

છે. બાકી આ શૈલીમાં 'જૂઈ અને કેતકી' જેવો રંગ હોત તો આ લેખ લખતાં વર્ષો વીતી ના જાત.

તા. ૧૭-૧૦-૧૯૩૯.　　　　　　　　વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી

## માનવજીવનની એક કથા

Last and First Men, by Olaf Stapledon. Penguin Books Limited, London.

કાંઇક આધુનિક વિજ્ઞાનના વિકાસથી દોરવાઇ, કાંઇક અત્યારનાં જગતનાં રાષ્ટ્રોની પરિસ્થિતિ ઉપરથી, કાંઇક માનસશાસ્ત્રના અણુકેલ્યા ભેદો ઉપરથી અનુમાન બાંધી, પણ મુખ્યત્વે કરી કલ્પનાતરંગોને તદ્દન અસંભવિત ન લાગે તેવી દિશામાં સહરાવી, ઓલાફ સ્ટેપલ્ડને 'લાસ્ટ એન્ડ ફર્સ્ટ મેન'માં મનુષ્યજીવનનું ભવિષ્ય બાંધ્યું છે. તેજસ્વી કલ્પનાથી વર્ણવાયલા અનેક પ્રસંગો, અને આશ્ચર્યકારક તો યે સંભવિત એવી ભાવિજીવનની ઘટનાના ઉલ્લેખો, આખા પુસ્તકને એક ઉત્તમ તરંગશીલ કથાની શ્રેણીમાં સહેજે મૂકી દે છે. એ ભાવિજીવનનાં સીમાચિહ્નો પુસ્તકને આધારે કાંઇક આ રીતે દર્શાવી શકાય.

જીસસ ક્રાઇસ્ટ → ઇ. સ. ૧૯૧૪-૨૦૦૦ મહાન યુરોપી વિગ્રહ અને બીજા આંતરરાષ્ટ્રીય યુરોપી વિગ્રહો. → ઇ. સ. ૨૨૦૦-૨૫૦૦ ચીન-અમેરિકન વિગ્રહ પ્રથમ સાર્વભૌમ રાષ્ટ્રની સ્થાપના

↓

ઇ. સ. ૪૦૦૦ અમેરિકન પૃથ્વી → બે લાખ વર્ષો પછી સાર્વભૌમ રાષ્ટ્રનો નાશ અને પ્રથમ મનુષ્યનો અસ્ત → ૧ થી ૨ કરોડ વર્ષો પછી દ્વિતીય માનવજાતિનો ઉદય અને પતન

↓

૨૫ કરોડ વર્ષો પછી મહાબુદ્ધિમંતો અને પંચમ મનુષ્યજાતિ → ૫૦ કરોડ વર્ષો પછી શુક્રના ગ્રહ ઉપર મનુષ્યની વસ્તી → ૭૫ કરોડ વર્ષો પછી ઊડતાં મનુષ્યો

↓

૧ અબજ વર્ષો પછી નેપચ્યુન-ગ્રહ ઉપર મનુષ્ય. → દોઢ અબજ વર્ષો પછી પંદરમી માનવજાતિ ને અંતિમ મનુષ્યનો જન્મ. → બે અબજ વર્ષો પછી મનુષ્યજીવનનો અંત અને અંધકાર.

સ્ટેપલ્ડન-ચક્ષુએ જોતાં માનવીજીવનનાં આ બે અબ્જ વર્ષોમાં શી શી શકયતાઓ રહેલી છે તે હવે જોઇએ.

## વિલય અને પુનર્જીવન

આજથી બે અબ્જ વર્ષ પછીનો અંતિમ મનુષ્ય કહે છે કે મનુષ્યજાતિ અઢાર વખત ઊગી અને આથમી. દરેક જીવનના ઉષઃ અને મધ્યાહ્ન કાળે મનુષ્યે ઉચ્ચતર જીવન ઘડવાના પ્રયાસો કર્યાં ને ઘણી વખત તેમાં તે સફળ થયો. પણ દરેકના અંતમાં કારુણ્ય રહેલું હતું. કોઇક વાર ગમે તેટલી ઉચ્ચ ભાવનાઓ કેળવવા છતાં આંતરકલહથી લડીલડીને તે નાશ પામતો અને કેટલીક વાર કુદરતી બળો ઉપર સરસાઇ મેળવવા છતાં કુદરત તેનો પરાજય કરતી. આમ પૃથ્વી અને મંગળ વસવા યોગ્ય ન રહેતાં તે શુક્રના ગ્રહમાં વસવા ગયો અને વૈજ્ઞાનિક બળો વાપરી ગ્રહોના માર્ગમાં પણ તે થોડા ફેરફાર કરી શક્યો. અંતે નેપચ્યુનમાં ઘણો કાળ વીતાવ્યા પછી સૂર્ય પોતે જ તૂટી પડવાની તૈયારી કરવા લાગ્યો ને અંતસમયની દીપશિખા જેમ અધિક પ્રકાશ આપી બુઝાઇ જાય, તેમ સૂર્ય પણ પોતાની પ્રચંડ આખરી જ્વાલાઓમાં ગ્રહોને શમાવી દઇ નષ્ટપ્રાય થઇ ગયો.

## અમેરિકન દિગ્વિજય

ઇ. સ. ૨૦૦૦થી ૪૦૦૦ના ગાળામાં અમેરિકાએ પૃથ્વી ઉપરનાં લગભગ બધાં રાષ્ટ્રો જીતી એક સાર્વભૌમ રાષ્ટ્ર સ્થાપ્યું. તેનો ઇતિહાસ કાંઇક આ પ્રમાણે છે. આંતરરાષ્ટ્રીય વિગ્રહોથી યુરપ જ્યારે તદ્દન નબળું પડી ગયું ત્યારે ચીનના એક યુવાન વૈજ્ઞાનિકે એક નાશકારક યંત્ર યુરપના વૈજ્ઞાનિકોની સભામાં રજૂ કર્યું. દૂરબીન અને બંદૂક સરખું આ યંત્ર પરમાણુછેદનમાંથી મળતી અખૂટ શક્તિનો ઉપયોગ કરતું. ગમે તે સજીવ કે નિર્જીવ વસ્તુ તરફ આ યંત્ર તાકી, તેમાંથી અદૃશ્ય

શક્તિપ્રવાહ છોડવામાં આવતો અને એક ક્ષણમાં નિશાન અગ્નિસમર્પણ થતું. આ યંત્રનો પહેલો ઉપયોગ એક અમેરિકન વિમાની કાફલા ઉપર થયો, ને તેને પરિણામે કાફલાનું દરેક વિમાન ખરતા તારાની પેઠે ભસ્મ થઈ ગયું.

પણ આ શોધનો ઉપયોગ પહેલી માનવજાતિ લગભગ પોતાના અંત સુધી ફરી વાર કરી શકી નહિ. પોતાની શોધનું ભયંકર પરિણામ જોઇ તે ચીનાઇ યુવાનને પોતા તરફ ઘૃણા ઉપજી અને તે નાશકારક યંત્રનો અને તેને લગતા ઉલ્લેખનો નાશ કરવા જે અગ્નિ પ્રકટાવાયો હતો તેમાં જ તેણે કૂદી પડી આત્મવિસર્જન કર્યું.

અમેરિકન કાફલાના પરાજયનું પરિણામ અત્યંત ગંભીર નીવડયું એ પ્રજાએ છેલામાં છેલાં સંશોધનોને પરિણામે જે પ્રાણઘાતક વાયુઓ શોધ્યા હતા તેનો ઉપયોગ યુરપની ભૂમિ ઉપર અમેરિકાએ છૂટથી કર્યો અને માત્ર ત્રણ દિવસમાં યુરપ અને ઈંગ્લંડની પ્રજા પૃથ્વીગ્રહ ઉપરથી અલોપ થઇ ગઇ. બ્રિટિશ મહારાજ્ય વીંખાઇ ગયું. કૅનડા અમેરિકન પ્રજામાં ભળી ગયું. દક્ષિણ આફ્રિકા અને હિંદ એક થઇ ગયાં અને ઑસ્ટ્રેલિયા તટસ્થ રહી સ્વતંત્ર થયું.

ત્યાર પછી પૃથ્વી ઉપર એક તરફ અમેરિકાએ અને બીજી તરફ ચીને સામ્રાજ્ય સ્થાપ્યાં, પણ અંતે કેટલાક વિગ્રહોને પરિણામે એ બંને પ્રજા સમજૂતી ઉપર આવી અને અમેરિકન પ્રમુખ અને ચીનાઇ ઉપપ્રમુખવાળું સાર્વભૌમ રાષ્ટ્ર પૃથ્વી ઉપર સ્થપાયું. આમ પૃથ્વી સર્વત્ર અમેરિકન બની ગઈ. વિજ્ઞાનમાં લોકોએ પુષ્કળ પ્રગતિ કરી, દરેક મનુષ્ય પોતપોતાના વિમાનમાં ઊડવા લાગ્યો અને એ રીતે મનુષ્યનાં હિંમત, શક્તિ અને ઉત્સાહને માર્ગ મળતાં કલહ અને વિગ્રહ વિસારે પડયાં. લગભગ ૫૦૦૦

વર્ષો આમ વીતી ગયાં ત્યારે પૃથ્વી ઉપરનાં શક્તિઉત્પાદક મુખ્ય દ્રવ્યો કોલસો અને તેલ ખૂટવા લાગ્યાં. આંતરવિગ્રહ ફરી પાછો શરૂ થયો અને લોકોએ ઝેરી વાયુ અને જીવલેણ જંતુઓથી એક બીજાનો સંહાર કરી નાંખ્યો. માત્ર પૃથ્વી ઉપરના કોઈ કોઈ છૂટાછવાયા ફળદ્રુપ પ્રદેશમાં મનુષ્યોની થોડી વસ્તી ટકી શકી. માનવસંસ્કૃતિ ધીરે ધીરે અસ્ત પામવા લાગી અને જંગલી જીવન પૃથ્વીના ઇતિહાસમાં ફરી વાર શરૂ થયું.

## પ્રથમ મનુષ્યનો અંત

આઇન્સ્ટાઇનના યુગ પછી લગભગ એક લાખ વર્ષે પ્રથમ મનુષ્યજાતિના વંશજોએ દક્ષિણ અમેરિકામાં પાછી માનવસંસ્કૃતિ પ્રકટાવી. ગતયુગની સર્વ સમૃદ્ધિઓ મેળવવા આ વંશજો શક્તિમાન નહોતા. તેમનાં શરીર અને મન બંને પ્રમાણમાં નબળાં હતાં. લગભગ ૫૦૦ વર્ષના પ્રયોગો પછી પરમાણુછેદન કે પદાર્થ-વિનાશમાંથી ઉત્પન્ન થતી અખૂટ શક્તિ મેળવવા અને તેનો ઉપયોગ કરવા છેવટે તેઓ શક્તિમાન થયાં. ધરતીનાં ઊંડાણમાંથી મહામહેનતે તેઓ ઘણાં ખનિજ દ્રવ્યો મેળવી શક્યા, છતાં પ્રથમ જાતિના પહેલા કાલ કરતાં તેઓ ઊતરતી કોટિના હોવાથી કુદરતી બળોની સામે બહુ ટક્કર ઝીલી શક્યા નહિ. આ વખતે પૃથ્વી ઉપર મનુષ્યની વસ્તી માત્ર દસ કરોડની હતી અને સાર્વભૌમ રાષ્ટ્ર ફરી વખત સ્થાપી તેને યુક્તિપૂર્વક નભાવવું અને ખીલવવું એ પ્રથમ મનુષ્યના કામ સાથે સરખામણીમાં રમત જેવું હતું, છતાં તેમનાથી એ બની શક્યું નહિ. અંતે પૃથ્વીના થોડા ભાગોની ખાણોની માલિકી માટે તકરાર ઊભી થતાં રાજ્યકર્તાઓ સામે લોકોએ બળવો જગાડ્યો. પરમાણુછેદનની ક્રિયામાંથી શક્તિ ઉત્પન્ન કરતું એક યંત્ર તેમને હાથ લાગ્યું અને તેના દુરુપયોગથી થતી ખુવારીના કશા ખ્યાલ વગર, વિકરાળ દાવાનળ સરખી

શક્તિ એ યંત્રમાંથી તેઓએ પ્રકટાવી, જેના ઉપર કાબૂ રાખવો અશક્ય હતો.

એ પ્રલયજ્વાળાઓ એન્ડીસ અને રોકી પર્વતો ઉપર પ્રસરી અને બંને અમેરિકન ખંડોને બરખી ગઇ. પ્રચંડ અગ્નિની માત્ર એક શિખા પર્વતોમાંનાં અમુક દ્રવ્યોને લાગતી કે તુર્ત જ તેમાંથી બીજી દસ સહસ્ર શિખાઓ પ્રકટતી. આમ દરેક પળે વેગવાન થતો અગ્નિ ઉત્તરમાં બ્હેરિંગની સામુદ્રધુની વટાવી, એશિયા, યુરપ અને આફ્રિકા ઉપર ફરી વળ્યો અને આખી પૃથ્વીને પોતાની આતશી ચૂડમાં ભેરવી. મહાસાગરો ઊકળવા લાગ્યા ને તેમની પેટાળ ધરતીમાં ભયંકર ઉત્પાતો થઇ રહ્યા. સુષુપ્ત જ્વાળામુખીઓ પણ યુગોની સમાધિ મૂકીને જાગૃત થયા અને અંગાર વરસતી આંખોએ પોતાનો કોપ દર્શાવી રહ્યા. આમ કુદરત-નાં સર્વ સંહારી બળો જાણે એક તાલે નૃત્ય કરવા માંડ્યાં, વાતાવરણ અત્યંત ભેજવાળું, ધુમાડાથી ભરેલું, ગુંગળાવતું ગરમ અને ગાઢ બની રહ્યું. ધ્રુવ તરફના ઠંડા પ્રદેશોમાં માત્ર જીવન નભી શકે તેવું હતું. તીસ કરોડની વસ્તી સીધા અગ્નિદાહથી કે શેકાઇને અથવા ઝેરી વાયુ અને વાતાવરણથી ગુંગળાઇને ત્રણ માસમાં નાશ પામી. માત્ર ઉત્તર ધ્રુવમાં જઇને વસેલાં ૩૫ જણાં—૭ સ્ત્રીઓ અને ૨૮ પુરુષો, આ પૃથ્વીપ્રલયમાંથી બચી જવા પામ્યાં: એ વખતે આઇન્સ્ટાઇન યુગને બે લાખ વર્ષો વીતી ગયાં હતાં.

જીવતદાન પામેલાં એ ૩૫ જણાંને હવેની અર્ધદગ્ધ ઊજડ પૃથ્વી ઉપર રહેવું ગમે તેમ નહોતું, છતાં માનવવંશ જાળવી રાખવાનો ધર્મ પોતાની ઉપર આવી પડ્યો છે, એમ જાણી હિમ્મતથી ને કુદરતી બળોની સામે થઇ, પોતાનામાંથી થોડાંનો ભોગ આપીને પણ તેઓએ પૃથ્વીને ધીરે ધીરે ફરીથી વસાવી. ઇંટરે લગભગ વનચરી અવસ્થાથી શરૂઆત કરી સંસ્કૃતિને શિખરે પહોંચતાં તેમને લાખો વર્ષો થઇ ગયાં ને દ્વિતીય માનવ જાતિ, પહેલીના નાશ પછી લગભગ એક કરોડ વર્ષે, પાછી હાંફવા લાગી.

## દ્વિતીય જાતિનાં લોક

દ્વિતીય જાતિનાં સ્ત્રીપુરુષ પડછંદકાય હતાં. તેમના હાથ અને પગો પહેલી જાતિનાં મનુષ્યો કરતાં વધારે સશક્ત હતાં. તેમના પગોને આંગળાં નહોતાં અને તેથી હલનચલનમાં તેમને ઘણી વધુ સગવડ મળતી. તેમને સોનેરી વાળ અને નીલમના રંગની વિશાળ આંખો હતી. આંતરડાંનું પુચ્છડું, ગળાના કાકડા અને એવી સરખી બીજી બિનજરૂરી વસ્તુઓ તેમના શરીરમાં ન હતી. પચાસ વર્ષની ઉમર થયા પછી જ તેઓ પુખ્ત વયે પહોંચતા. લગભગ એકસો નેવું વર્ષની વયે તેમની શક્તિ ક્ષીણ થવા લાગતી, અને થોડાં વર્ષો નિવૃત્તિમાં ગાળી તેઓ તદ્દન વૃદ્ધ થઇ જવા પહેલાં મરી જતા. માતાઓ ઉદરમાં ત્રણ વર્ષ સુધી ગર્ભ ધારતી અને પાંચ વર્ષ સુધી બાળકને પોતાના દૂધથી પોષતી. પ્રચંડ શરીર અને ભવ્ય કાન્તિથી દીપતી આ સ્ત્રીઓમાં અખૂટ શક્તિ હતી અને તેમનાં તેજસ્વી મુખ ઉપર હંમેશાં આર્દ્ર માનવતા તરી આવતી હતી. એ વખતે, દરેક પ્રકારના અનુભવ લેવા; બને તેટલો ભેદભાવ નાબૂદ કરવા અને એ રીતે ઉચ્ચતર જીવન ઘડી માનસિક સમૃદ્ધિઓ પામવા, સ્ત્રીપુરુષો એકપતિવ્રત કે એકપત્નીવ્રત પાળતાં નહિ.

એ જાતિમાં સ્વાર્થ નહિ જેવો જ હતો. તેમની દૃષ્ટિ દરેક કાર્યમાં ઘણી ઊંડી જતી અને તેમની કલ્પનાશક્તિ પણ પહેલા મનુષ્ય કરતાં વધારે સબળ હતી. પહેલા મનુષ્યે કરેલી ભૂલો વગર જ તેમને વિજ્ઞાનનું સર્વ જ્ઞાન મળી શક્યું. જગતરાષ્ટ્ર સ્થાપવામાં તેઓ તદ્દન સફળ નીવડ્યા કારણ કે તેમનામાં સ્વાર્થ અને સત્તાનો શોખ ન હતાં. કોલસો અને ખનિજ તેલ કેટલા ય કાળથી પૃથ્વી ઉપર ખલાસ થયાં હતાં, તો પણ તેઓએ પવન, સમુદ્ર અને જ્વાળામુખીની શક્તિનો ઉપયોગ કરી વીજળી ઉત્પન્ન કરવાનાં યંત્રો બનાવ્યાં હતાં.

આમ હવી રાજકીય, સામાજિક કે આર્થિક ચિંતા રહી નહોતી એટલે એ મનુષ્યોએ, મનુષ્યસ્વભાવનો આદર્શ ઠરાવવાની અને એ આદર્શોને પહોંચવા સ્વભાવને અનુકૂળ બનાવી શકાય તેવાં સંશોધનો કરવાની તૈયારી કરી. પણ આ ઉન્નત માર્ગના યાત્રીઓને આગળ વધવા ન દેવાનો વિધિએ નિશ્ચય કર્યો હતો અને તેથી પોતાની બીજી એક સૃષ્ટિને પૃથ્વી સામે તેણે સજ્જ કરી.

## પૃથ્વીનંદનનું પૃથ્વી ઉપર આક્રમણ

દ્વિતીય માનવયુગમાં ઉનાળાની એક સવારે પૂર્વ યુગના હિન્દુકુશની જગ્યાએ જ્યાં નવા અને વધુ ઊંચા પર્વતો ઉત્પન્ન થયા હતા તેનાં શૃંગો ઉપર ઘણાં સ્ત્રીપુરુષો શારીરિક બળની કસરતો અને ક્રીડામાં મગ્ન હતાં. એ વખતે આકાશ એક લીલા પારદર્શક વાદળથી છવાતું લાગ્યું. દૂરબીનથી જોતાં લોકોને જણાયું કે એ વાદળ થોડો વખત એકસરખું પથરાયલું તો થોડો વખત નાના નાના લાલ મધ્યબિંદુવાળા વર્તુલાકાર ભાગોમાં વહેંચાઈ જતું, પાસે ને પાસે આવ્યે જતું હતું. અર્ધો કલાકમાં તો પાસેના એક શિખર ઉપર તે આવી પહોંચ્યું અને ધીરે ધીરે નીચે ઊતરી પર્વતની ખીણમાં આળોટવા લાગ્યું. તળેટીના ગામમાં રહેતાં લોકોમાં હોહા થઇ રહી અને તેઓ નાસભાગ કરવા લાગ્યાં, પણ મૃત્યુના ડંખ સમું એ તેમની પાછળ પડ્યું. તેનો ભક્ષ પાસે આવી લાગતાં તેમાંથી એક લાલ જ્વાલા પ્રકટી અને લોકસમુદાયને પોતાના પાશમાં ઝાલી ફરતું તે વિંટળાઇ વળ્યું. એ સ્થળે ઘડીભર તે થંભ્યું અને પછી ચુસાઇ ગએલાં લોકશરીરનાં શબ મૂકી પોતાની ગોઝારી યાત્રાએ આગળ ચાલ્યું. ગામેગામ બિનતારી સંદેશાનાં મોજાંથી લોકોને આ ભેદી વાદળની હિલચાલની ખબર મળતી. એમ પણ જણાયું કે વિદ્યુતનાં આ મોજાં એ વાદળ ઉપર અસર કરી શકતાં અને તેના માર્ગમાં આવતાં તે વિખેરાઇ જતું. આમ અચાનક થએલી શોધનો ઉપયોગ લોકોએ તરત જ

કર્યો અને આકાશથી ઊતરી આવેલું આ શત્રુવાદળ ધૂમના ગોટાની જેમ ઉપર ચડી અદશ્ય થઇ ગયું. પુરાણકથામાં જેને ભૂમિપુત્ર કે પૃથ્વીપુત્ર મંગળ કહ્યો છે તેનાં અદ્ભુત વતનીઓનું પૃથ્વી ઉપર આ રૂપમાં થએલું એ પહેલું આક્રમણ હતું. ઉપર વર્ણવેલા પ્રકારનું તેમનું ધડતર મંગળગ્રહના કદ, વજન અને ત્યાંના હવામાનને અનુકૂળ આવે તેવું વિધિએ ધડયું હતું.

મંગળનાં વતનીઓને સર્વ વિદ્યા અને કળામાં મનુષ્ય કરતાં વધુ જ્ઞાન હતું, પણ પાણીની તાણ તેમને મંગળમાં બહુ હતી એટલે પૃથ્વી ઉપરથી પાણી લઇ જવા અને પૃથ્વી ઉપર પણ પોતાનું થાણું જમાવવા બીજી વખત તેમણે પાછું એક ભીષણ આક્રમણ કર્યું. આ વખતે પૃથ્વી ઉપર તેમને વિજય મળ્યો. ઘણાં વર્ષો સુધી તેઓએ પૃથ્વીનાં પાણીનો લાભ લીધો અને પોતાના ગ્રહને પણ સારી રીતે અપાવ્યો. છેવટે પૃથ્વીનિવાસી કોઇ માનવ જીવવિદ્યાવિશારદે એક પ્રકારનું જંતુ શોધી કાઢયું જે મનુષ્ય અને મંગળવાસી બંનેને પ્રાણઘાતક નીવડયું. તેનાથી એક પ્રકારનો ચેપી પ્લેગ દુનિયામાં ફેલાયો અને મંગળવાસીઓ મારફત તેમના ગ્રહ ઉપર પણ પહોંચી ગયો. આને લઇ પૃથ્વી ઉપરની લગભગ બધી અને મંગળગ્રહની તમામ વસ્તી નાશ પામી.

## કૃત્રિમ મનુષ્ય

દ્વિતીય માનવજાતિના સંહાર પછી, જ્યારે પૃથ્વી ઉપરના પ્રથમ મનુષ્યાવતારને લગભગ ચાર કરોડ વર્ષો થઇ ગયાં હતાં ત્યારે, કુદરતના માત્ર એક ચમત્કારથી ઉષ્ણ કટિબંધ તરફના જંગલમાં રહી ગએલા કોઈ કોઇ માનવીઓ, પેલા જીવલેણ જંતુની ઝડપમાંથી બચી જઇ પુનઃ એક વખત દુનિયા વસાવ્યે જતાં હતાં. તેમનામાંથી તૃતીય મનુષ્યજાતિ ઉદ્ભવી. અરણ્યવાસી અવસ્થામાંથી સંપૂર્ણરૂપે વિકસતાં તેઓને લગભગ છ કરોડ વર્ષો થઇ ગયાં.

તૃતીય જાતિ બીજીના કરતાં વધારે વ્યવહારુ નીવડી અને આધ્યાત્મિક પ્રગતિના બહુ વિચારો કરવા કરતાં તેઓએ મનુષ્યને જ નવેસરથી ઘડવાનું યોગ્ય ધાર્યું. જીવનશાસ્ત્રમાં તેઓ ઘણા પ્રવીણ થઇ ગયા હતા. અનેક પ્રાણીઓ ઉપર વઢાડકાપ કરીને તેમ જ બીજી રીતે જાતજાતનાં પ્રાણી તેઓ બનાવી શકયા હતા. છેવટે તેમણે એક મહાબુદ્ધિમંત, વિશાળ મગજનું માનવી ઘડવાનો નિશ્ચય કર્યો. અનેક પ્રયોગો પછી એક અપક્વ મનુષ્યગર્ભ લઇ તેને પ્રયોગશાળામાં નિર્ણીત કરેલી રીતે રસાયનો વગેરેની મદદથી તેઓએ પકવ્યો. કૃત્રિમ ઉપાયોથી ઊછરેલા એ મનુષ્યને માત્ર એક વિશાળ મસ્તિષ્ક હતું એમ કહીએ તો ચાલે. હાથપગને તદ્દન કાઢી નાંખી શકાય તેમ ન હતું એટલે એ અંગો અને શરીર નવા જીવને બહુ જ નાના પ્રમાણમાં હતાં. તેના ઘડનારાઓના મત પ્રમાણે આ વિશાળ મગજનું કામ મનુષ્યજાતિને નવાં નવાં સંશોધનો તરફ પ્રેરવાનું અને દર્શનો કરાવવાનું જ હતું, અને હલનચલન જેવી બિનજરૂરી ક્રિયાઓની તેને આવશ્યકતા હતી નહિ.

આ કૃત્રિમ મનુષ્યમગજને એ વખતના રાજ્યકર્તાઓએ બહુ સંભાળથી તેને માટે ખાસ યોજાયલા એક ગૃહમાં ઉછેર્યું. લગભગ પચાસ વર્ષના ગાળામાં મનુષ્ય પાસેથી જે જે વિદ્યાઓ તેને શીખવી શકાય તેમ હતી તે બધી શીખવવામાં આવી, પણ ત્યાર પછી તો તેનું જ્ઞાન બહુ ઝડપબંધ આગળ વધવા લાગ્યું અને તેના શિક્ષકો હવે માત્ર સેવકો–કારકુનો, ચિઠ્ઠીચાકરો ને ઠામવાસણ સાફ કરનારાઓ–થઇને રહ્યા. આવા સેંકડો ચાકરો તેના કામ માટે–માહિતીઓ એકઠી કરવા અને નમૂનાઓ ખોળવા–પૃથ્વીના ખૂણેખૂણામાં દરરોજ ફરી વળતા. વખત જતાં આ મનુષ્યમગજે સામાજિક વ્યવસ્થાનાં અને બીજાં અદ્ભુત નિરાકરણો સૂચવ્યાં અને તેનું માન દિવસે ને દિવસે વધતું

ચાલ્યું. પદાર્થવિજ્ઞાનના ગહન વિષયોની-રીલેટિવિટી અને ક્વોંટમ સિદ્ધાંત અને પરમાણુરચનાના નિયમો, એ સર્વની-સીમાને તેણે જોઇ લીધી હતી. માનસશાસ્ત્રનો ઊંડો અભ્યાસ કરી સત્કર્મ અને દુષ્કર્મ, મન અને તેનો આશય, સત્ય અને અસત્ય વગેરે વિષયો પરત્વેનું સર્વ જ્ઞાન તેણે સંતોષપૂર્વક મેળવી લીધું હતું.

વખત જતાં આ વિશાળ મગજને લાગવા માંડયું કે બુદ્ધિમાં પોતાને સહાયકારી થાય તેવાં બીજાં મનુષ્યમગજો બનાવવાની જરૂર હતી. તેથી પોતાના જેવાં બીજાં દસ હજાર મગજો સંભાળપૂર્વક તેનાં ગુલામો પાસે બનાવડાવ્યાં અને પૃથ્વીના જુદા જુદા ભાગોમાં તેમને માટે મંદિરો બંધાવી તેમાં એ સર્વની સ્થાપના કરાવી. તૃતીય માનવજાતિ આ બુદ્ધિમંતોની ગુલામ બની તેમનું સર્વ કામકાજ કરતી. કંટાળાને તેઓએ છેવટ બળવો જગાવ્યો, પણ ઝેરીવાયુ અને જંતુઓથી તેમના રાક્ષસી દુશ્મનોએ તેમનું તુર્ત જ નિકંદન કરી નાખ્યું. વિજયી બુદ્ધિમંતોને હવે લાગવા માંડયું કે વિશાળ મગજનાં પણ છૂટથી હરીફરી શકે તેવાં મનુષ્યો ઉત્પન્ન કર્યાં હોય તો તેમને પોતાને અને ત્રીજી જાતિને જે જાતનું અવરોધન હતું તેમાંથી મનુષ્યને મુક્ત કરી શકાય. આથી તૃતીયજાતિનાં બે ઉત્કૃષ્ટ સ્ત્રીપુરુષોના નમૂનાઓ પસંદ કરી તેમણે ઉપજાવેલા બે ગર્ભોને યોગ્ય સંસ્કાર આપી, નવીન પંચમજાતિનાં નરનારીનું પ્રથમ યુગલ તેમણે નીપજાવ્યું. પછી તો સેંકડો વર્ષે એ જાતિની વૃદ્ધિ થવાથી તેમને પેલાં બુદ્ધિમંત મગજોની કશી જરૂર રહી નહિ, પણ તેઓને કુદરતી મોત નહોતું એટલે નવીન જાતિએ, જૂનાં યંત્રોને ફટાકા મારીને કોઇ તોડી નાંખે તેમ આપખુદ થઇ ગએલાં એ દસે હજાર મગજના ટુકડા કરી નાખ્યા.

## પૃથ્વીનાં છેલ્લાં વતનીઓ

પ્રથમ મનુષ્યના કરતાં બેવડા કદનાં, વિશાળ મગજનાં, મજબૂત હાડકાં અને સ્નાયુવાળાં પંચમ જાતિનાં સ્ત્રી-પુરુષોની શ્યામવર્ણી આકૃતિ સુંદર હતી. તેમનું આયુષ્ય ત્રણ હજારથી પચાસ હજાર વર્ષનું હતું. તેમના બુદ્ધિમંત કર્તાઓએ અને તેમણે વિજ્ઞાનના ઉપયોગ એટલા બધા વધારી દીધા હતા કે મનુષ્યને હવે માત્ર વિચાર કરવાનું, રાજકીય અને સામાજિક વ્યવસ્થાની યોજનાઓ ઘડવાનું, માનસિક અને વૈજ્ઞાનિક સંશોધનો કરવાનું, કળાના ઉપાસકો થઇને રહેવાનું કે પર્વતો સાથે ઊંચાઇમાં સ્પર્ધા કરે તેવાં મહાલયોમાં વિહાર કરવાનું જ કામ હતું. દરેક જણ યંત્રથી ચાલતા પાંખ વગરના વિમાનમાં કે માત્ર એક ઓવરકોટ જેવું પરિધાન સજી ઊંચે ઊડી શકતું ને સવાથી દોઢ કલાકમાં આખી પૃથ્વીનું પર્યટન સહેલાઇથી કરી આવતું. દરેક જણ કરોડપતિ જેવું તોંગર તો યે ફકીર સરખું રંક હતું. આ લોકો દિકાળજ્ઞાની હતાં. વિચારશક્તિને ભૂતકાળમાં પ્રકાશ કરતાં વધારે ગતિથી દોડાવીને તેઓ પૃથ્વીના જૂના ઇતિહાસ અને તેમાં ગત મનુષ્યજાતિઓની ચડતી અને પડતી જોઇ શકતાં એટલું જ નહિ પણ તેમના અનુભવો પણ અનુભવી શકતાં. તેમને મન આ અત્યંત દુઃખનો વિષય હતો. એ કાળમાં સમભાવ લોકોમાં એટલો ઓતપ્રોત થઇ ગએલો હતો કે આગલા યુગોની રીતે એક મનુષ્ય બીજાને શી રીતે મદદ કરી શકે એ તેમનાથી સમજાતું નહોતું. બીજું દુઃખ તેમને માણસનું હતું. પચીસ કે પચાસ હજાર વર્ષનું તેમનું આયુષ્ય હોવા છતાં અંત પોતાનાં સ્વજનોથી વિખૂટાં પડવાનું છે એ વિચાર તેમના અત્યંત હેતાળ સ્વભાવને અસહ્ય લાગતો.

આમ ને આમ જ્યારે પ્રથમ મનુષ્યજન્મને પચાસ કરોડ વર્ષો થઇ ગયાં હતાં ત્યારે પંચમ જાતિને જણાવા લાગ્યું કે તેમની માનસિક ઉન્નતિને લઇને પૃથ્વીના આકર્ષણશક્તિમાં ફેર પડી

ગયો હતો અને તેથી પૃથ્વીની પ્રદક્ષિણા કરતો ચંદ્ર હવે પાસે ને પાસે આવવા લાગ્યો હતો. ગણતરીઓથી તેમને જણાયું કે થોડાં હજાર વર્ષોમાં ચંદ્ર પૃથ્વી સાથે અફળાશે ને કદાચ પૃથ્વી ઉપર મનુષ્યને વસવાનું અસંભવિત બનશે. આમ હોવાથી તેઓએ પૃથ્વી ઉપરથી મનુષ્યનું સ્થાન શુક્રમાં લઈ જવા નિશ્ચય કર્યો. શૂન્યતામય વાતાવરણમાં અદ્દભુત ગતિથી ઊડી શકે તેવાં વિમાનો રચી શુક્ર ગ્રહ ઉપર પહોંચવાની હિંમત કેટલાક સાહસિક વીરોએ કરી, અને અંતે કેટલાં ય બલિદાન લેવાયા પછી પૃથ્વીની સમસ્ત પ્રજાને શુક્ર ઉપર જઇને રહેવું સંભવિત બન્યું. ત્યાં વસ્યા પછી થોડાં વર્ષોને ગાળે ચંદ્ર પૃથ્વીની છેક નજીક આવી જઈ તેની સાથે અફળાયો અને એ પ્રચંડ હોનારતના ભડકા શુક્ર ઉપરથી મનુષ્યને દૂરબીન વડે દેખાયા.

## ઊડતાં મનુષ્યો

શુક્રની ભૂમિ ઉપર મહાસાગરોનાં અગાધ જળ ઊછળતાં હતાં પણ ત્યાંના વાતાવરણમાં ઑક્સિજન વાયુ નહોતો. આમ હોવાથી કૃત્રિમ ઉપાયોથી—વિદ્યુતશક્તિની મદદથી શુક્રનાં પાણીનો ઉપયોગ એ ગ્રહના વાતાવરણમાં શરૂઆતમાં જોઇતો ઑક્સિજન ભરવામાં થયો. પછી પૃથ્વી ઉપરથી આણેલાં ઝાડપાને એ વાયુનું પ્રમાણ મનુષ્યને જોઇતા પ્રમાણમાં વધારી દીધું. શુક્રમાં વસતાં માત્ર જળચર પ્રાણીઓનો પણ મનુષ્યને ઇચ્છાઅનિચ્છાએ અંત લાવવો પડ્યો. આ પ્રમાણેનું રહેઠાણ અને ત્યાંનું વાતાવરણ અત્યંત યત્નપૂર્વક બનાવેલું હોવા છતાં મનુષ્યને તે બહુ રુચ્યું નહિ. છેવટે અનેક વખત નાશ અને પુનર્જન્મ પામી છેક મનુષ્યજાતિએ પોતાની જાતને શુક્રના વાતાવરણને અનુકૂળ બનાવી અને પૃથ્વી ઉપર પ્રથમ મનુષ્યજાતિએ જે જે સંસ્કાર મેળવ્યા અને ખોયા હતા તે સર્વનું પુનરાવર્તન શુક્રમાં થઇ ગયું. લાખો વર્ષો આ ઘટનાને બનતાં થયાં.

એ છઠ્ઠી માનવજાતિમાં ઊંચે આકાશમાં ઉડ્ડયન કરવાની વૃત્તિ ઘણી પ્રબળ હતી. વ્યવહારમાં અને ચિંતનમાં તેઓ ઊડવાની કળાના ઉપાસકો હતા. ઊડતાં પક્ષીઓની કે તે દેવદેવીઓ કલ્પી તેમની પૂજા તેઓ કરતા અને કોઇક રીતે પોતાને પાંખો પ્રાપ્ત થાય તેવી યોજના કરવામાં તેઓ હમેશાં પ્રવૃત્ત રહેતા. છેવટે અનેક વર્ષોના પ્રયોગોને પરિણામે સાતમી જાતિનું મનુષ્ય એટલે પક્ષી-મનુષ્ય તેમણે ઉત્પન્ન કર્યું. પાતળી ચામડીથી જોડાએલા હાથ અને પગવાળું આ મનુષ્ય એકસાથે કલાકો સુધી ઊંચે ઊડી શકતું અને જમીન ઉપર પણ ચાલી શકતું. ઊડતી વખતે તેને એક પ્રકારનો ઉન્માદ આવી જતો અને એ વખતે તીવ્ર આનંદનો તેને અનુભવ થતો. સાધારણ વ્યવહારનાં જે જે કામો જમીન ઉપર રહી કરવાનાં હોય તે કરી લઇને બાકી એ સાતમા મનુષ્ય-અવતારનાં નરનારી આકાશમાં જ ભ્રમણ કરતાં ને જુદી જુદી વ્યૂહરચના કરી અનેક ક્રીડાઓ કરતાં. ઘણી વખત પ્રેમી યુગલો એકબીજાંને બાથમાં લઇ ઊડતાં અને એકાએક દસ-હજાર ફૂટ જમીન ઉપર કૂદી પડવામાં અંતિમ આનંદ અનુભવતાં.

પણ આ આનંદની ઉપાસના બહુ લાંબો વખત ચાલી શકી નહિ. ધીરે ધીરે સાતમા અવતારમાં પણ ઊડવાનાં અંગો જે અમુક રીતે કૃત્રિમ હતાં તે કાયમ ટકી શક્યાં નહિ. આથી જમીન ઉપર જ ફરી શકતાં મનુષ્યોની વસ્તી વધવા લાગી. સત્તા છેવટે તેમના હાથમાં આવી એટલે ઊડતાં મનુષ્યોએ પોતાના સ્વભાવ અને સ્વમાનને છાજે તેવું આત્મબલિદાન આપવાનો નિશ્ચય કર્યો. કોઇ ઊંચા ગિરિના શૃંગ ઉપર તેઓ મળ્યાં અને ત્યાંથી એક સાથે ઊડતાં ઊડતાં દૂરના એક ધીકતા જ્વાળામુખી ઉપર પહોંચી તેની પ્રદક્ષિણા કરી, અને પછી અંગાર વરસતા તેના મુખમાં સૌએ આનંદથી ઝંપલાવ્યું.

શુક્ર ઉપરની આઠમી માનવપ્રજા ઇજનેરવિદ્યામાં બહુ કુશળ

નીવડી. તેણે એ આખા ગ્રહને મનુષ્યનાં સુખસગવડનાં સાધનોથી સમૃદ્ધ કર્યો. આવી રીતે ઘણો કાળ વીત્યા પછી જ્યારે પ્રથમ મનુષ્યની ઉત્પત્તિને લગભગ એક અબ્જ વર્ષ થઇ ગયાં હતાં ત્યારે આ આઠમી પ્રજાને જણાવા લાગ્યું કે દૂર અંતરિક્ષના ઊંડાણુમાંથી એક મહાન્ તારક સૂર્ય તરફ આવતો હતો. ગણતરીઓ કરતાં તેમને ચોક્કસ જણાયું કે થોડાં હજાર વર્ષોમાં એ સૂર્યની તદ્દન નજીક આવી કદાચ પાસેના ગ્રહ બુધ, શુક્ર વગેરેને સળગાવી મૂકે. કોઇ પણ જોખમે મનુષ્યજીવનની જ્યોતિને બળતી તો રાખવી જ જોઇએ. ઘણા વિચારો કર્યા પછી અંતે તેઓ નિશ્ચય ઉપર આવ્યા કે બધા ગ્રહોમાંથી નેપચ્યુન ગ્રહ ઉપર જઇને રહેવું સલાહકારક હતું, કારણ કે આગન્તુક તારકની સૂર્ય સાથે અથડામણી થાય ત્યારે તેના ઘર્ષણના અગ્નિમાંથી દૂરના નેપચ્યુન સરખા ગ્રહો જ મનુષ્યને બચાવી શકે તેમ હતા.

### નેપચ્યુન ઉપર

નેપચ્યુન ઉપર માનવસમાજે ગાળેલાં બીજાં એક અબ્જ વર્ષનો તો માત્ર હવે ટૂંકો ઉલ્લેખ કરીએ. સસલા સરખી મનુષ્યની નવમી પણ નેપચ્યુન ઉપરની પહેલી પ્રજા ચઢતી ઊતરતી દશાઓ ભોગવી સાઠ કરોડ વર્ષે પંદરમા અવતારમાં સંસ્કૃતિની પરાકાષ્ઠાએ પહોંચી. આ અવતારની જોડી કુદરતે માત્ર દ્વિતીય મનુષ્યજાતિમાં ઉત્પન્ન કરી હતી. પંદરથી છેલ્લા અને અઢારમા અવતાર સુધી એટલે લગભગ ચાલીસ કરોડ વર્ષો સુધી, આ અંતિમ સંસ્કૃતિનાં નવાં નવાં અંગો દૃષ્ટિગોચર થવા લાગ્યાં અને માનવજાતિ હવે વિશ્વમાં પોતાનું સ્થાન, કુદરતનાં સર્વ રહસ્યોનો ઉકેલ તેમજ ફિલસૂફી અને કલાના સર્વ વિષયોનો પાર પામશે એમ લાગતું હતું. આ લોકો અમુક દિશાઓમાં કુદરતી બળો ઉપર પણ અંકુશ મેળવી શકયા હતા.

આ પ્રમાણે જ્યારે નવા તારાના આગમનથી મંગળ, શુક્ર અને બુધ બળીને ભસ્મ થયા અને સૂર્ય થોડા સૈકાઓ સુધી અતિશય ઉષ્ણ થઇ ગયો ત્યારે, નેપચ્યુન ગ્રહને તેના માર્ગમાંથી સોળમી પ્રજાએ તેટલા કાળ માટે દૂર ખસેડયો હતો.

### અંતકાળ

મનુષ્યજાતિની અંતિમ અને અઢારમી પ્રજાના માનવીનું આયુષ્ય સરેરાશ અઢી લાખ વર્ષનું હતું. વીસ વર્ષ સુધી તેની માતા ગર્ભ સેવતી અને તેનાં પાંચસોથી સાતસો વર્ષો શિશુકાળમાં જતાં. હજારો વર્ષો સુધી તે યુવાવસ્થાનો પ્રથમ કાળ નેપચ્યુનનાં ધ્રુવપ્રદેશોમાં સરખી ઉમરનાં યુવાન અને યુવતીઓ સાથે અનેક લીલાઓમાં ગાળતો અને પચીસ હજાર વર્ષની વયે, એ કાલનાં રાજ્ય અને સમાજબંધારણનાં મૂળતત્ત્વો તે શીખવા લાગતો.

રાજ્યકારભાર, માઇલ માઇલ લાંબાં વિમાનોમાં અનંતની મુસાફરી, ગુરુ, શનિ વગેરે ગ્રહો ઉપરથી ખાદ્ય વસ્તુઓની નિકાશ વગેરે સર્વ વ્યવહાર નિયમિતપણે અને નિર્વિઘ્ને નેપચ્યુન ઉપર ચાલતો. સમાજવ્યવસ્થા જુદા જ પ્રકારની હતી. નેપચ્યુનની સર્વ વસ્તીને અનેક સમુદાયોમાં વહેંચી નાખવામાં આવી હતી. દરેક સમુદાય છન્નુ જણાંનો હતો. કોઇ પણ મહત્ત્વનો વિચાર કે નિશ્ચય કરવાનો હોય ત્યારે એક સમુદાયનાં સર્વ માનવીઓનાં મગજ અદશ્ય તરંગોથી સંકળાઇ રહેતાં. વળી આ ક્રિયા માટે એકબીજાની પૂરેપૂરી ઓળખાણ અને સહાનુભૂતિની તેમ જ નિરનિરાળા અનુભવોની પૂરી આવશ્યકતા હોવાથી દરેક સમુદાયનાં સ્ત્રી–પુરુષો વચ્ચે જાતીય વ્યવહાર છૂટથી થઇ શકતો. પોતાના સમુદાય સિવાયના બીજા સમુદાયોમાં પણ તેઓ થોડો થોડો વખત ગાળતાં અને એ રીતે સમસ્ત પ્રજાનું માનસ ઘડવામાં આ સામુદાયિક તંત્ર અતિશય ઉપયોગી નીવડયું. તેમના જીવનની કોઇ કોઇ ધન્ય ક્ષણોએ

આખી પ્રજા એક પ્રકારની સુષુપ્તિ ભોગવતી અને અનંતનો વિચાર કરતી. તેમને ખાતરી હતી કે આવી ક્ષણોમાં દીર્ઘકાળે પણ સૃષ્ટિનું રહસ્યમાત્ર તેમને જણાઈ જશે; તો પણ જરૂર લાગે તો તેઓ હજી યે પોતાથી ઉચ્ચ પ્રકારનું માનવી સર્જવાને તૈયાર હતાં.

પંચમજાતિ જે ભૂતકાળનિરીક્ષણ કરી શકતી તેનાથી પણ વધારે ઊંડું નિરીક્ષણ કરવાની શક્તિ આ અઢારમી જાતિએ કેળવી હતી. તેમને જણાયું કે દરેક ભૂતકાલીન ઘટનાનો કોઈ વર્તમાન કે ભવિષ્યની ઘટના સાથે સંબંધ છે. આ પ્રમાણે જે ગત બીનાઓ અર્થ વગરની લાગે તેને આધારે ભવિષ્ય જાણી શકાય એમ તેઓ નિશ્ચયપૂર્વક માનતા. પ્રથમ જાતિના જીસસ, સૉક્રેટીસ ને ગૌતમ બુદ્ધ તેઓને મન દૂરનું ભવિષ્ય ઘડવા સરજાયલા હતા.

પણ આ બધો વખત અંતરિક્ષમાં ભીષણ ક્રાન્તિઓ થયે જતી હતી. અનેક સાધારણ સફેદ પ્રકાશ આપતા તારાઓ અતિશય તપ્ત થઈ જઈ નારંગી પ્રકાશતા હતા, અને તેથી હજારો વર્ષો સુધી નેપચ્યુન ઉપરની રાત્રિઓ ભયાનક તેજથી દીપી ઊઠતી સૃષ્ટિનાં છેલ્લાં માનવીઓએ જોઈ. સૂર્યને પણ આ ચેપ અવશ્ય લાગશે એમ તેમને જણાયું આ પ્રલયમાંથી જો માનવજીવનને ઉગારવો હોય તો કોઈ પણ રીતે, મનુષ્યબીજને અંતરિક્ષમાં દૂર કોઈ અજાણ્યે સ્થાને પણ અનુકૂળ વાતાવરણમાં, જ્યાં તેમાંથી કોઈ કાળે પણ બુદ્ધિમંત જીવનના અંકુર ફૂટી શકે તેવે સ્થળે, મોકલવા યત્ન કરવો જોઈએ. આમ વિચારી તેઓએ નેપચ્યુનના આકાશી માર્ગમાં જુદી જુદી દિશાઓ તરફ માનવબીજના અખૂટ કણો સૂર્યના પ્રકાશ દ્વારા મોકલવા શરૂ કર્યાં. કોઈ નિહારિકામાં, કોઈક તારામાં, કોઈ ગર્ભિત દુનિયામાં, આમાંનું એક પણ બીજ પહોંચે ને સમૃદ્ધ થઈ પાછું જીવનને

કોઈ સુંદર સ્વરૂપે પ્રકટાવે એ જ વિચાર તેમની અંતિમ નિરાશામાં આશા અને આનંદને સ્થાન આપતો હતો.

ભ. દ. વૈ.

## કિનખાબી અને રત્નજડિત

સાહિત્યસમીક્ષા : વિશ્વનાથ મ. ભટ્ટ (નૂતન પ્ર. મંદિર, અમદાવાદ; રૂ. રા)

વિવેચના : વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી, (ગુર્જર ગ્રં. ર. કાર્યા. અમદાવાદ રૂ. રા)

૧

હું જેટલો મિથ્યાભિમાની મનાઉં છું તેટલો હોત તો આ અવલોકન આટલું જ કહીને શરૂ તથા પૂરું કરતઃ "આ ગ્રન્થો વિશે વળી મારે લખવું શું? બંનેની પ્રસ્તાવનાઓ મને જ ઘણુંએમાંનાં વિવેચનોનો પાલક પિતા ઠરાવે છે ને? તો પછી બંને ગ્રન્થોને વાત્સલ્યપૂર્વક 'શતં જીવ શરદઃ' કહીને પ્રતિકર્તવ્યતા કેમ ન માનું, ન માણું?" હું જેટલો નમ્રાપનમ્ર મનાઉં છું તેટલો ખરેખર હોત તો વળી આમ ઉચ્ચારત. "આ આવી દુનિયામાં સવ્યસાચી સરખા પણ નિમિત્તમાત્ર ઠર્યો તો પછી હું તે કોણ? હું તો નિમિત્તનો પણ નિમિત્ત હતો. વાઙ્મયસૃષ્ટિનાં અમુક કોઈ કાળબળનાં નિમિત્ત બન્યાં હતાં એ વિવેચનો છાપનાર 'કૌમુદી'–'માનસી'; અને એ બડભાગી તેટલાં જ હતભાગી સામયિકોનું નિમિત્ત વળી આ એક સામયિકમંડુ 'મનૂડે જંતુડું'[1] આવો હું સરખો પત્રકારી વિવેચક તે શી વિધે આ સુપંડિતનાં અને સાક્ષરનાં કિનખાબી કે રત્નજડિત અલંકાર શાં વિવેચનોને મૂલવી શકવાનો હતો? અશક્ય, કેવળ અશક્ય."

એક બીજું–અને હવે કૈંક ગંભીર–કારણ પણ છે, પ્રકૃત ગ્રન્થવિવેચનથી મારે પરહેજ રહેવાનું: જે વિવેચનયુગનાં બાળ

1. પ્રા. ઠાકોર : 'પ્રતિભાબીજની માવજત' ('બુદ્ધિપ્રકાશ' પુ. ૮૬, અં. ૩; જુલાઈ–સપ્ટે. ૧૯૩૯, પૃ. ૨૫૪.)

વિશ્વનાથ અને વિષ્ણુભાઇ છે, તેનું બાળક હું પણ છું. જ્યાં આમ ભાવના અને દૃષ્ટિબિન્દુની ઠીક ઠીક પ્રમાણમાં એકતા હોય, ત્યાં તટસ્થ વિવેચન કેટલું મુશ્કેલ ? તટે સ્થિત થઇને પ્રવાહને અવલોકવા એમ અશક્ત એવો હું જો પ્રધાનપણે ગુણદર્શી થાઉં તો પૂછનાર પૂછશે "થયા છેને ત્રણે પીઠથાબડિયા બરાબર ભેગા ? પેલા બેઉએ તેને પ્રસ્તાવનામાં ચઢાવ્યો, તો તે હવે બેઉને ચઢાવે છે. આ સુંવાળાંરેશમ ગ્રન્થવિવેચનમાં ?... સાળા આ મોંઘવારિયા જમાનામાં શળી પણ મોંઘી થઇ લાગે છે; બાકી તો કોઇક આવા સર્જકકર્જક વિવેચક હોવાનો દાવો કરનારા બધાયને કચારના પચકડી, ને......" અને એવા કોઇક શળીચઢાવનહારના પંજામાં પકડાવાની બીકે જો વિવેચનને કાંટાળું—કટારકાંટાળું—બનાવી નાંખીશ તો તો, નક્કી જ, આ મિત્રદ્વય પાછું વાળીને જોઇ, પડતાપડતા, દુઃખી દિલે ઉદ્‌ગારી ઊઠશે "Et tu, Brute?"

પરહેજગાર રહેવા માટેનાં આવાં ઘણાં કારણ હોવા છતાં નથી રહેતો; કારણ, સારા ગ્રન્થોને ઉત્સાહે તેમ સવિવેક સત્કારવાની ઘણા વખતથી મને લત લાગી છે; અને એવા ગ્રંથોનાં વિસ્તૃત વિવેચન 'માનસી'માં આવે જ એવો આગ્રહ ધરાવવાની લત એના વાચકોને લાગી છે.

૨

સુપંડિત અને સાક્ષર......કિનખાબી કે રત્નજડિત......

રા. ભાઇ વિશ્વનાથનું ઘણુંખરું કાર્ય ઊંચી કોટિના પંડિતમાનસની યાદ આપે છે. તેમને હાથે કિંચિત્ પણ 'અમૂલમ્' તો નથી લખાતું, પણ જે મૂલને તેઓ શોધે છે તે માત્ર એકાદ હાથ ઊંડાં હોતાં નથી કે એકાદબે વેંતની પહોળાઇમાં જ પથરાયલાં હોતાં નથી. પોતે સમુન્નત ભાવનાદૃષ્ટિથી વિવેચનનો આદર્શ નિરૂપતા હોય કે 'જીવનનો ઉલ્લાસ' એ "રમ-

હીય...પાનાંની ઇમારત"ને અડગ ધીટતાથી ફૂંક પછી ફૂંકે મારે જતા હોય; દલપતના મનની સાંગોપાંગ છબી ચીતરતા હોય કે નંદશંકરની નવલકથાનાં સૂરતી યા તો ઇંગ્લિશ પ્રેરણા-સ્થાનોના અંકોડેઅંકોડા મેળવી આપતા હોય; સ્વ. બોટાદકરની અભૂતપૂર્વ પિછાન સૌન્દર્યદર્શી કવિ તરીકે કરાવતા હોય કે પ્રા. ઠાકોરની પ્રયોગમાલામાં પરખાતા માનસને તથા ગદ્યને બિરદાવતા કે ચકાસતા હોય–આમ પ્રત્યેક મહત્ત્વના વિવેચનપ્રસંગે તેમનો પંડિતોને સુપ્રિય એવો 'અશેષ નિરૂપણનો શોખ'[1] પાને પાને પ્રગટતો આપણે જોઇએ છીએ. એ પ્રકારનું વિષયનિરૂપણ શક્ય બને ત્યાર પહેલાં વિષયનું જે સત્યાનુરાગી અન્વેષણ ધૈર્યપૂર્વક કરવું ઘટે તે કરવાની શક્તિ જેમ તેમનામાં છે, તેમ, એ અન્વેષણ-નાં ફળને મનોમય દેહમાં સ્વાભાવિક ક્રમે પચાવ્યાને પરિણામે લેખનમાં જે વિવરણબળ પ્રગટે, મોટી ડોળદાર ('મૅજેસ્ટિક') સ્થાપત્યરચના જેવી નિબન્ધરચના થાય, તે રચવાનું નિતાન્ત કૌશલ પણ તેમનામાં છે.

નિરૂપ્ય વિષયની પરિવ્યાપક વિભાવના ('કન્સેપ્શન'), તેના યથોચિત આવિષ્કરણ માટેનું શ્રમસાધ્ય વિપુલ જ્ઞાન અને એ બંનેને મૂર્ત કરતી ગંભીરભાવી પ્રરોહવતી લયવાહી વિધાનશૈલીઃ સ્થપતિના આ મૂલ્યવાન ગુણો જે વિશિષ્ટ પ્રકારના અને જેટલા પ્રમાણમાં રા. ભાઇ વિશ્વનાથમાં છે તે પ્રકારના અને તેટલા જ પ્રમાણમાં એમની હેઠીના બીજા કોઇ પણ વિવેચકમાં નથી.

એ શક્તિઓનું બીજું પાસું એટલે એમની નિબંધી તરીકેની અમુક મર્યાદાઓ. તેઓ નિબંધી તરીકે સુલેખક છે બેશક, પણ પંડિત અથવા તો 'વિવરણકાર ('એક્સપોઝિટર') જેવો સુલેખક થઇ શકે, જે રીતે અને જેટલા પ્રમાણમાં થઇ શકે, તેવા સુલેખક છે. વિષય છણવો તો પૂરો જ છણવો, એની

---

૧. 'સાહિત્યસમીક્ષા' પૃ. ૨૬૦.

પંડિત વિવેચક તરીકેની પોતાની ઊંડી ધર્મબુદ્ધિ તથા વિવેચન તરીકે રચનાની વાઙ્મયસૃષ્ટિમાં દીર્ઘાયુષી પ્રતિષ્ઠિતતા—આ બંને માનાર્હ ગુણો સાધવા પ્રત્યે તેઓ સવિશેષ એકાગ્ર રહે છે એટલે સંક્ષેપે વસ્તુગ્રાહ અને દ્યુતિમાન અસરકારક કથનલાઘવ એમને અનુકૂળ આવતું નથી—એટલે રચના ઠીક ઠીક પ્રસ્તારવાળી અને ભારે ભરી બની જાય છે. આપણે જે મોટો સંતોષ લેવાનો તે એ કે પ્રસ્તાર રેતીના રણનો નથી પણ ઊર્મિવન્ત સાગરનો છે અને ભાર સીસાનો નથી પણ ચોખ્ખા અને સો ટચના સોને વણ્યા મનોગમ વણાટકામનો છે.[૧]

૩

સાક્ષર જે અર્થમાં જોન મોર્લી હતા અને આચાર્ય આનંદશંકર છે, તે અર્થમાં આનન્દશંકરશિષ્ય વિષ્ણુભાઇ છે. ત્રણેની દૃષ્ટિએ વાઙ્મયસેવન એ પ્રથમતઃ વ્યવસાયવસ્તુ નથી, પણ ભવયાત્રાનું પાથેય છે. વાઙ્મય એમને મન અન્વેષણ, લેખન કે પ્રચારનો વિષય નહિ તેટલે અંશે મનુષ્યના સમગ્ર બાહ્યાન્તર જીવનની વિસંવાદિતા ગાળી નાંખી, મનઃપ્રસાદ નિષ્પન્ન કરતા સાધનરૂપ શક્તિ છે.

વસ્તુસ્થિતિ આવી હોવાથી ત્રણે મોટા જ્ઞાની છે અને ત્રણે જ્ઞાનના કંજૂસ[૨] છે; (અથવા, એવા આપણને લાગે). તેઓ પોતપોતાના પ્રિય વિષયના જ્ઞાનમાં ઊણા નહિ—જ્ઞાનની પ્રાપ્તિમાં ઊણા નહિ અને પાચનમાં નહિ. એવું પચેલું જ્ઞાન

૧. આ લખાયલું પંદરમી નવેંબરે પૂરી થતી દિવાળીરજામાં; ત્યાર પછી (પાંચમી ડિસેંબર આસપાસ) એક પ્રાધ્યાપકમિત્ર પાસેથી અનાયાસે જાણ્યું કે આ ગ્રંથની 'મૉડર્ન' રીવ્યુ'માંની અવલોકનનોંધ પણ આને મળતો મત આપે છે.

૨. આ વિશેષણ લૉર્ડ મોર્લીને તો કાંઈ પણ સંજોગમાં અંસતઃ જ લાગુ પડશે. એમની અસામાન્ય અને વ્યાપક વિદ્વત્તાના પ્રમાણમાં તેમણે ઓછું લખ્યું એમ કહેવાય. નિરપેક્ષપણે જોતાં એમનાં લખાણો થોડાં નથી.

એટલે મનોરૂધિર; એવું મનોરૂધિર એટલે નિરવદ્ય સંસ્કારિતા, એમના સમસ્ત સૂક્ષ્મ ને સ્થૂલ જીવનને મધુર અને તેજસ્વી બનાવતી આર્યતા. એ આર્યતેજની ઝળક અને એ માધુર્યનાં અમી 'એનકૉમ્પ્રોમાઈઝ'ને, 'રેફલેક્શન્સ'ને 'આપણો ધર્મ'ને તથા 'વિવેચના'ને પોતપોતાની ભાષામાં ઘણું ઊંચું અને સ્થાયી સ્થાન અપાવે છે.

જે સાક્ષરપ્રકૃતિ આમ જ્ઞાનને આત્મસાત્ કરવાનો ઉચ્ચ-આગ્રહ સેવે તેને હાથે જ્ઞાનનું વિતરણ પ્રમાણમાં ઓછું જ થઇ શકે. તેને ઝાઝું લખવાની જરૂર લાગતી નથી; લાંબું લખવું ગમતું નથી; અને ઉતાવળું લખતાં તો, સદ્ભાગ્યે, આવડતું જ નથી. પ્રમાદ કે જડતા નહિ, પ્રાકૃતજનસુલભ ઉદાસીનતા નહિ, 'લૉટોસ-ઇટર'પણું નહિ—કર્તવ્યનિષ્ઠાની જ સમુચ્ચ ભાવના તેમના હાથમાં પ્રતિદિનને બદલે પ્રતિપર્વ લેખની પકડાવે છે; અને એ એકે પર્વ રસોદય વિનાનું હોતું નથી.

આ અભીષ્ટ લેખનીસંયમ જે મનોવૃત્તિની સિદ્ધિ હોય છે, તેને કેટલાક ગુણો સહજ બન્યા હોય છે. તે અન્વેષણ કરે છે પણ અન્વેષણનો નાદ તેને લાગ્યો હોતો નથી. વળી આ મનોવૃત્તિનો વિવેચક ભાતભાતનાં અન્વેષણપુંજે ખચિત આખો ય થાળ વાચક સમક્ષ ધરીને તેને એમાંથી શું લેવું ને શું નહિ એની મીઠી મૂંઝવણમાં નાંખતો નથી. તેણે ધરવાની વસ્તુઓની અચૂક રસવૃત્તિથી વરણી કરી હોય છે અને તેને કલાકારની સુરુચિથી યથાસ્થાન ગોઠવી હોય છે. આ બક્ષીસ તેની રચનામાં વિભાવનાની સમપ્રમાણતા આણે છે, એ જ ફોગતી ગુણ શૈલીમાં પણ આણે છે અને સૌથી વધુ તો, એવી કોઇક સૂક્ષ્મ સુકુમારતા આણે છે જે અનુભવાય છે પણ કહેવાતી નથી.

એ વિવેચકપ્રકારનો કલગીરૂપ મહાગુણ તે ચેતનવન્ત અનાસક્તિનો. તેને મિથ્યાગ્રહ અજાણ્યો છે એટલું જ નહિ—

શબ્દશ: અને સામાન્યત: સંતોષજનક છાપ ન્તર છે. એ નિમણૂક જેમ આપણા સમયના સાંસ્કારિક જગતની એક વિશિષ્ટ ઘટના હતી તેમ એ પ્રવચન પણ પૂર્વપશ્ચિમનો સાંસ્કારિક સમન્વય કરવાના આચાર્યશ્રીના સમર્થ પ્રયત્નોમાંના એક મહત્ત્વપૂર્ણ પ્રયત્નરૂપ હતું. ભાષાન્તરના અનિવાર્યપણે ટૂંકા જ, અંગુલિ-નિર્દેશરૂપ પ્રવેશકમાં આચાર્ય આનંદશંકર કહે છે તેમ "ઇતિહાસ, ધર્મ, તત્ત્વજ્ઞાન અને સામાન્ય યુગધર્મની હકીકત, સર સર્વપલ્લી રાધાકૃષ્ણનના આ ભાષણમાં બહુ સારી રીતે-વ્યાપક અને હૃદયગ્રાહી રીતે-રજૂ કરવામાં આવી છે." સર્વ-ધર્મસમભાવપંડિત પ્રવચનકારે આ મૂલ્યવાન ગ્રન્થિકામાં 'તત્ત્વજ્ઞાનની કસોટીરૂપ ઇતિહાસની ભૂમિકાએથી, પણ સમકાલીન જગતની દુર્દશા અને વિષમતા પર પણ દૃષ્ટિ રાખીને, 'ઇતિહાસની કૂંચી'-રૂપ તત્ત્વજ્ઞાન આપણી સર્વદેશી મુક્તિનાં દ્વાર કેવી રીતે ખોલી શકે તેમ છે તેનું સુરેખ દિશાસૂચન એમના લાક્ષણિક પ્રસન્નગંભીર ગદ્યમાં કર્યું છે.

એવા ગુણે અલંકૃત એ ગદ્યને સુયોગ્ય ગુજરાતીમાં ઉતારવાનું કર્તવ્ય બજાવવા ઇચ્છનાર વ્યક્તિમાં જે તાકાત ને તૈયારી હોવી જોઇએ તે ભાષાન્તરકારમાં સારા પ્રમાણમાં છે. પ્રવચનના વિષયમાં તેમને ખરો રસ છે અને નિરૂપાયલા નાના મોટા પ્રશ્નોનો તેમને ઠીક ઠીક પરિચય છે એટલે મૂળ લખાણનું બરાબર ભાવસંવેદન કરી, યથાશક્ય અર્થગ્રહણ કરી, તેમણે શિક્ષિત ગુજરાતી વાંચીસમજી શકે, ઇચ્છે તો પચાવી પણ શકે, તેવી સરલતાથી વહેતી પણ સગૌરવ ભાષામાં આચાર્ય રાધાકૃષ્ણનની પ્રસાદી આપણને ચખાડવાનો નિષ્ઠાવંત માનાર્હ પ્રયાસ કર્યો છે.

એટલું શિક્ષિત પણ સામાન્ય વાચકની દૃષ્ટિએ. એ વર્ગમાં થોડા અસામાન્યો પણ હોય છે-ભાષાન્તરને ભાષાન્તર તરીકે

મૂલવવાની ફરજ બજાવવા ચહાનાર તેઓ ભાષાન્તરમાં કેટલાંક એવાં સ્થળનો નિર્દેશ કરશે જેને ઝાઝા વિશેષ શ્રમ વિના વધારે સંપૂર્ણતાથી અર્થવાહી બનાવી શકાયાં હોત. અહીં એ ફરજ વિગતવાર બજાવવાનું અશક્ય છે તેથી ત્રણેક ઉદાહરણ સંક્ષેપે જ નોંધીશું: (૧) પહેલી કંડિકાને છેડે (પૃ. ૩) 'ધ નોબ્લેસ્ટ ઑફ ઑલ ઇન્વેસ્ટિગેશન્સ'નું 'પરમાં પર વિદ્યા' કર્યું છે, એ વેદાન્તની પરિભાષાની નજીક તો આવે છે પણ સૉક્રેટીસના મનમાં એ વખતે કદાચ આપણી પરાવિદ્યા નહિ હોય; ત્યાં જ, 'ઍન્ડ વ્હૉટ હી શુડ પર્સ્યુ' એ શબ્દોનું ગુજરાતી કરવું છોડી દીધું છે તેથી મૂળનો અર્થ અધૂરો રહી જાય છે. (૨) ચોથા ખંડક 'પુનરુત્થાનનો[1] પ્રવાહ'ની બીજી કંડિકામાં (પૃ. ૩૧) 'ધર્મઝનૂન' છે એ ટીકારૂપ બની જાય છે, જ્યારે મૂળના 'રીલિજ્યસ આર્ડર'માંથી એ જ વસ્તુની સ્તુતિ ધ્વનિત થાય છે. (૩) સાતમા ખંડકનું પહેલું જ વાક્ય (પૃ. ૮૭) વિચારતાં લાગે છે કે 'મોરલ ઇમ્પ્રેશનિઝમ (=ઉપરછલો નીતિધર્મ)' તથા 'કન્ફ્યુઝ્ડ (=વગરસમજની)' એ બંને પદોના ભાષાન્તરમાં મૂળની સૂક્ષ્મ અર્થછાયા આવી શકી નથી.

આવા બીજા થોડા દાખલા પણ કદાચ જડે. પણ એ સર્વ બહુ ગંભીર કે હાનિકર સ્ખલનો નથી તેટલે અંશે કેંક ઉતાવળનાં ચિહ્નરૂપ છે. ભાષાન્તરનું નિવૃત્તિપૂર્વક પુનરીક્ષણ ભાષાન્તરકર્તાએ કર્યું હોત તો પોતે જ એમાંનાં ઘણાંખરાં નિવારી શક્યા હોત એવી અમારી ખાતરી છે.

આચાર્ય રાધાકૃષ્ણન તથા તેમના વિચારમિનાર વિશેનો વિસ્તૃત, ગુજરાતીમાં સર્વપ્રથમ, લેખ; વ્યાખ્યાનમાંનાં ઇતિ-

---

૧. 'રેનેસાંસ' માટેના અત્યાર પહેલાંના ગુજરાતી પર્યાયો 'પુનરુજ્જીવન' (મ. ન. દ્વિ.) તથા 'પ્રબોધકાળ' ('કાન્ત')માં આ ત્રીજો ઉમેરાય છે.

હાસાદિ વિશેનાં અનુલક્ષણો સંબંધી માહિતી લૂખીસૂકી રીતે નહિ પણ વાંચવી ગમે તેમ, કોઇ કોઇ સ્થળે વધુ વાચનચર્ચાવિચારણા પ્રેરે તેમ, આપતાં ટિપ્પણો; અને એક જ પાનાનું તો પણ વ્યવહારક્ષમ આત્મવિકાસના અભીપ્સુ માટે નગદ નાણાં સમાન, નિબંધછેડેનું લખાણ 'તપોધ્યહ': આ સર્વ વડે, તેમ જ અંગ્રેજી વ્યાખ્યાનના આપણા બે વર્ષ પહેલાંના પ્રથમ ગુજરાતી પરિચયને[1] આ ભાષાન્તરવડે દીર્ઘાવીને, ભાષાન્તરકર્તાએ આપણ સૌને બહુ ઋણી કર્યા છે.

—વિ.

## અવન્તીનાથ[2]

સૌન્દર્ય પામતાં પહેલાં જેમ સૌન્દર્ય બનવું પડે અને વીરેન્દ્રપૂજા કરવાને પાત્ર થયા પહેલાં જેમ વીરેન્દ્રતા નિજ હૃદયમાં ધારવી ઘટે, કંઇક તેમ જ ઇતિહાસમાંથી નવલકથા સર્જ્યા પહેલાં સર્જકે ઇતિહાસરૂપ બનવું જોઇએ છે. તેણે પોતાની રચના માટે ઇતિહાસમાંથી સ્વીકારેલાં સ્થળકાળનાં સ્વાભાવિક અણુએ અણુની સાથે તથા લહરેલહરની સાથે તે જેટલો વધારે તદ્રૂપ થઇ શકે તેટલી એ રચના એ ઐતિહાસિક જીવનની સાચી સુન્દર અને હૃદયંગમ છબી નીવડે છે. મધ્યકાલના હિન્દવી જીવનની તેવી છબી—પ્રતીતિજનક અને તેથી સંતોષકર—રાજા ભોજ વિશેની આ 'અવન્તીનાથ'માં પડતી અનુભવાય છે તેથી એ શાન્ત અને મીઠો આનંદ આપી

---

૧. 'વસન્ત'માં (૩૬. ૬ માઘ-ચૈત્ર '૯૩) રા. મૂળજીભાઇ ચોકસીએ આપેલો સુવાચ્ય સંક્ષેપ. એ તથા આ સવિસ્તર ભાષાંતર બંને વાંચનારને સવિશેષ લાભ થશે એ કહેવાની જરૂર ભાગ્યે હોય.

૨. ચુનીલાલ વ. શાહ. ('પ્રબન્ધુ'ની ૧૯૩૯ની ભેટ; પ્ર. બં. કાર્યા. અમદાવાદ; રૂ. ૨).

શકે છે. વળી તેની પાત્રસૃષ્ટિ પણ, આ પ્રકારના હરેક સમર્થ રચનારની નવલમાં તેમ અહીં, ઇતિહાસકાલની છતાં કાલનાં જડ બન્ધનોથી પર છે—એ વિવિધ અને આકર્ષક માનવ તત્ત્વવાળી છે તેથી આપણને સજીવ અને નિકટવર્તી પણ લાગે છે.

"વિધવા બ્રાહ્મણીમાંથી વિલાસી ઠકરાણી" બનેલી સ્ત્રી પરદેશમાં રસોઇયણનો વ્યવસાય સ્વીકારી આજીવિકા ચલાવે; બ્રાહ્મણ અને ક્ષત્રિય કુમારીઓ સંસ્કૃત ભાષાસાહિત્યની સારી જ્ઞાતા હોય—ગોખણિયા ને પરીક્ષાપસાર નહિ પણ જીવનલક્ષી જ્ઞાનની જ્ઞાતા; યાત્રાળુ ગોરજજમાન દેખાય તે હોય ખરી રીતે પડોશી રાજ્યના કુંવર ને અમાત્ય—ગુપ્તચરો બનેલા; રાજાના બીજા પંડિતો જો મુખ્યત્વે પિંડપોષક તો એકાદ રોમરોમ એવો સ્વમાનશીલ પણ ખરો કે લાખ સુવર્ણમુદ્રાને સાટે ય રાજાની કીર્તિલાલસાને પંપાળવાને બદલે તેને મોઢામોઢ ભ્રષ્ટબુદ્ધિનું બિરુદ આપી દે[1] અને સુણાવી દે "તારા જેવાને મારો ગ્રંથ મેં સંભળાવ્યો એનું પણ મારે હવે પ્રાયશ્ચિત કરવું પડશે!"—અને એ વખતે તો એ ગ્રંથને અગ્નિમાં ફેંકનાર રાજા પોતે અંતે એ જ પંડિતરાજની આણ એટલી હદ સુધી સ્વીકારે કે તેને દેશમાં નવયુગનો સંસ્થાપક પણ નિમે; રાજ્યકર્મચારી હરીફો એકએકને મહેણાં મારે કે ડંખ દે તે માત્ર શબ્દપ્રયોગથી નહિ પણ પ્રત્યક્ષ નાટ્યપ્રયોગથી પણ ખરું; એકી સાથે સો સૈનિકો યુદ્ધ ને જીતવા નહિ પણ કેવળ રાજાવચનને વશવર્તી બની રાજભક્તિને ખાતર આંખો મીંચી, ઊંડી ખીણમાં પડતું મૂકે; ફૂટેલ કપાળે પણ, એ ફૂટયાની ક્ષણે જ, એક ક્ષમાવંત

1. એવે પ્રસંગે પોતાના કીર્તિલોભી, સત્તાકાંક્ષી પોષણદાર પ્રત્યે એમ વર્તી શકનાર એક પણ સમર્થ વિદ્યાસેવક—સાહિત્ય, પત્રકારત્વ કે શિક્ષણની સૃષ્ટિનો—આજના ગુજરાતમાં હશે!

કવિપંડિત કપાળ ફોડનાર નાસ્તિકને અદ્વૈતભાવના અને તેના આનંદનો મર્મ સ્પષ્ટ કરી સમજાવતો હોય; દેશને માથે ભારે વિપત્તિ હોવાથી રાજદ્રવ્યરૂપે મળતાં વર્ષાસનાદિ જતાં કરી, એવે કાળે પણ " સંસ્કારની સરિતાનો પ્રવાહ " અખંડ રહે માટે, વિદ્યાપ્રચારનો બ્રાહ્મણધર્મ પાળવા સ્વાર્થત્યાગી વિદ્વાનો સોત્સાહ તત્પર બને: આ થોડાક પ્રતિનિધિરૂપ નમૂના જેવાં પાત્રો પ્રસંગોનાં શબ્દચિત્રોની ફૂલગૂંથણીરૂપ ' અવંતીનાથ ' મધ્યકાલીન ભારતની તાદૃશ અને રમણીય છબી આપણી સમક્ષ આલેખે છે.

એ પ્રકારનું આલેખન શક્ય બનાવે તેવો ઇતિહાસનો અનુરાગ તથા અભ્યાસ અને સુસંયમી છતાં રસિક કલાદૃષ્ટિ તો કર્તામાં છે જ; ઉપરાંત, નવલમાં સ્થળે સ્થળે અને મુખ્યત્વે ' પ્રકાશની વૃષ્ટિ ' એ સ્મરણીય પ્રકરણમાં અનુભવાતી વ્યાપક અને તત્ત્વગ્રાહી જીવનદૃષ્ટિ પણ છે. એ કલાદૃષ્ટિ એમના સર્જનને મનોરંજક બનાવે છે તો એ જીવનદૃષ્ટિ એને માર્ગદર્શક બનાવે છે. માનવ જીવનના લક્ષ્ય લેખે સાત્ત્વિકતાને જ મંજૂર રાખતી એ જીવનદૃષ્ટિ–જે પ્રણયપ્રસંગોને પણ નીરસ બન્યા વિના સત્ત્વગુણી રાખવાની શક્તિ ધરાવે છે તે–આપણા સમકાલીન લલિત વાઙ્મયમાં જેટલી વિરલ તેટલી જ સવિવેક અનુકરણીય છે.

ઐતિહાસિક નવલકથાકાર તરીકે ' કર્મયોગી રાજેશ્વર 'માં ( ૧૯૩૫ ) કર્તાની પરિપકવ શૈલીનો જે પહેલો સુખદ પરિચય આપણે પામ્યા, જે ( વીસમી સદી પાછે પગે હઠતી અજયપાળના કાળમાં જઇ પહોંચી હોય તેવાં ગણતર સ્થાનો બાદ કરતાં ) ' રાજહત્યા 'માં (૧૯૩૭) વધારે નિકટનો થયો, તે હવે 'અવંતીનાથ 'માં ( ૧૯૩૯ ) સવિશેષ સંતર્પક બને છે. ઇશ્વર કરે ને આ પાંચેક વર્ષનો વિકાસક્રમ આગળ વધતાં પાંચમાં જળવાઇ રહે, આની સુસિદ્ધિઓને સવાઈ કરે–આવો વિશુદ્ધ રસોપભોગ નવલવાચકોને વધારે ને વધારે પ્રમાણમાં કરાવે. —વિ.

## જીવનસંસ્કૃતિ[1]

આ બૃહદ્ગ્રન્થને આરંભે જે નવેક પાનાંનો પ્રવેશકલેખ 'જીવનદષ્ટિનાં ત્રણ પ્રસ્થાનો' છે, તેની જ સારાંશરૂપ યોગ્ય રજુઆત અને યથાયોગ્ય વિવેચના આઠનવ પાનાં રોકે તેમ છે; વળી, આ એક લેખસંગ્રહરૂપ ગ્રન્થ છે, વિષય પર સ્વતંત્ર સળંગ વિષય તરીકે લખાયલો ગ્રન્થ નથી, એ સ્થિતિ સ્પષ્ટ કરતાં કર્તાએ જેમ કહ્યું છે કે "જીવન અને સંસ્કૃતિ ઉપર શાસ્ત્રીય ગ્રંથ લખવાનું કોઇ મને સૂચવે તો તેમ કરવાની હું હિંમત ન કરું," તેમ, આ પરિચયાત્મક નોંધ લખનારે પણ કહેવાનું છે કે "'જીવનસંસ્કૃતિ' ઉપર શાસ્ત્રીય સમાલોચના લખવાનું કોઇ મને સૂચવે તો તમ કરવાની હું હિંમત ન કરું." એટલે અહીં બે બોલ પ્રવેશક વિશે લખીને અછડતો ગ્રન્થ-પરિચય કરાવવાનો જ વિચાર રાખ્યો છે.

આપણા 'સંસ્કૃતિ' શબ્દથી જે કૈં વિવક્ષિત છે તે પ્રાચીનોના 'ધર્મ' શબ્દથી હતું. આ હકીકત ભણી અગાઉ એક વાર આચાર્યશ્રી આનન્દશંકર ધ્રુવે આપણું ધ્યાન ખેંચ્યું હતું અને ફરી એક વાર પ્રસ્તુત ગ્રન્થકર્તા, આ સંદર્ભમાં 'એશિયાના ધર્મસમ્રાટ' અશોકને યાદ કરી, ખેંચે છે. ધર્મ અને સંસ્કૃતિનો અભેદ તેમણે ટૂંકામાં આમ સૂચવ્યો છેઃ "જ્યારે ધર્મ જીવતો, વધતો, ફૂલતોફાલતો અને તાજો હોય છે ત્યારે સંસ્કૃતિથી એ ભિન્ન નથી હોતો" પણ ધર્મ અનેક રીતે એકાંગી બની જતાં તેને સ્થાને "સાર્વભૌમપદ સંસ્કૃતિને આપવું પડે છે." એ સંસ્કૃતિ એટલે શું ? ઉત્તરઃ "જીવનને શુદ્ધ અને સમૃદ્ધ, સમર્થ અને સફળ કરવાના પ્રયત્નને અંતે જે જીવનપદ્ધતિ અને જીવન-વિસ્તાર કેળવાય છે તે આપણી સંસ્કૃતિ છે. ... ... ... જીવન-ધર્મને વફાદાર રહીને જ [ સંસ્કૃત ] જીવનશુદ્ધિ અને જીવન-

1. દત્તાત્રેય બા. કાલેલકર [નવજીવન પ્ર. મંદિર. અમદાવાદ:રૂ.૩॥]

સમૃદ્ધિ કરવા મથે છે માટે જીવનની પરિપૂર્ણતા તે સંસ્કૃતિ." અને સંસ્કૃતિની આગળ 'જીવન' જોડવાનું કારણ કે, "જીવન સંકુચિત હોય કે વ્યાપક હોય એ એકાંગી થઈ શકતું જ નથી." આ વાત ફુલ એકેક પાંદડીએ નહિ પણ એકસામટું ખીલે છે એ કુદરતની સાદી પણ અર્થપૂર્ણ હકીકતનો ઉપયોગ ઔચિત્યપૂર્વક કરીને સમજાવી છે.

જીવનસંસ્કૃતિનો આવો વિશિષ્ટ ઉચ્ચગ્રાહ દૃષ્ટિ સમીપ રાખી, પોતાના ભારતીય સમાજોના નિરીક્ષણ તથા વાચનના પરિપાકરૂપ સામાજિક તથા સંસ્કૃતિવિષયક લેખો પ્રસંગોપાત્ત લખાયલા; તેમાંના ૧૬૫ને અહીં મોટાં ૮૧૬ પાનાંમાં દસ ખંડોમાં વહેંચીને સમાવ્યા છે. એ લેખો મૂળે એક ગ્રન્થરૂપે લખાયા નહિ હોવા છતાં એક અખંડ અને વિશદ જીવનદૃષ્ટિ સર્વના મૂળમાં છે અને સમગ્ર વિવેચનમાં રહેલી વંશ, વર્ણવ્યવસ્થા અને વર્ગસંગઠનનાં ત્રણ પ્રસ્થાનોની કર્તાની સંસ્કૃતિતત્ત્વગ્રાહી વિભાવના ('કન્સેપ્શન') તો ગુજરાતી જ નહિ પણ કદાચ સાંપ્રત ભારતીય ચિંતન વાઙ્મયને અહીં થતું એક અપૂર્વ સમુત્તેજક અને વ્યવહારક્ષમ અર્પણ છે.

વિષયો અને એ નિરૂપવાના પ્રસંગો જ્યાં સંખ્યાબંધ ત્યાં કેટલીક પુનરુક્તિ અનિવાર્ય. પરિચિત વાત ફરીફરીને પણ કહેવી પડવાની છતાં, આ મર્યાદા કોઈ સામાન્ય શાસ્ત્રીય લેખકને નડત તેટલી આ સર્જનલક્ષી શાસ્ત્રીયતાના ઉપાસકને, સમકાલીન ગુજરાતીના કેટલીક રીતે સર્વશ્રેષ્ઠ ગણવા જેવા શૈલીસ્વામીને, નડી નથી એ સ્પષ્ટ છે, આનંદકર પણ છે. —વિ.

## જીવન અને સાહિત્ય[1] (ભા. ૨)

એ વિષયના કર્તાના પ્રકીર્ણ લેખોનો બીજો સંગ્રહ. પહેલા

૧. રમણલાલ વ. દેસાઈ (આર. આર. શેઠની કં. મુંબાઈ; રૂ. ૨॥)

ભાગની વિસ્તૃત સમાલોચના[1]માં તેમની જે વિચારસરણી અને શૈલીનું નિરૂપણ થયું હતું તે આ બીજામાં પણ પ્રતિબિંબિત થઇ છે; વધારે કે કહ્યા પહેલાં ગ્રન્થમાંની ગળતીઓના ત્રણેક નમૂના ટાંકવાની ફરજ બજાવી લેવી પડશે.

પૃ. ૪૪મે Lyricનું ગુજરાતી 'ધ્વનિકાવ્યો[2]' સર્વાંશે ખરૂં નથી; પૃ. ૬૭મા પરનું 'આત્મલક્ષી–psychological' આ પર્યાય પણ બરાબર નથી અને ત્યાંનું નવલોનું વર્ગીકરણ એ રચનાનાં અન્તર્બાહ્ય કોઈ પણ તત્વની દૃષ્ટિએ અશાસ્ત્રીય બની ગયું છે; પૃ. ૧૪૨મે જે શામળ–પ્રેમાનંદ-વિષયક વિવાદનો ઉલ્લેખ છે તે નર્મદ–દલપત વચ્ચે નહિ પણ 'ગુજરાતશાળા-પત્ર'માં મહીપતરામ અને 'બુદ્ધિપ્રકાશ'માં દલપતરામ વચ્ચે ૧૮૬૩–૬૪માં થએલો. આવાં બીજાં થોડાં સ્થાનનો નિર્દેશ પણ કરી શકાય. એવા નમૂના આરંભે જ—પણ સખેદ—એટલા સારૂં નોંધ્યા છે કે અજ્ઞ વાચકો (ખાસ કરી વિદ્યાર્થીવર્ગ) આ પથ્ય વાચન આપતો, કેટલીક વાર સ્વતંત્ર દૃષ્ટિબિન્દુ રજૂ કરતો તો વારંવાર જૂની કે પરિચિત વાતને નવી રીતે દર્શાવી ધ્યાન ખેંચતાં લખાણોવાળો ગ્રન્થ વાપરતાં જરા ચેતીને ચાલે. બાકી તો વિચારક તરીકેની જવાબ-દારી સમજીને, વિષયનો સારો જેવો પરિચય પામીને, જ્યાં હિંમતવાન બનવાનું હોય (નાગરી નાત વિશેના લેખ જેવે સ્થળે), ત્યાં એ પ્રવૃત્તિ પણ છાપો મારવાની રીતે નહિ પણ બુદ્ધિગ્રાહ્ય રીતે, સત્યાન્વેષી હૃદયમનથી કરીને, જે

---

૧. 'માનસી' સપ્ટે. '૩૭ :(પૂર્ણસંખ્યા ૭)

૨. આ શબ્દપ્રયોગ સ્વ. રમણભાઇના 'રાગધ્વનિકાવ્ય'ને સ્થાને કર્યો હોય તો પણ બરાબર નથી; રાગ છોડી દેવામાં ઘણું છોડી દેવાય છે—એ રાખવા જેવું હોવા છતાં બલ્કે રાખવાની જરૂર હોવા છતાં; (વધુ માટે જુઓ 'કવિતા અને સાહિત્ય' વૉ. ૧, પૃ. ૨૪–૨૭).

અગિયાર લેખો કે વ્યાખ્યાનો સાહિત્ય, સંસ્કૃતિ, સમાજ, ધર્મ વગેરે વિશે લખાયા છે તેમાં ગુણવત્તા પણ ઠેર ઠેર છે, માનનીય કક્ષાની છે. આ પ્રકારના પ્રકાશનનું સંપાદનકાર્ય કાળજીથી કરવાની પોતાની ફરજ ગુજરાતી ગ્રન્થકારો જ હજી સમજતા નથી ત્યાં પ્રકાશકનો શો દોષ કાઢવો? બાકી તો સાંપ્રત તેમ જ ભાવિ ઉપયોગ માટે, કયું લખાણ કઇ સાલનું છે તથા બને તો પહેલી વાર ક્યાં છપાયું તે પણ, ગ્રન્થમાં જ ક્યાંક નોંધી રાખવું જોઇએ; અને, ગ્રન્થમાં સ્પર્શાયેલા મુખ્ય મુખ્ય વિષયો–ઉપવિષયોની તથા વિશેષનામોની અનશુદ્ધ વર્ણાનુક્રમણી પણ જોઇએ.

## સુશીલાનો દેવ[1]

વાચકોમાંથી જેઓ ૧૯૩૦માં નિયમિતપણે માસિક 'કૌમુદી'[2] વાંચતા હશે તેમને આ 'છબીરાગી' ('રીએલિસ્ટિક') નવલની એ વર્ષે સપ્ટેમ્બર. અંકમાં છપાયલી, પ્રા–બળવંતરાય ઠાકોરે લખેલી વિસ્તૃત સમાલોચના યાદ હશે. મરાઠીમાં સંપૂર્ણ રૂપે પ્રગટતાં જ એ સમર્થ ગુજરાતી વિવેચકને હાથે યોગ્ય રીતે આવકાર પામેલી એ કૃતિ ગુજરાતીમાં ઊતરી છે,- કર્તવ્ય–બુદ્ધિપૂર્વક થએલા (જો કે કેટલીક જગ્યાએ ગુજરાતી ભાષા–રૂઢિને ઓછું અનુસરતા) ભાષાન્તર તરીકે ઊતરી છે, એ માટે સંતોષ દર્શાવીને, સાંપ્રતકાલના મહાપ્રશ્નો છેડવા કોશિશ કરતા આપણા કાચી કે અધકચરી કલમના જુવાન વાર્તાલેખકોને 'સુશીલાનો દેવ' માંની ઊંચી બુદ્ધિમત્તા તથા નિરાડંબર પણ રસિક કલાનો

૧. પ્રા. વામન મ. જોષીકૃત મરાઠી નવલનું ભાષાન્તર; ગોપાળરાવ ભાગવત (ગૂર્જર ગ્રં. ર. કાર્યા. અમદાવાદ; રૂ. ૨ા)

૨. એ જ પ્રસ્તુત ભાષાંતરમાંની ઋણસ્વીકારનોંધમાં યાદ કરાયલું 'કોક નિયતકાલિક.' એના એ જ વર્ષના જુલાઇ અંકમાં પ્રા. જોષીના એક અગત્યના વ્યાખ્યાનમાંથી ઉતારા પણ છપાયા હતા.

પાઠ ( જો બને તો ) શીખવાની ભલામણ કર્યા વિના રહેવાતું નથી. હાલના સમયની સુશિક્ષિત યુવતીની યથાર્થદર્શી શબ્દછબી, ૧૯૦૫–૩૦ની પચ્ચીસીના મહારાષ્ટ્રની પીઠિકા ( 'બૅકગ્રાઉન્ડ ' ) પર, પાડવાનો કર્તાનો આશય છે. તેવી પ્રત્યક્ષવાદી ( 'રૅશનૅલિસ્ટ' ), 'વિશ્વકુટુંબવાદ'ના ( 'સોશ્યેલિઝમ 'ના) ધ્યેયને જ અંતે પોતાનો ખરો દેવ માનતી, નાયિકાનો બચપણથી ઊતરતા, યુવાપણ સુધીનો વિકાસ કર્તાએ કેટલેક અંશે અવનવા તંત્રવાળા ( 'ટેકનિક ' માટેનો મરાઠી શબ્દ. ) આ નવલમાં નિરૂપ્યો છે. એ વિકાસ જ આખી નવલનું કેન્દ્ર હોવાથી, મૃત્યુ ધાડ કે આપઘાત જેવા બનાવો પણ બહુ સાદાઇથી ચીતરાયા છે, જેવી ઝડપથી ને સ્વાભાવિકતાથી એ જીવનમાં કેટલીક વાર બનતા હોય છે તેવી જ રીતે લખાણમાં જાણે મૂકી દીધા છે. આ લેખનપદ્ધતિનું આકર્ષણ કૌતુકપ્રિય વાચકોને નહિ થાય પણ ગુજરાતીમાં તો એના આવા સફળ પ્રયોગ વિરલ હોઇ, એ અમને સત્કારયોગ્ય લાગે છે. ગ્રન્થપ્રારંભના રા. કાલેલકરનાં બંને લખાણ તેના અર્થગ્રહણમાં સારી મદદ કરે તેવાં છે.

## કમળ વિશે એક ભ્રમર

કીર્તિદાને કમળના પત્રો બટુભાઈ ઉમરવાડિયા.

My book, I fear, will seem to many sadly lacking in the condiments which have come to be expected in writings upon literature. Critics and even theorists upon criticism currently assume that their first duty is to be moving, to excite in the mind emotions appropriate to their august subject-matter. This endeavour I have declined. × × × I have attempted to write in a scientific spirit trusting to

interest by what is said rather than by the manner of saying.
—I. A. Richards.

Principles of Literary Criticism નામના પોતાના પુસ્તકની પ્રસ્તાવનામાં રિચાર્ડ્ઝ ઉપર મુજબ લખે છે. વિવેચન રસિક ને ઉત્તેજક હોવું જોઇએ કે નહિ એ કદાચ અભિપ્રાયનો વિષય છે ને ઉપર મેં માત્ર એક વિચક્ષણ વિવેચકનો અભિપ્રાય ટાંક્યો છે. છતાં એક વાત સાથે તો સૌ કોઇ સંમત હશે જ કે વિવેચનને જાણીબૂઝીને નીરસ બનાવવાની જરૂર તો નથી.. જેમ કેટલીક તપકર્કશ સાધનાઓ જીવનને લૂખું બનાવીને જ સ્વીકારે છે ને જેમ એક સંપ્રદાયના સાધુઓ જે વાનગીઓ પીરસાઇ હોય તે તમામને સામટી ચોળી નાખીને સ્વાદ રહિત-ના, બેસ્વાદ બનાવી મૂકે ત્યારે જ એ આરોગી શકે છે તેમ વિવેચન પોતાના કથનને કે ભાષાને જાણીજોઇને બેસ્વાદ બનાવી મૂકે એમ તો કોઇ નહિ ઇચ્છે.

પણ જે પુસ્તકને હું વર્ણવવા બેઠો છું તે તો સ્વાદ પડે તેવું છે ને એ દૃષ્ટિથી જ લખાયું છે. 'કેટલાંક વર્ષો પર ગુજરાતી સાહિત્યથી અપરિચિત છતાં અંગ્રેજી આદિ ઇતર સાહિત્યોમાં રસ લેનાર વ્યક્તિને આપણા સાહિત્યમાં રસ લેતાં કેમ કરી શકાય એ કોયડાના ઉકેલના એક અખતરા તરીકે આ પત્રો શરૂ કર્યાં હતા;' એવો લેખકનો પોતાનો એકરાર પણ છે. જે વર્ગને રસ લેતો કરવા માટે શ્રી બટુભાઈ ઉમરવાડિયાએ કમર કસી છે તે વર્ગના પ્રતિનિધિને ઉદ્દેશીને તેમણે આ પત્રો લખ્યા છે. એ પ્રતિનિધિ કોઈ પુરુષ નથી, પણ સ્ત્રી છે; ને સ્ત્રીને ઉદ્દેશીને લખાયેલા પત્રો છાનામાના ફોડીને વાંચી લેવાની તાલાવેલી જીવે છે ત્યાં સુધી આ પત્રો રસભરિત લાગવાના વળી કીર્તિદા સામાન્ય સ્ત્રી નથી. એ શ્રી ઉમરવાડિયાની 'પ્રિય' કીર્તિદા છે, તોફાની કીર્તિદા

છે, અંગ્રેજી ને સંસ્કૃત ભણેલી કીર્તિદા છે ને આ બધાને માથે કલગી જેવી સુંદર કીર્તિદા છે. શ્રી ઉમરવાડિયા પહેલા પત્રનો ઉપાડ આમ કરે છેઃ 'પ્રિય કીર્તિદા, તમે આટલાં બધાં સુન્દર ન હોત તો જરા યે સંકોચ વગર ગુજરાતી સાહિત્યનાં જરૂર હું વખાણ કરત; પણ એનું સૌંદર્ય એટલું ઉતરતું છે કે તમારી જોડે એની સરખામણી પણ થઇ ન શકે.' પ્રાકૃત જનોને વશ કરી લે એવી આ શરૂઆત નથી ?

વિવેચનના દારિદ્ર્યથી પીડાતા ગુજરાતી સાહિત્ય વિશે બળાપો કરતા એક સાહિત્યકાર સાથેની વાતચીતમાં શેલી, ડિઝરાયલી, બાયરન વગેરેનાં રસભરિત ચરિત્રો લખનાર ફ્રેંચ લેખક આન્દ્રે મૉરવાનો ઉલ્લેખ થયો. 'માર્વેલસ', 'બ્યુટીફુલ' વગેરે ઉદ્‌ગારો તે ઉલ્લેખની સાથે જ એમના મુખમાંથી સરી પડ્યા. મને 'કમળના પત્રો' પૂરતા શ્રી. બટુભાઇ પણ કંઇક આંદ્રે મૉરવાને મળતા આવતા હોય એમ લાગે છે. મેં મારો એ અભિપ્રાય વ્યક્ત સુદ્ધાં કર્યો; તે એકદમ સંમત થઇ ગયા ને લાગલું જ ઉમેર્યું: "તમે ગમે એમ કહો, વિવેચન તો એવું જ લખાવું જોઇએ. લોકો પણ ત્યારે જ વિવેચન વાંચશે. આજે તો વિવેચક ગમે તે પુસ્તક વિશે ગમે તે કહે, પણ એથી બજારમાં એ પુસ્તકની ખપત નથી વધતી કે નથી ઘટતી." વાચકોનો મોટો ભાગ હજી વિવેચનમાં રસ લેતો થયો નથી એ વાત ખરી છે, ને વિવેચન એવું લખાવું જોઇએ એનો અર્થ એવો નથી કે એણે પત્રોનું વાહન સ્વીકારવું જોઇએ. માત્ર પેલા રિચાર્ડ્ઝથી જુદો, વિરુદ્ધનો સૂર આ માન્યતા કાઢે છેઃ વિવેચને રસિક બનવું જોઇએ. કદાચ વિવેચનને રસિક બનાવવાના હેતુથી જ, શ્રી. બટુભાઇએ પત્રો લખવાનું બંધ કર્યું ત્યાર પછી પણ પત્રદ્વારા વિવેચન આપવાનો પ્રયત્ન કેટલાક વિવેચકોએ કરી જોયેલો, પણ એમાં બનતું એમ કે એમાંથી સંબોધન ને

સહી ઉપરાંતનો પ્રાસ્તાવિક ભાગ બાદ કરીએ કે જવાબ ગંભીર ધાટીનું વિવેચન એટલો જ આવી રહેતો. મને તો એમ લાગે છે કે જેને વિવેચન કરવું છે તેને પત્રો લખવા પાલવે નહિ. પત્રસાહિત્યની વિશેષતાઓમાં વિવેચનને, નક્કર જવાબદાર વિવેચનને કાલવી લેવું એ દુર્ઘટ કાર્ય છે. મને તો 'કમળના પત્રો' પણ વિવેચન લેખે નહિ, પણ સુંદર પત્રો લેખે વહાલા લાગ્યા છે.

અને એ પત્રો વહાલા લાગે તે માટે એમને કેવી કેવી કરામતો કરવી પડી છે તે ય જરા જોવું પડશે. પ્રથમ તો એમણે કેટલાં ય કુટુંબી ને નિકટનાં કહી શકાય તેવાં પાત્રોને ખેંચી આણ્યાં છે, ન કૃતિ કે કર્તાની તેમના પર જે અસર પડી હોય તેના આઘાતપ્રત્યાઘાત જેવા બોલ તેમની પાસે બોલાવ્યા છે, ચર્ચાઓ કરાવી છે, વિનોદી વાર્તાલાપ કરાવ્યો છે, પોતાના માર્મિક, અર્થસૂચક કે વિનોદી અભિપ્રાયો ઉચ્ચાર્યા છે; જીવનના કેટલાક અનુભવો સ્મૃતિની સહાયતા લઇને આલેખ્યા છે; ને સામાન્ય માનવીઓને ઘણી જ ગમે છે એવી નાજુક વાતો (સ્ત્રીઓની, સ્ત્રી–પુરુષના સંબંધની, અને ઇતર) છેડી છે. ઘણી વાર વિવેચનની ચાર લીટી માટે એમણે કોઇ જીવનપ્રસંગનાં ચાર પાનાં ભરી દીધાં છે. દાખલા તરીકે, કલાપી વિશે એમને કહેવું છે કે એક વખતે 'કેકારવ' જીવનકાળની વેદની ઋચા હતી ને કલાપી તેનો અધિષ્ઠાતા ઋષિ હતો પણ આજે એ કાવ્યો સુંદર નથી લાગતા. એ તો રહ્યું, પણ કોઇ વાર ઊલટો અણુગમો ઉત્પન્ન થાય છે; આટલા ખાતર એમના

લગ્નજીવનના આરંભકાળની ઉષ્માને એમણે સંભારી છે એટલું જ નહિ, એને ચાર પાનાં આપ્યાં છે. આથી જ કદાચ બ્રહ્મભાઇને અમુક અંશે આન્દ્રે મૉરવા સાથે સરખાવી શકાય. એમની દૃષ્ટિ સાધ્ય પર નહિ,પણ સાધન પર ચોંટી છે. એમને વાચકને રસતરબોળ કરવો છે ને કૃતિ કે કર્તા વિશેનો અભિપ્રાય તો

વાતવાતમાં આપી દેવા છે. આનાં ઇષ્ટ ને અનિષ્ટ બેઉ પરિણામો આવ્યાં છે. ઘણી વાર અભિપ્રાય અસ્પષ્ટ રહે છે, ઘણી વાર નાની વાત મોટી બને છે, મોટી વાત નાની બને છે ને કેટલીક વાત તો વીસરાઇ પણ જાય છે: દાખલા તરીકે, દલપતરામનાં હાસ્યરસિક કાવ્યોનો એમણે ઉલ્લેખ પણ કર્યો નથી. કેટલીક જગાએ અસંગતિ પણ આવી જાય છે: જેમ કે એમણે એક સ્થળે નર્મદને યુગપ્રવર્તક માનવાની ના પાડી છે, ને બીજે સ્થળે એને યુગપ્રવર્તકનો ઇલકાબ આપી દીધો છે. પરંતુ એક વાત ચોક્કસ કે વાંચતાં ખૂબ મઝા પડે છે. એ વાતનો સ્વીકાર તો કરવો જ પડશે. આ પત્રો કાલ્પનિક છે, છતાં સાચા પત્રોની એમાં તાઝગી છે. બટુભાઇનો સ્વરથ, ને તેથી મજાકપ્રિય સ્વભાવ એમાં ખુલ્લો થાય છે. તેઓ કોઇ કોલેજિયન જેવા બેદરકાર, બેજવાબદાર લાગે છે ને જે વર્ગને ગુજરાતી સાહિત્યનો એમને પરિચય કરાવવો છે તે વર્ગ સમજે ને માણે એવી શૈલીમાં એમણે એ પરિચય કરાવ્યો છે.

કોઇ કહી શકે કે એમાં ઊંડાણ નથી; એમાં મૌલિક વિવેચનદૃષ્ટિ નથી. આ બન્ને આક્ષેપો વિચારવા જેવા છે. જે ઊંડાણની આશા આ પત્રો પાસેથી રાખવી હોય તો સિનજતની આશા છોડી દેવી ઘટે; બાકી પેલી મૌલિકતા જેટલી બટુભાઇના attitudeમાં—એકંદર વલણમાં છે તેટલી તેમનાં તારતમ્યોમાં નથી એમ સ્વીકારવું પડશે. વિવેચક વિદ્વાન હોય એવી સૌ કોઇ આશા રાખે છે; બટુભાઇ આમાંના જે સુંદર ને સફળ પત્રો છે તેમાં વિદ્વાન નથી લાગતા, એટલે કે ભારેખમ નથી લાગતા. છતાં નર્મદ, દલપત, કલાપી ને શ્રી. લીલા મુનશી વિશેના તેમના પત્રો આ સંગ્રહમાં સર્વશ્રેષ્ઠ છે. ' રેખાચિત્રો 'વાળો પત્ર તો આપોઆપ સર્વોત્તમ ઠરે છે. એ ચારે પત્રોમાં વિવેચક ને પત્રલેખકનો સરસ સમન્વય થયો છે. પરંતુ જ્યાં બટુભાઇ વિદ્વાન ને ભારે-

ઝલ્લા બનવા ગયા છે ત્યાં પત્રો વણસ્યા છે. 'પૃથિવીવલ્લભ'-વાળો પત્ર અવતરણોથી પત્ર બગડી ગયો છે ને છતાં એમનાં મંતવ્યોમાં સંદિગ્ધતા રહી ગઇ છે. Gujarata and its Literature માટે એમણે જે બે પત્રો છેવટે આપ્યા છે તેમાં ય ઉતાવળ ને નીરસતા બન્ને છતાં થાય છે—છેલ્લા પત્રમાં તો સવિશેષ પણ ત્યાર પછી તો બટુભાઇએ આવા પત્રો લખવાનું સપુચું બંધ કર્યું છે ને 'સંજોગોરૂપી બ્હારવટિયાઓ'ને હાથે લૂંટાયા છે એટલે એમને શું કહી શકાય ?

'અખો ભગત એના કાળનો પ્રતિનિધિ નહોતો', મુંજની પાત્રચર્ચા ને એનો બટુભાઇએ કરેલો બચાવ, પ્રેમાનંદને શામળનો સમકાલીન ગણ્યો છે તે, ધીરાની કાફીમાં એ દયારામના શૃંગારની આગાહી સાંભળે છે તે વગેરે બાબતો ચર્ચાસ્પદ છે. એ ચર્ચા સ્થળસંકોચને લીધે અહીં નહિ કરી શકાય. માત્ર એટલું કહીશ કે સુંદર ભાષા વિધવિધ દૃષ્ટાંતો ને પ્રસંગો, વિનોદ ને વાર્તાલાપી શૈલીથી આ પત્રો ગુજરાતના પત્રસાહિત્યમાં અવનવી ભાત પાડે છે ને સંસારી રસથી સભરભર્યા એ ઉલ્લાસ ભરપૂર પત્રો વારંવાર વાંચવા ગમે એવા છે.

યશવન્ત શુક્લ

---

## સ્વીકાર-પૂર્તિ ( ગૂર્જર ગ્રં. ર. કાર્યાલય )

પરાજય : અજિતા : ધૂમકેતુ (દરેકના રૂ. ૨॥).
ચામા : એ. કુપ્રિનકૃતઃ આશિકલાલ ગો. જોષી (રૂ. ૪).
ગોદાન, ઉત્તરાર્ધ : પ્રેમચંદજીકૃત (રૂ. ૨॥).
હાળિયાર : મનુભાઈ જોધાણી ( રૂ. ૧॥ ).
શરદબાબુની બાળવાર્તા : રમણલાલ સોની ( રૂ. ૧॥ ).
ગાંધીયુગની ડાયરી, ૧૯૯૬ ( રૂ. ૧ ).

# પરિચાયિકા

**૧. ગુલે પોલાંડ:** ઉમાશંકર જોષી (કુમાર કાર્યા. અમદાવાદ; રૂ. ૧).—મિત્સ્કિયેવિચ (એમનો પરિચય પણ અપાયો છે) એ ગયા શતકના યુવાન પોલિશ કવિએ 'પ્રાચ્ય સંસ્કૃતિના અવશેષો અને વિરાટ પ્રકૃતિદર્શો વચ્ચે' પસાર થતાં અનુભવેલાં સંવેદનો વિશેનાં અઢાર અતીવ મનોહર સુનીતોનાં ('સોનેટ્સ'નાં) હૃદયે રમી રહે તેવાં ભાષાન્તર. વાંચતી વખતે, કાવ્યમાં પ્રાસ નથી એ વાતની તો ફામ રહી જ નહોતી પણ એ અમુક પંક્તિએ વળાંક પામતી રચના છે, એ વાતની પણ રહી નહોતી. વાંચનારને આ હકીકત પ્રતીતિ કરાવશે કે કેવાં સુન્દર અને પ્રભાવી ચિત્રો અહીં તેજસ્વી નાજુક પીંછીએ આલેખાયાં છે. સુનીત-રચના વિશેના નિબન્ધમાં એ કાવ્યપ્રકારની ચાર વર્ષ પરની રા. સુન્દરજી બેટાઈની ઉપયોગી ચર્ચાને કેટલીક આગળ વધારી, અમુક માહિતી (ભગિનીભાષાઓ વિશેની) પહેલી જ વાર ગુજરાતી વાચકને આપી છે. વિશદ દૃષ્ટિ, કર્તવ્યભાન અને તલસ્પર્શિતાથી થએલું એ સુનીતતત્ત્વ-નિરૂપણ કેટલાક સમય સુધી એ વિષયનું આપણું એક જ પ્રમાણભૂત લખાણ રહેશે એમ કહેવામાં ઉતાવળ ભાગ્યે થતી હોય.

**૨. ગુજરાતની અસ્મિતા:** કનૈયાલાલ મા. મુનશી (શિષ્ટ સાહિત્યભંડાર, મુંબાઈ; રૂ. ૦ા) પ્રકૃત વિષય પર કર્તાએ ૧૯૨૩–'૩૯ દરમ્યાન જુદે જુદે સમયે કરેલાં વ્યાખ્યાનોમાંથી સાહિત્યપરિષદે તેમની અર્ધશતાબ્દી (ડીસે. ૧૯૩૭) નિમિત્તે કરેલી વીણણી, ૭ ખંડોમાં અને ૧૫૦ પાનાંમાં. અનુક્રમણિકાનું સંપાદન કરવાની પૂરતી દરકાર રખાઈ નથી એ ખેદજનક. દરેક લખાણ કયા, ક્યારે અપાયેલા, વ્યાખ્યાનમાંથી લીધું છે એ વ્યાખ્યાનવાર જણાવ્યું જ નથી, અનુક્રમણિકામાં કોઈ પણ સ્થળે. આવું હોય ત્યાં, મૂળ રચનાઓથી અનન્વયો ચાલતી તથા આવતી પેઢીનો વાચક પૃ. ૮૫મા પરનું 'ગયે વર્ષે' વાંચી, "પણ ગયે એટલે કયે?" એમ પૂછવાનો ને નિરાશ થવાનો. સાલો પણ કર્તાના જીવનની સાલવારીમાં ઊભી લીટીએ છાપી છે તેમ જ ગ્રન્થયાદીમાં પણ, અનુલક્ષણની સવળતા માટે, એકાદ પાનું વધુ ખર્ચીને છાપવાની જરૂર હતી. નાની છતાં આ ત્રુટીઓ નજીવી નથી. લખાણ કેટલેક સ્થળે સુશ્લિષ્ટ ઓછું અને તેથી મધ્યમ કોટિની વર્તમાનપત્રી

૪. મુસ્તફા કેમાલઃ કાન્તિલાલ શાહ (ભારતી સાહિત્યસંઘ, અમદાવાદ; રૂ. ૧–૨–૦).—' દુશ્મનોને માટે વિકરાળ ' તેવા જ પંડ માટે 'કાળસ્વરૂપ' સ્વ. કમાલ પાશાની મોટી ખામીઓને ઢાંક્યા વિના એની વીરતા ને સાહસિકતાની પિછાન કરાવતો, ત્રણેક ગણનીય ચારિત્ર્યોના તારણરૂપ એની જિંદગીનો અહેવાલ, અઢીસોક પાનાંમાં. છાપાંગરી લખાવટ વિષયગૌરવ કમી કરે છે; પણ એ ત્રુટી નભાવી લેતાં મન શીખે એટલે એ સમર્થ રાષ્ટ્રવિધાયક વિશે જાણવાજોગ ઘણી વિગત ગ્રન્થમાંથી મળે છે.

૫. ફોરમ-લહરી ૧ થી ૧૨: શારદાપ્રસાદ વર્મા (યુગાન્તર કાર્યાલય, સુરત)–સાડાચારસો પાનાંનો આ ગ્રંથ કર્તાને જેટલો ભૂષણારૂપ છે તેટલો જ આપણને સાવધાન કરનાર નીવડવો જોઈએ. તેમણે તો ચીવટથી પસંદગી કરીને ગયાં સોએક વર્ષનાં નેવું જેટલાં ભારતીય (ગુજરાતી સહિત) મહાપુરુષો અને મહાપૌરુષાઓનાં[1] ચરિત્રોમાંથી માહિતી મેળવી, તેમના વ્યક્તિત્વ કે કાર્યની ફોરમ ઝીલી લઈ, એકાદ–બે એકાદ–બે લાક્ષણિક પ્રસંગો પ્રત્યેક વ્યક્તિને સરેરાશ પાંચેક પાનાં આપી, બાળકો માટે તેમને રુચે તેવી રીતે મૂકવા પ્રયત્ન કર્યો છે, અને એ પોતાના ક્ષેત્રમાં સંતોષકર છે. વળી એ એમ પણ સૂચવે છે કે ઉદ્યોગશીલ ચરિત્રલેખનપ્રવૃત્તિને સફળ કરે તેવી સામગ્રી પણ ઠીક પ્રમાણમાં મળી શકે તેમ છે. આમાં જે ૩૦–૩૧ ગુજરાતી નામો છે તેમની જ પ્રમાણભૂત વિસ્તૃત રસમય ચરિત્રરેખાઓ એક જ મોટા ગ્રન્થમાં કોઈ લખી છપાવે તો, આ જેમ કિશોર વયનાં માટે છે તેમ યુવાનોને પ્રોત્સાહક તથા માર્ગદર્શક થયા વિના રહે નહિ.

૬. શતદલઃ ઈન્દુલાલ ગાંધી, કરાંચી (રૂ. ૧).—સો નાનાં સરખાં રમણીય કાવ્યોની દર્શનીય ગંધિકા. સર્વની રમણીયતા સરખી ન હોય ને નથી. 'શોકધને શોધવા' (પૃ. ૫૮) માં કરુણરેખ મર્મ છે; એવું જ 'ધંધૈયાને' ગણાય (૬૫); 'બીડું' (૬૭) માં થોડુંક બુદ્ધિચાતુર્ય જ છે. પણ કવિએ "તીખવિશે તણેલી" કવિતા એમનાથી સદાવડી રિસાઈ નથી એવી પ્રતીતિ આપણને મીરાં તથા ગોરી ખૂણાના ફાનસ

---

૧. એક મિત્રે 'મહાન સ્ત્રી' માટે થોડાં વર્ષ પર સૂચવેલો આ શબ્દ એક પ્રયોગ દાખલ વાપર્યો છે.

વિશેનાં, કે 'તમે સખિ સ્વપ્ન' જેવાં, રસવાહી કાવ્યોમાંથી થાય જ છે. છપાઇના શૌકીનપણાએ કિંમત નિરર્થક વધારી છે. અર્ધોઅર્ધ પાનું કોરું રાખ્યા વિના પણ કલાત્મકતા ઇષ્ટ પ્રમાણમાં જળવાઈ શકત ને?

૭. 'એકાઉન્ટિંગ'ના હુન્નરનું વહેવારુ શિક્ષણ: ફિરોજશાહ રૂ. મહેતા, કરાંચી (રૂ. ૧॥)—ગ્રન્થવિષયમાં કર્તાને ખરો રસ છે તેથી એ વિષે તેમનું વાચન સારા પ્રમાણમાં છે એટલું તો કોઇ પણ બેચાર પાનાં વાંચવાથી સમજાય છે. આ તેમની યોગ્યતા અને ઉત્સાહમાં, માહિતી ગોઠવવા તથા રજૂ કરવાનો પૂરતો ઔચિત્યવિવેક અને પ્રમાણવિવેક ઉમેરાયો હોત તો વધારે સારું હતું. ગ્રન્થમાંની ઘણી ઉપયોગી હકીકતોની તથા અનુભવે મેળવેલા વિચારોની સુયોગ્ય રચના કરવાનું જો માત્ર બાહ્ય સંજોગોને કારણે અશક્ય બન્યું હોય તો, પ્રકાશન ધૈર્યપૂર્વક જરા મોડું ન થઇ શકત? બીજી વાત પરિભાષાની. 'કન્સેપ્શન'નું 'આકલન' અને 'પ્રોજેક્શન'નું 'આત્મવર્ધન' (અને પૃ. ૨૩૮ મે) બરાબર કેમ કહી શકાશે? પહેલા માટે 'વિભાવના' (શ્રી. રમણલાલ ન. વકીલનો શબ્દ) વપરાય; અને બીજા માટે 'ઉત્સેધ' ને 'આભોગ' એ આપ્ટેકોશમાંના શબ્દો વિચારવા જેવા છે. ત્રીજું, શાસ્ત્રીય ગ્રન્થમાં 'મહત્ત્વતા' જેવું બેહૂદું શબ્દરૂપ શી રીતે ચલાવી લેવું? આવા સર્વ દોષો નિવારાય ને પૂરી નિવૃત્તિથી આવું કાર્ય સુરચનાપૂર્વક થઇ શકે તો જ કર્તાની શક્તિઓનો લાભ ખરેખર મળ્યો ગણાય એમ લાગવાથી આટલું લખવાની જરૂર લાગી છે. બાકી તો ગ્રન્થવસ્તુથી વાચકો થોડે અંશે પરિચિત છે જ (ને એને સત્કારશે) ડૉ. રમણલાલ યાજ્ઞિકના પ્રવેશકમાંથી થોડો ભાગ અમે ગયે વર્ષે જુન અંકમાં (પૃ. ૨૯૫) ઉતારેલો તે પરથી.

૮. વિશ્વદર્શન: છોટાલાલ માનસિંગ કામદાર (ભારતી સાહિત્ય-સંઘ, અમદાવાદ; રૂ. ૩॥)—આપણી માતૃભાષામાંના આકર-ગ્રન્થવિભાગમાં ગણનીય સાંવત્સરિક કે અબ્દકોષ ('ઈયરબુક') જ્યારે બિલકુલ નથી ત્યારે આ પ્રકારનો પ્રયાસ સંપાદક ને પ્રકાશક ઉભયનું એક માનનીય સાહસ ગણાય. ગ્રન્થનાં અંગોપાંગની ગોઠવણી વધારે નિયમબદ્ધ થઈ શકી હોત તથા હકીકતની થોડી વધુઓછી ગંભીર ભૂલો થઈ છે. આ બંને અત્યાર પહેલાંની પ્રસ્તુત પ્રકાશન વિશેની ટીકાઓ છે તો વાજબી, પણ તેની પર અતિપણો ભાર મૂકવા ઇચ્છા

થતી નથી. ગ્રન્થમાં જગત અને આપણા દેશ વિશે જેટલું અનશુદ્ધ રૂપે આપેલું છે તે વારંવારના ઉપયોગ માટે કીમતી છે અને સંગ્રાહકની વ્યાપક દૃષ્ટિ તથા દીર્ઘોદ્યોગના ફળરૂપ છે. શોધિતવર્ધિત બીજી આવૃત્તિ યથાસમય આપણને મળે જ એમ ઈચ્છીશું.

૯. પતંગપુરાણ: હીરાલાલ ર. કાપડિયા, સુરત (૧૦ આના) —આ 'કનકવાની કથની' આપણે ત્યાં એક અવનવો સંશોધન-પ્રકાર શરૂ કરે છે. પરિચિત વસ્તુનું પણ શાસ્ત્ર કેટલું ઊંડું અને કલા કેટલી દુરારાધ્ય છે તેનો ખ્યાલ આવા પ્રયાસથી આવે છે. ઉપરાંત, વસ્તુએ વસ્તુનો આવો પ્રમાણભૂત માહિતીસંગ્રહ આપણા સ્વકીય ભાવિ વિશ્વકોશની તૈયારી વખતે તો સોનામૂલનો થઇ પડવાનો એ કેમ ભુલાય ?

## શ્રી સયાજી-સાહિત્યમાળા

પ્રસ્તુત ગ્રન્થમાળાના જે ગુચ્છનો પ્રાપ્તિ-સ્વીકાર અમે થોડા વખત પર કર્યો હતો તેમાંનાં પાંચ ગ્રન્થ-ગ્રન્થિકાનો પરિચય આપવાની પહેલી તક લેતાં આનંદ થાય છે. —'ધર્મનાં ઉત્પત્તિવિકાસ' (પ્રા. અ. ક. ત્રિવેદી) એ તત્ત્વજ્ઞાનના પ્રસિદ્ધ લેખક પ્રા. જી. એફ. મૂરનાં આઠ વ્યાખ્યાનોનું સુરેખ અને ગૌરવવાળી ભાષામાં* કાળજીથી થએલું ભાષાન્તર છે અને એ વિષયની પાશ્ચાત્ય વિચારસરણી તથા લેખન-પદ્ધતિના આપણે માટે અનુકરણીય નમૂના તરીકે પણ આવકારાર્હ છે. —સુવિખ્યાત મહારાષ્ટ્રીય ઈતિહાસકાર રા. બ. સરદેસાઇકૃત 'મેઇન કરંટસ ઈન મરાઠા હિસ્ટરી'નું ગુજરાતી થવાની ઘણી જરૂર હતી; એ 'મહારાષ્ટ્રીય ઇતિહાસનાં મુખ્ય વહણ'થી (મનસુખલાલ મો. પોટા) પૂરી પડે છે. બનાવટી ચમકઝમક લાવ્યા વિના રસપ્રદ ઈતિહાસલેખન થઈ શકે છે, તેનો પણ પ્રસ્તુત મહત્ત્વપૂર્ણ લઘુ ગ્રન્થ સારો નમૂનો છે. —જેવું ઘટે એ રીતે જોઈએ તો તો, નર્મદથી ગાંધીજી સુધીના (અને તેમાં ગોવર્ધનરામ ને મણિલાલ તો વિશેષ વિચારકોમાં મુખ્ય) આપણા

* પરિભાષા, ઘણીખરી બરાબર છે; માત્ર 'ઇન્સ્ટિંક્ટ' માટે 'પ્રેરણા' વપરાયું છે એવું કોઈક સ્થાન પુનર્વિચારણીય લાગે છે. એ ગુજરાતી શબ્દ 'ઇન્સ્પિરેશન' માટે જ રહેવા દઈ, 'ઇન્સ્ટિંક્ટ'ને પૂર્ણયોગપ્રણાલી અનુસાર 'અન્ધપ્રેરણા' કહેવી, નહિ તો 'સહજબુદ્ધિ' કહેવી, વધુ યોગ્ય છે.

અર્વાચીન લેખકોએ એક કે બીજી રીતે, કોઇ ને કોઇ સ્વરૂપે સમાજ-શાસ્ત્રના નાના કે મોટા અંગપર લખ્યું જ છે. એ લખાણોનું વિવેચનાત્મક તારણ કોઇ વાર કોઈક કરવા જેવું છે. પણ એ વિષયને જ સ્વતંત્ર અભ્યાસનો વિષય બનાવતો ગુજરાતી ગ્રન્થ હજી છે નહિ, ત્યાં સુધી પંદરસત્તર અગત્યના ગ્રન્થોને આધારે રચાયલું 'ભારતીય સમાજ-શાસ્ત્રથી' (ચિમનલાલ મ. ડૉકટર) આપણા એ વિષયના વાઙ્મયમાં યોગ્ય ઉમેરો થાય છે.–'વડનગર' (કનૈયાલાલ ભા. દવે) એ, નાના પાયા પર પણ, એક અભ્યાસયુક્ત નગરગ્રન્થ છે; અને 'ભીષ્મ'માં (વિક્રમરાય વિ. મજમુદાર) આપણા એ પ્રાચીન મહાન રાષ્ટ્રપુરુષની વાત બાળકોનાં જ્ઞાનપ્રોત્સાહનાર્થ ઉત્સાહ તથા સરળતાથી કહેવામાં આવી છે.

## સ્વીકાર–નોંધ

### નવજીવન પ્ર. મંદિરનાં પ્રકાશનો

**૧. ગાંધીજીની સાધના,** એમનાં દક્ષિણ આફ્રિકાનાં ૨૧ વર્ષના જીવનપ્રસંગો તથા તેની આનુષંગિક હકીકતો, રા. કાલેલકરલિખિત 'પાર્શ્વભૂમિ' નામે પ્રવેશક સાથેઃ રાવજીભાઈ લ. પટેલ (રૂ. ૧૧) **૨. રાષ્ટ્રભાષાનો ગુજરાતી કોશ.** ગાંધીજીના એ વિષયના વિચાર સંગ્રહ સાથેઃ સં. મગનભાઈ પ્ર. દેસાઇ (રા. ૧॥).—**૩. ધર્મમંથન** આ. ૨ જીઃ ગાંધીજી (રૂ. ૦॥॥).—**૪. ગાંધીજી,** આ. ૪થીઃ જુગતરામ દવે (રૂ. ૦૧).—**૫. કેળવણીના પાયા** કેળવણીવિષયક નિબંધોઃ ત્રીજી સુધારેલી આ. કિશોરલાલ મશરૂવાલા (રૂ. ૧$\frac{1}{2}$). **૬. જીવતા તહેવારો,** આ. ત્રીજીઃ દ. બા. કાલેલકર (રા. ૦॥॥). **૭. સીતાહરણ** (૫મી આ.) મહાદેવભાઇલિખિત પ્રસ્તાવના સાથે ચન્દ્રશંકર પ્રા. શુક્લ (રૂ. ૦॥॥).– **૮. આંધળાનું ગાડું,** નાનકડું નાટક (આ. ૨જી): કલ્યાણજીભાઇલિખિત પ્રસ્તાવના સાથે જુગતરામ દવે (૧ આનો)– **૯. ગામડાની વહારે** એ જ નામની કાકા-લિખિત પ્રસ્તા॰ સાથે (આ. ૨જી) ગાંધીજી (૨ આનો)

### આર. આર. શેઠની કંપની

**૧૦ થી ૧૨. અંજની** (રૂ. ૨): **પરી અને રાજકુમાર** (રૂ.૧॥) અને ઠગ (રૂ. ૨॥): રમણલાલ વ. દેસાઈ; દરેક, અનુક્રમે, મોટું

નાટક, છ સામાજિક નાટકનો સંગ્રહ, નવલકથા.-૧૨-અ. ક્ષિતિજ: ર. વ. દેસાઈ ( રૂા-રાા )

## ભારતી-સાહિત્યસંઘ

૧૩. ધરતી, પર્લ બકકૃત: નીરુ દેસાઈ ( રૂ ૪). ૧૪.-જાગતા રહેજો, પૂર્વાર્ધ: સોપાન (રૂા. ૪)- ૧૫. ગુલામીની શૃંખલા, હિંદના રાજ્યબંધારણનો ઇતિહાસ: ધનવંત ઓઝા ( રૂા, રાા ) ૧૬. અરુણ પુસ્તકમાળામાં 'શંકરાચાર્ય' ( હ. સોસૈયા, અઢીઆના ) ને 'રંગ રંગ વાદળિયાં' ( 'સુન્દરમ્', બે આના)-૧૭. આરોગ્યગ્રંથાવલીમાં 'પહેલું સુખ' વગેરે પુસ્તિકાઓ નં. ૧૦-૧૬: રમણલાલ એન્જીનીઅર ( આના કદ મુજબ, ૪ થી ૮ ). ૧૮. નાનાં છોકરાં: ચારુદત્ત ( ૧ાા આનો )

## ગુર્જર ગ્રંથ. ર. કાર્યાલય

૧૯. ગોદાન ( પૂર્વાર્ધ ), પ્રેમચંદજીકૃત: માણેકલાલ ગો. જોષી [ રૂા. રાા ]-૨૦ ધૂમકેતુ-પ્રૌઢશિક્ષણમાલામાં નાની, પહેલી ને બીજી ચોપડીઓ ( આના ૧, ૨ ને ૧ાા )

## પ્રકીર્ણ

૨૧. રાસપાંખડી, પ્રા. મંજુલાલ ર. મજમુદારલિખિત પરિચય સહિત: વિવિત્સુ (રૂા. ૦ાા ).—૨૨. જતિ, ગોલ્ડસ્મિથકૃત 'ધ હર્મિટ' ઉપરથી: ડૉ. એમ. એ.સુરૈયા; મુંબાઈ (રૂ.રાા).—૨૩. કુમારનાં કાવ્યો, રમણલાલ વ. દેસાઈ લિખિત પ્રસ્તાવના સાથે: મહેન્દ્રકુમાર મો. દેસાઈ ( રૂ. ૧ ).—૨૪. બુદ્બુદના બોલ: પંકજ ( દેસાઈ નાયકની કં. સુરત; રૂ. ૧ા)—૨૫, સહેલી વાતો: રમણલાલ ના. શાહ, વડોદરા (રૂા. ાા ).—૨૬ ૨૭. ફોરમ, લહરી ૧ ને ૩: શારદાપ્રસાદ વર્મા (યુગાન્તર કાર્યા. સૂરત; ૧ાા ને રાા આ.) રાષ્ટ્રભાષા-પરિચય ભા. ૧: જેઠાલાલ જોષી, વિશારદ (એસ. બી. શાહની કં. અમદાવાદ ૧૦ આ.)'—૨૯. યુરોપના ભીતરમાં: ચંદ્રભાઇ ભટ્ટ (પ્રસ્થાન કાર્યા. અમદાવાદ; રૂ. ૨)—૩૩ ગોરસી, ૬૨ કાવ્યોનો સંગ્રહ: ઇન્દુલાલ ગાંધી, કરાંચી (રૂ. ૧ ).—૩૧ લુકની લખેલી સુવાર્તાનો ખુલાસો રેવ. વિ. પ્રૈ. મલ્લિગન ( મિશન પ્રેસ, સૂરત રૂ. ૧)—૩૨. વૈષ્ણવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ, એના ભિન્ન ભિન્ન

મતોના મુખ્ય સિદ્ધાન્તો તથા ગુજરાતમાં પ્રચારના નિરૂપણ સાથેની નવી (બીજી) શોધિતવર્ધિત સચિત્ર આવૃત્તિ દુર્ગાશંકર કે. શાસ્ત્રી ( ફોર્બસ ગુજ. સભા, મુંબઈ: રૂ. ૨ ).—૩૩. **સહચરીની શોધમાં:** બાબાસાહેબ મુરલીધર ( જીવનલાલ એંડ સન્સ, અમદાવાદ ને મુંબાઈ; રૂ. ૧ાા ).—૩૪ **ખોલકી અને નાગરિકા:** ત્રિ. લુહાર ( ગતિ અને રેખા કાર્યા. અમદાવાદ; રૂ. ola ).—૩૫ **નન્દિતા:** સત્તર ટૂંકી વાર્તાઓનો સંગ્રહ ): સુરેશ ગાંધી ( નવયુગ પુ. ભંડાર, રાજકોટ; રૂ. ૧ાા ). ૩૫-અ **વાતોનાં વડાં:** ૩૩ રમૂજલક્ષી લેખોનો સંગ્રહ, વિ. ક. વૈદ્યની પ્રસ્તાવના સાથે; બળદેવ પ્ર. મોલીઆ સુરત (રૂ. olla)

## ન. જી. પ્ર. મંદિર પૂર્તિ

૩૬ થી ૪૨, **જીવનનો આનંદ,** કળા અને કુદરતવિષયક લેખોની, કેટલાક વધારે લેખોવાળી નવી [ બીજી ] આવૃત્તિ: દ. બા. કાલેલકર [ રૂ. ૧ાા ]; **ખાદીવિદ્યાપ્રવેશિકા:** વિવિધ લેખકો [રૂ.olla]નું **ગીતાધ્વનિ,** ગીતાના સમશ્લોકી અનુવાદની નવી સંશોધિત આવૃત્તિ કિ. ધ. મશરૂવાળા [ ૧ાા આનો ]-**ગુજરાતમાં સંગીતનું પુનરુજ્જીવન,** સ્વ. પં. ના. મો. ખરેના ૪૧ નાના મોટા લેખોનો સંગ્રહ-ચરિત્રરેખા, કાકા કાલેલકરલિખિત પરિચયલેખ તથા નિવાપાંજલી સાથે: સં. પુરૂષોત્તમ ના.ગાંધી; (રૂ.૧)-**મારું ગામડું** રવિશંકર 'મહારાજ' લિખિત ટૂંકા પરિચય સાથે: બબલભાઈ પ્રા. મહેતા [ ૯ આના ]-**સમીસાંજનો ઉપદેશ,** શ્રી દશવૈકાલિક સૂત્ર: ગોપાલદાસ જી. પટેલ ( રૂ. olla ) —**લોકપોથી** પહેલી: જુગતરામ દવે, નરહરિ પરીખ [ ૧ આનો ].

# ધ્વનિ

[ 'ઉપધ્વનિ' આ વાસરિકાની પછી છે. ]

## વાસરિકા

### 'સુશીલાનો દેવ'

૧લી ડીસે. પ્રા. વામનરાવ જોશીકૃત પ્રસિદ્ધ મરાઠી નવલનું આ ભાષાંતર કાલે જ પડતી રાતે હાથમાં આવ્યું. "અર્વાચીન સુશિક્ષિત...મધ્યમ વર્ગની યુવતીની પ્રતિનિધિ" એવી નાયિકા સુશીલાની એ કથા ગુજરાતી વાચકોને છેક અપરિચિત નથી. નવ વર્ષ પર (સપ્ટે.'૩૦ ના અંકમાં) 'કૌમુદી'એ તેની સવિસ્તર સમાલોચના, મૂળ મરાઠી ગ્રન્થાકાર પ્રકાશન વખતે (ક્રમિક પ્રકાશન થયેલું 'રત્નાકર'માં) પ્રા. બલુભાઇ ઠાકોર જેવાની કલમે લખાયેલી, છાપી હતી. 'સરસ્વતીચન્દ્ર' તથા 'ત્રાં ફિરતોફે'ની માફક કેટલેક અંશે આ નવલ પણ "વાર્તારસમાં જ્ઞાન ગોળી પાઈ" દેવાનો સમર્થ પ્રયાસ છે. તેનો સંદેશ એટલે પ્રા. જોશીના ચરિત્રકાર રા. રાજારામ કાનિટકરે સૂચવ્યા મુજબ, સમાજ તથા વ્યક્તિનું દ્વૈત નષ્ટ થઇને અભેદભાવના સ્થપાવી ઘટે, એવો છે. એ નવલમાંની કેન્દ્રવર્તી વિભાવના એ છે કે આખરે સુશીલાનો દેવ એ કોઈ વ્યક્તિ કે સૂક્ષ્મ શક્તિ પણ નથી ઠરતી પણ પોતાનું નિશ્ચકુટુંબકત્વનું જીવનધ્યેય, પોતાનો ઉચ્ચઆદર્શ એ જ ઘણા ભ્રમનાશક અનુભવો પછી તેનો

દેવ બને છે; બીજું, તેનાં નવમતવાદ છે પણ એ એક સદાચરણી સાહિત્યકારે સાત્ત્વિક તથા તાત્ત્વિક પ્રતિપાદનશૈલીમાં રજૂ કર્યો હોય 'સનાતની' માનસને પણ ખૂંચતો નથી. (આ બંને બિન્દુ રા. નેનેસંપાદિત 'અર્વાચીન મરાઠી સાહિત્ય'માંના રા. વિઠ્ઠલ હ. કુલકર્ણીના એક લેખમાંથી છે.)

'અતન્દ્ર સૌન્દર્યપિપાસુ'

તા. ૨૭ : આ પદ એક કવિજન 'વિવેચના'કાર રા. ભાઇ વિષ્ણુભાઇ ત્રિવેદીના એ પગટતાં જ શિષ્ટમાન્ય ('ક્લાસિક') ઠરેલો ગ્રન્થ વાંચી તેમને માટે વાપરે છે. એ સર્વાંશે ઉચિત છે. મને તો ગ્રન્થ વાંચતાં પાને ને પાને ઈર્ષ્યા થતી હતી કે સત્યકથન નિર્ભયતાની સાથે સાથે જે સાત્ત્વિક વૈદગ્ધ્યથી ('ગુડનેસ'થી) અને દાક્ષિણ્યથી (આનું ય અંગ્રેજી આપું જ ને; બંને આપ્ટેને આભારી છે-'અર્બેનિટી'થી.) થતું જોઉં છું, તેનો અર્ધોક જ ભાગ જો પહેલેથી મારે નસીબે હોત તો કેવું સારું.

૨૧. 'માધવ જ્યુલિયન'

—:હજી તો પહોર જ આ અરસામાં જેમને વિશે 'છંદોરચનાકારનું બહુમાન' એ નોંધ તેમને ડૉકટરેટ મળતાં (એ પદવી તેમણે, ગઈ કાલનું 'કેસરી' નોંધે છે તેમ, "અપમાનનું શલ્ય ન સહન થવાથી જ દીર્ઘ પ્રયત્ન વડે મુંબાઇ યુનિવર્સિટી પાસેથી મેળવી" હતી.)-મળતાં લખી હતી તેમનું હમણાં બે દિવસ પર અકાળે અવસાન થયું. આ ખોટ આખા ઇલાકાને બલ્કે એમનો ઉપયુક્ત ગણવિચારનો નવો માર્ગ સૂચવનાર, ફારસી વૃત્તવિચારનો પણ વિરલ સામર્થ્યથી સમાવેશ કરનાર ગ્રન્થ વિચારતાં- ભારતીય વાઙ્મયને ગઈ છે. તેમના કાર્યનો પરિચય 'માનસી'એ તેનાં સાધનોના પ્રમાણમાં ગયાં બે વર્ષમાં થોડો તો કરાવ્યો છે; વિશેષ હવે પછી યથાવકાશ કરાવવાની આશા રાખે છે.

'મહાત્મા ગાંધી'

—: આ. રાધાકૃષ્ણન-સંપાદિત એ મહત્ત્વના ગ્રન્થનો કેટલોક ભાગ વાંચવામાં ગઈ ત્રણે રાતના કેટલાક કલાક ગાળ્યા......સંપા-

કના પોતાના પ્રવેશકની અમુક કંડિકા મનોહર અને મર્મગામી છે. રોમે રોલાં અને બીજા કેટલાક મોટા માણસોએ મને નિરાશ કર્યો (ઘણે ભાગે મારી મોટા માણસો સાથેની લહેણાદેણી છે જ એવી છે ને ?)...... શ્રીમતી સો. વાડિયાએ પરિપૂર્ણ ('ઇન્ટીગ્રેટેડ') વ્યક્તિત્વવાળા મનુષ્ય તરીકે ગાંધીજીની ઓળખ કરાવી છે તે સમજવા જેવી છે.... ઇગ્લાંડનાં પહેલાં સ્ત્રી-ધર્માધ્યક્ષ મિસ રોયડને નોંધેલો ગાંધીજીના કચ્છ વિશેનો પ્રસંગ (એનો અહીં સંક્ષેપ કરતાં એ બગડી જાય; મૂળમાં જ વાંચવા જેવો છે.) એમને વિશેના સૌથી રમૂજી પ્રસંગોમાંનો એક ગણાઈ જવાનો. એ સન્નારીની ઉપાધિ D. D.નો અર્થ જાણીને ગાંધીજીએ મજાકમાં કરેલો માર્મિક કટાક્ષ "Ah, so you know all about divinity."—પણ સહેજે ભુલાય તેવો નથી. તેમનો મનોવિગ્રહ અને અવિચળ સ્વસ્થતા ડૉ. એડવર્ડ ટોમ્સન જેવા અભ્યાસી અને ધીટ વિચારકને પણ સૉક્રિટીસની યાદ આપે છે. એ જ લેખમાં ગાંધીજીના ઇશ્વિશ વિશે ગુણદર્શી ઉલ્લેખ કરનાર એ જ લેખક એમ (અને ગેટે વિશે પણ આર. એચ. હટને આવું જ કહ્યું છે) પણ નોંધે છે કે એ ફિલસૂફને પ્રેરનાર અદૃશ્ય અપાર્થિવ સત્ત્વ-daemon-હતું તેવું ગાંધીજીને પણ છે; અને તેઓ એ પ્રેરણાને નિશ્ચલતાથી અનુસરે છે. એમના અપરિગ્રહમત પરથી બે'ક લેખકોને સંત ફ્રાન્સિસ પણ યાદ આવ્યા છે. ... ... આપણા મહાત્માજીને આમ પોતાના મહાપુરુષો સાથે સરખાવનાર યુરોપીઅન દૃષ્ટિવન્તો યુરપમાં અહિંસા સ્થાપન કરવા અશક્તિમંત છે ત્યારે યુરોપીઅન સન્તાન્ધો હિંસાચંડિકાને રીઝવવા એને ચરણે આખી ને આખી પ્રજાઓ જ વધેરે જાય છે.

પી. ઈ. એન. અને યુદ્ધ

૩ જી : એ આન્તરરાષ્ટ્રીય લેખકસંઘનાં ઇંગ્લિશ કેન્દ્રનાં પ્રમુખ શ્રીમતી સ્ટોર્મ જેમીસને યુરોપી યુદ્ધના સમયમાં લેખકનો ધર્મ શત્રુઓ પ્રતિ પણ આત્મૌપમ્યવૃત્તિ કેળવવાનો છે, વિચારસ્વાતંત્ર્યને કોઈ પણ ભોગે અખંડ રાખવાનો તથા સત્યકથન કરવાનો (એ ન જ બને તેવા સંજોગમાં અસત્ય કે અર્ધસત્યોના કથનથી બાજ રહેવાનો) છે—એવી મતલબનો ઘેરો ગંભીર શંખનાદ





વિશદ વિચારણા અને સચોટ ભાષામાં લખેલા લેખ દ્વારા કર્યો છે. એ ઉચ્ચગ્રાહ પ્રમાણે અનુસરતું કપરું તો ઘણું છે; અને ગુજરાતીને વાહન તરીકે વાપરતા લેખકો સંબન્ધી તો એમ પણ કહી શકાય કે આપણી શાસ્ત્રપ્રકરણી સૃષ્ટિ કરતાં પણ વાઙ્મયસૃષ્ટિમાં હમણાં તો એ વધારે કપરું છે. આ વાત ઘણા નહિ માને કે સ્વીકારે; તેવા ભાઇએ (કે બહેને પણ) એ વાતના પુરાવા મારા જેવા આ વિષયના અનુભવવૃદ્ધને રૂબરૂ પૂછી મેળવી લેવા—કોઈ ત્રીજો આદમી હાજર ન હોય તે વખતે મેળાપયોગ સાધીને.

## ૨૧. ખબરદારનું સ્ખલન

—: આ જ બાબતનું એક બીજું સ્વરૂપ પણ છે. તે આવું: જવાબદાર લેખક પણ કોઇ વાર ખરી કસોટીને કાળે પોતાના વાણીસ્વાતંત્ર્યનો સદુપયોગ કરવા અસમર્થ નીવડે છે. ઉદાહરણ જોઇએ છે, આ કથનનું? યાદ કરો ખબરદારશેઠનું હમણાં ચર્ચાલું સુગંભીર સ્ખલન. એ વાંચવાનું થયું તેને બીજે જ દહાડે 'સહ્યાદ્રિ'ના દીપોત્સવી અંકમાં એમનું 'દેવીનું ખપ્પર' મરાઠી ભાષાંતર સાથે જોયું. જોયું ને મને થયું: "આમ કાં? દેશને ખાતર 'શિર કાપી ખપ્પરમાં નાંખો, કરો કાળજું આધું' એવું વચનામૃત રેલાવનાર કવિમાં શું એટલો પણ સ્વાર્થત્યાગ નથી કે પ્રતિપક્ષી ભણી સાત્ત્વિક રહીને જ પોતાનો જે " વાંધો હોય તે રજૂ કરે?" સાચું છે કે ભૂતકાળમાં મેં સાત્ત્વિકતાસેવન ઓછું જ કે નથી કર્યું; પણ તેમ, હું પ્રજાઆખીનાં માથાં કપાવવા ને કાળજાં ખસેડાવવા પણ નહોતો નીકળ્યો ને?...'કલિકા'માંની ચર્ચાસ્પદ કડી વિશે એટલું જ કે કવિ ખોટા છે ને વિવરણકાર ખરા છે; કવિએ આપણને શીખવવા ચહેલો અર્થ (એ એમના મનમાં કાવ્યરચના વેળા હશે; ને તો પછી, એ પાને પાદિયું ટીપરૂપે તેમણે મૂકવું જોઇતું'તું. "અહીં વાણી શરીરભાવદ્યોતક છે પણ અર્થ અધ્યાત્મદ્યોતક લેવાનો છે.")—અર્થ કરાડુ જ છે અને રહેવાનો.

— એક બીજી વાત ઉપર આપણે 'પી. ઈ. એન.'નું સ્મરણ હમણાં જ કર્યું. એ સંઘની ભાવના લેખકલેખકમાં (ને એ દુનિયાભરમાં) ભાઈચારો વધારવાની છે; ને તો પછી, એના જ સભ્યો એવા કવિ ને વિવરણકારનો વિવાદ ચાલે તેમાં તો ખસુસ કરીને

આઇચારાને ધોરણે કામ થવું ન જોઇએ ? એ ધોરણથી વિવરણકાર પહેલા સ્ખલિત થયા માટે કડવાશની જવાબદારી એમની હતી એમ જો કોઇ ટીકા કરવાનું હોય તો તેનો રદિયો આ: બે કાળાંનું મિશ્રણ એક ધોળું રચતું નથી; (વિવરણ 'કાળું' એ પ્રતિપક્ષીઓની જ દૃષ્ટિએ, અમો તટસ્થોની નહિ; અથવા એમ કહીએ કે તટસ્થો વિવાદને ખાતર જ એને કાળું ગણવાની હા પાડે છે.)...ખરું છે કે પી. ઇ. એન.ના મોટા માણસો પણ ત્રણ વર્ષ પર બ્નેનોઝ આયર્સમાં ઝઘડી પડેલા; પણ ત્યાં ટંટો પ્રધાનપણે રાજકારણી હતો ને એ ટીપાટ–તોફાન તુર્ત જ શમેલું. આપણે ત્યાંનો પ્રસ્તુત ખેદજનક પ્રસંગ બેહદ અંગતભાવી તથા વાતાવરણને કલુષિત ઠીક ઠીક લાંબા સમય સુધી કરનાર બન્યો છે.

## પુનર્લેખન આવશ્યક હતું

—: ધારો કે એ લેખ 'માનસી'માં છપાવા મારી પર આવ્યો હોત તો ? તો હું એમ કરત કે એ જ મુદ્દા ને એ જ દલીલો કાયમ રાખી, ઝેર બધું નિતારી કાઢી નવેસર લેખ લખી આપો એમ ખબરદારરોહને વિનવત–તેમની હમણાં લગીની સ્વભાવસિદ્ધ સુજનતાને અપીલ કરીને વિનવત; અને તેઓ માનત પણ ખરા એમ ધારું છું. એક આવલે પ્રસંગે પ્રા. બળુભાઈ ઠાકોર તો માન્યા હતા. સદ્ગત 'કૌમુદી'માં ક્રમિકપણે પ્રકાશિત 'લિરિક'નો છેલ્લો ખંડક "પૂર્ણાહુતિમાં બે છાંટા ચર્ચાના" એ જેવો છપાયો છે તેવાના કરતાં વધારે કટુ અને કડક હતો; પોતે પણ એ જાણતા હતા ને લખાણ મોકલતાં મને સૂચવેલું કે જો મારો મત થાય તો પોતે તીક્ષ્ણતા ઘટાડી આપશે. એ મનોવૃત્તિ તથા સ્થિતિનો લાભ લઇને પુનર્લેખન માટે મેં વિનંતિ કરી હતી અને એ સ્વીકારાઈ પણ હતી....પ્રસ્તુત દાખલા વિશે એમ કહી શકાય કે પુનર્લેખનની ઇચ્છા લેખકે કદાચ ન દર્શાવી હોય તો પણ તંત્રીએ એ તેમના હૃદયમાં, પોતાના વાચકો પ્રત્યેની એક ફરજ તરીકે, ઉગાડવા અને તેનો અમલ કરાવવાની પૂરી જરૂર હતી. એ જરૂર દેખાઇ નહિ એ આ આખા ય પ્રકરણનું કદાચ સૌથી શોચનીય અંગ છે. ઇત્યલમ્.

## સમ્રાટપદની પ્રાપ્તિ

૪થી : આજે સવારે ઘડિયાળમાં ૯-૪૦ને અમલે જણ્યું કે

પણ નવી કવિતામાં થાય છે—યથાઃ 'ગુલે પોલાંડ'ના પહેલા જ સુનીતમાંઃ

અપરિચિત લ્યાં નાચે દીપો ચહુંદિશ પુષ્પના

—૧ નૂ. શિ. ના એ જ અંકમાં (પૃ. ૧૯૦) 'વાઇસ-ચેન્સલર' માટે 'ઉપકુલપતિ' છે; એ જ અંગ્રેજીનું મરાઠી 'કેસરી'-એ (૨૧મી નવે.) 'ઉપકુલગુરુ' કરેલું; ગુજરાત વિદ્યાપીઠનો શબ્દ છે 'કુલનાયક.' ત્રણેમાં આ છેલ્લો જ (એ સુપરંપરિત છે. તર્જુમિયો નથી ને દીર્ઘસૂત્રી નથી માટે) ઉત્તમ લાગે છે. અને 'ચેન્સેલર'ને કહેવા 'કુલપતિ'...પરિભાષા પ્રાન્તેપ્રાન્તની એક-મેકને મળતીઝુલતી આવે એ જ વધારે સારું. તેને બદલે; એક જ ગુજરાતમા બે અને એક જ ઇલાકામાં ત્રણ શબ્દો થઈ ગયા (જ્યાં એમ થવા તાત્ત્વિક કારણ નથી ત્યાં) એ બરાબર નથી ને આપણે કાળજીપૂર્વક અટકાવવું જોઇએ.

જૂ૦ ન૦ શબ્દોઃ ૩

૧૩મીઃ કાલના 'કેસરી'માં વર્તમાનસારના એક જ પાના પર બે વાર સાહિત્યકારના અર્થમાં 'સાહિત્યિક' વપરાયો છે. એ લોકોમાં કેટલાક 'લિટરરી' ને માટે જે પરમાદ્ભુત "સાહિત્તિક"ને વળગ્યા છે, તે પણ આપણે ત્યાં 'મ્હારાં સૉનેટ'માંના જાહેરાતી પાના લગી તો આવી પહોચ્યો છે. એના પ્રયોગવીર કવિએ ક્ષણેકના પ્રયોગી માનસથી જ એ કર્યો હશે એમ આશા રાખીએ. સૌથી સારું તો એ છે કે શાસ્ત્રશુદ્ધતાને ભોગે લાઘવ સાધવાનો દુર્મોહ છોડી આપણે 'સાહિત્યવિષયક' કે 'વાઙ્મયિક'ને વિશેષણ અને 'સાહિત્યકાર'ને નામ લેખે માન્ય રાખીએ. આ છેલ્લો નરસિંહરાવે (ઉપર્યુક્ત મ. મુ. પૃ૦૬) સંકોચથી પણ સ્વીકાર્યો છે; અને કેટલાક-ને હૈયે વસી ગએલા 'સાહિત્યિક' ને ત્યાં જ આ બે શિરપાવ આપ્યા છે (૧) 'તદ્દન અશુદ્ધ;' (૨) ભાષાનિયમોનો 'અજ્ઞાનપૂર્વક ઉચ્છેદ કરનારો.'

જૂના-નવા શબ્દો ૪

૧૭ મીઃ "સુન્દર પુસ્તક.....સુન્દર છપાઈ." એ વિશેષણ જ્યારે અતિશય વટાઇવટાઇને ચૂર્ણ બની ગયું નહોતું ત્યારના (સને ૧૮૮૫ના), "નર્મકથાવાર્તા" માંના હવે દુર્લભ થએલા (બીજી

કે ત્રીજી આવૃત્તિમાં એ નથી. ). એક અવલોકનમાંથી આ બે પદ છે, ને એ શબ્દ ક્યાં વાપર્યો શોભે એ બતાવે છે. એ જ લખાણમાં એક સ્થળે "હૈયાની કેવળ નિરાશામાં આર્ય જનનિ" વગેરે શબ્દો. પછીના કાળમાં આપણી લખાવટમાં પેઠેલી "કેવળ નિરાશામાં જ" જેવા નાહકના બેવડા ભારદર્શક શબ્દની ખામીનો ત્યારે અભાવ હતો એ બતાવે છે. આ ખામી ભણી પ્રા. ઠાકોરે એક બે વાર ધ્યાન ખેંચ્યાનું યાદ છે; ને એ જવી જોઇએ. આ ભૂલ સામાન્ય લેખક કે સામાન્ય છાપું જ કરે છે એમ નથી—જુઓ:

૧. ગો. માં. ત્રિ. (સમાલોચક પુ. ૯, પૃ. ૨૩, 'ભરતું ભોપાળું'નું અવલોકન) "આ ગ્રન્થમાં મુખ્ય દોષ માત્ર બે ત્રણ જ છે."

૨. રમણભાઇ: ('ક. અને સા.' વો. ૨, પૃ. ૨૯૦): "કેવળ સર્વાનુભવરસિક કાવ્યોમાં જ ..."

૩. કાલેલકર: ('જીવનનો આનંદ' આ. ૧લી; પૃ. ૩૪૯) "લોકસંગીત માત્ર ભાવનું જ ભૂખ્યું છે."

૪ હરિજનબંધુ (૧૦-૧૨-૩૯): 'કેવળ અહિંસાને રસ્તે જ ...' (પહેલી જ લીટીમાં, એ અંકની).

૫. પ્રજાબંધુ: (તા. સદર, પૃ. ૧૬): "માત્ર એ સુંદરતા કે કલામયતા ખાતર જ ..."

કોઇ વાર અસાધારણ સંજોગમાં કથનને ઘણો ભાર દઇને રજૂ કરવું હોય ત્યારને માટે 'કેવળ' યા તો 'માત્ર' ઉપરાંત 'જ' વાપરવો હોય તો વાપરીએ. એ સિવાય તો, સાધારણ ચાલુ રીત તરીકે, આ ટેવ ટાળવા જેવી છે. ... નવલરામ એ જ લખાણમાં "સહાય થવાનું" તથા 'પ્રકૃતિક્ષોભ' વાપરે છે. તેમણે 'સહાય કરવાનું' એનો ખોટો પ્રયોગ ન કર્યો કેમ કે 'સહાય'નો અર્થ ભિન્ન છે એટલે ખરો રૂઢિપ્રયોગ તેમણે વાપર્યો છે તે જ છે. 'મદદ'ના અર્થમાં 'સહાયતા' 'સાહ્ય' કે 'સાહાય્ય' વાપરવું જોઈએ. એગનો બીજો શબ્દ 'હેગોહ્યુરાનનું' ભાષાંતર છે: (પ્રકૃતિ=પ્રજા). જ્યારે 'વિપ્લવ' ને 'ક્રાંતિ' ગુજરાતીને અજાણ્યા હતા ત્યારે એ શબ્દ છૂટથી વપરાતો. —વિ.

# ઉપ-ધ્વનિ

[ ધ્વનિખંડની ઘણી મોટીનાની નોંધો લખવાનો લોભ તો સ્થળ-સમયના અભાવે જતો કરવો પડ્યો છે: અને અહીં જે થોડુંક લખી શકાય છે તે પણ, કેટલાંક સાધનો સૂરતમાં છોડીને એક અઠવાડિયે ભાવનગર આવ્યા પછી, ત્રીસમી ડીસેમ્બરની સવારે, માત્ર ત્રણ અર્ધા કલાકોમાં.]

૧

**ભારતીય વિદ્યાભવન:** સંસ્કૃત, પ્રાકૃત તથા ગુજરાતી ભાષાઓ તેમ જ ભારતીય ઇતિહાસ, ભાગવતધર્મ અને જૈનધર્મઃ આ વિષયોનું સંશોધન તથા જ્ઞાનપ્રચાર પોષવાના ઉદ્દેશથી વર્ષદિવસથી સ્થપાયલી આ સંસ્થા આપણી બાજુ એ પ્રકારની એકમાત્ર સંસ્થા છે, એટલું જ નહિ પણ તેના કાર્યક્રમની ચારપાંચ માસ પર મળેલી પત્રિકા પરથી સમજાય છે તેમ, તેનાં ઊંચી કોટિનાં ને સંમાન્ય વિદ્વાનોદ્વારા અપાયલાં કે અપાવાનાં વ્યાખ્યાનો સામયિકો તથા પ્રકાશનો વડે પૂર્વોક્ત સર્વ ભારતીય વિદ્યાઓનું અધ્યયન અને સંવર્ધન કરવાની ઉજ્જવલ આશા આપે છે.

**શ્રી બુદ્ધિવર્ધક પુસ્તકાલય:** સુઘડ અને શાન્તિયુક્ત ફ્રોમ્સ્-સભામન્દિરમાં ત્રણેક વર્ષથી સ્થપાયલા આ પુસ્તકાલય વડે ગુર્જરી મુંબાઈનું એક નીચાજોણું નાશ પામે છે. ટૂંકા સમયમાં જ વ્યક્તિઓ સંસ્થાઓ તથા પ્રકાશનમન્દિરો મળીને અઢાર દિશામાંથી જે ગ્રન્થરૂપ વિદ્યામૃતપ્રવાહ એ સરોવરને વૃદ્ધિગત કરવા લાગ્યા છે તેને હજી યે વિશેષસંખ્ય તથા વિશેષ-ગુણ કરવામાં સર્વે ગુર્જરભાષાભાષીઓ ઉદ્યુક્ત રહે અને આપણા સર્વ વિદ્યાવ્યાપારીઓ કેટલીક વિરલ સમૃદ્ધિવાળા એ વ્યવસ્થિત ગ્રન્થભંડારનો ઉત્તરોત્તર વધુ ને વધુ લાભ લેતા રહે એમ હૃદય-પૂર્વક ઇચ્છીએ છીએ.

**પં. ભગવાનલાલ ઇન્દ્રજી:** નવેમ્બરમાં એમની જન્મશતાબ્દી મુંબાઇ અને સૂરતે, જૂનાગઢ ભાવનગર અને રાજકોટે ઊજવીને, ભારતવર્ષ અને ગુજરાતનું મુખ સમસ્ત વિદ્યાજગતમાં —અને તે, આજથી પચાસસાઠ વર્ષ પર—ઊજળું કરનાર એ સાહસપ્રિય સુધીર મહાવિદ્વાનનું તથા એમના કાર્યનું સ્મરણ કરવાની ફરજ યથાસંયોગ ઠીક રીતે બજાવી ગણાય. એ પ્રસંગ માટે સૂરતની નર્મદસભાએ આપણા પ્રતિષ્ઠિત પ્રત્નતત્ત્વવિદ્ રા. દુર્ગાશંકર કે. શાસ્ત્રીને ખાસ નિમંત્રણ આપી બોલાવ્યા હતા. પંડિતજીના પ્રમાણભૂત જીવનચરિત્રની રાહ જેમની પાસેથી આપણે ભોત્કંઠ જોઇ રહ્યા છીએ એવા એ માનનીય વિદ્વાને એ દિવસે (૨૬મી નવે.) પ્રમુખપદેથી આપેલું ભાષણ ઐતિહાસિક દૃષ્ટિ, ભરપૂર માહિતી તથા લાક્ષણિક નિરાડંબરતા માટે વખણાયું હતું અને એમ. ટી. બી. કૉલેજવાળા પ્રા. મનોહર રા. પાળંદે, પ્રા. કમળાશંકર સુ. ત્રિવેદી તથા પ્રા. હીરાલાલ ર. કાપડિયાએ પણ તેમનાં પ્રસંગોચિત ઘોતક ભાષણો વડે નર્મદસભાને કીમતી સહકાર તથા શ્રોતાઓને વિદ્યાનંદ આપ્યો હતો.

**સિત્તેરમી જયંતીઓ:** ૧૯૩૯માં, કાલક્રમે લેતાં, આચાર્ય આનંદશંકર ધ્રુવ, ગાંધીજી, પ્રા. બળવંતરાય ઠાકોર અને રા. અમૃતલાલ ઠક્કરને સિત્તેર વર્ષ પૂરાં થયાં. એ ચારે શક્તિમંત ગુજરાતીઓએ જીવનનાં જે જે ક્ષેત્રમાં અનન્ય સેવાનો તથા સિદ્ધિઓનો ઉચ્ચગ્રાહ આપણી સંમુખ મુકચો છે તેને માત્ર 'યથાશક્તિમતિ' નહિ પણ વધુમાં વધુ શક્તિ કેળવી તથા મતિ ખીલવીને અનુસરવા આપણે યત્ન કરીએ અને તેઓ સર્વ દીર્ઘાયુષી થાય એવી પ્રાર્થના પ્રભુને કરીએ છીએ.

**અવસાનનોંધ:** ગયા બાર માસમાં ગુજરાતી સંસ્કારજીવનને તેના જુદા જુદા પ્રદેશોમાં જે ભારે ખોટ સર સયાજી-

રાવ ગાયકવાડ, દિ. બ. નર્મદાશંકર દે. મહેતા, રા. ગિજુભાઇ બ. બધેકા અને રા. મોતીભાઇ ન. અમીનનાં અવસાનથી પડી છે તેની ઘણા ખેદ સાથે નોંધ લઇએ છીએ.

૨

**હોપસાહેબના પત્રો:** એ જોવાનો સુયોગ આ લખનારને પ્રાપ્ત થતાં, દિ. બ. કૃષ્ણલાલ મો.ઝવેરીએ તેને 'માનસી'માં પ્રકાશનાર્થે આપવાનું તેમ જ એ સંસ્કારી આપવાનું સ્વીકારી અમારી પ્રવૃત્તિને ફરી એક વાર સદ્ભાવપૂર્વક સાથ આપ્યો છે. વાંચનાર જોઇ શકશે કે એ પત્રો આપણી કેળવણીના ઇતિહાસની મહત્ત્વની સામગ્રીરૂપ છે અને આજે વાચનીય તેમ ભવિષ્ય માટે સંગ્રહણીય પણ છે. બાકી રહેલા નવ પત્રો આવતા વર્ષના અંકોમાં છપાશે.

**યુરપસંગ્રામ—પૂર્વરંગ:** આ અંકમાંનો એ લેખ પ્રા. મુનશીએ એમ. ટી. બી. કૉલેજમાં આપેલા અંગ્રેજી ભાષણ પરથી છે. ભાષાન્તર એ જ કૉલેજના એક ઉત્સાહી વિદ્યાર્થી ભાઇ ખંડુભાઇ છ. દેસાઇએ અમારી વિનંતિ પરથી થોડા જ દિવસમાં કરી આપ્યું છે.

૩

**નવાં સામયિકો:** સ્થિરદષ્ટિ, જવાબદારીભરી વિચારણા તથા સરલનિર્મલ લખાવટના ગુણો ધારતું 'શિક્ષણ અને સાહિત્ય' ( અં. ૧–૩ ); અવનવીન ચમકે અનેક ( ને અનેક જાતનાં ) ઝબુકિયાં કરતું 'રેખા' ( અં. ૧–૨ ); સ્ત્રીસૃષ્ટિને માર્ગદર્શક તથા પ્રોત્સાહક થવા ઇચ્છતું 'સ્ત્રીજીવન' (અં. ૨); સુવાચનપ્રચારના નેક પ્રયાસરૂપ, પ્રકાશનમંદિરના મુખપત્ર તરીકે પહેલ કરનાર 'શિષ્ટ સાહિત્યપત્રિકા' ( અં ૧–૪ ); અને ઇસલામી જીવનદષ્ટિ તથા વાઙ્મયનું કાર્ય

હોંસથી કરતું 'કારવાં': પાંચે એ નવાં મિત્રોને અભિનંદન તથા લાંબુ આયુષ્ય ઇચ્છીએ છીએ. **વિશેષાંકો:** ચિન્તનવિષયમાં બે-ત્રણ સારાં લખાણો તેમ જ બીજા ઉપયોગી વાચનવાળો 'શારદા'નો પ્રોફેસર-અંક; એનો જ વિજયાદશમી અંક; રંગૂનનું નોંધપાત્ર ઉત્સાહસૂચક વાર્ષિક 'સ્વર્ણભૂમિ'; 'આગે કદમ'નો છંદ-અંક; 'પ્રજાબંધુ-ગુજરાત સમાચાર' 'ગુજરાતી' 'બે ઘડી મોજ' 'નવચેતન' 'દાંડિયો' તથા 'ગાંડીવ' અને 'બાલમિત્ર' તથા 'બાલજીવન'ના દીપોત્સવી-અંકોની તેમ જ ગુજરાત કોલેજના રજતપર્વ અંકની પહોંચ આભાર સાથે સ્વીકારીએ છીએ.–**જ્યોતમંડળ**, સૂરતઃ એ સંસ્થા તર્ફથી એની ત્રીજા વર્ષની પત્રિકાઓ 'વિગ્રહ' તથા 'માનવ વિકાસ' મળી છે. યુવક બહેનો-બંધુઓની આ પ્રવૃત્તિમાં અભ્યાસપાત્ર વિષયો વાંચવા-વિચારવાનું જે વલણ દેખાય છે તે સંતોષકર અને ઉત્તેજનપાત્ર છે.–**ધ હોમીઓપેથિક** આઉટલૂક (રોય ઍંડ-કં. મુંબઇ નં. ૨): આ માસિકમાં એ વિષય પર જે પુષ્કળ માહિતી છે, તે વ્યવહારુ ઉપયોગની તથા ખરેખર અસરકારક દવાનો સુપ્રચાર કરે તેમ છે એમ જાતઅનુભવથી કહેતાં અમને ઘણો આનંદ થાય છે.

—વિ.

# મન્દિરનો ઘંટનાદ

૧. ગતાંક પછીની આ વિશેષ મદદ સાભાર સ્વીકારીએ છીએઃ

રા. ધીરેન્દ્રરાય ચન્દ્રપ્રસાદ દેસાઈ, ભાવનગરઃ રૂ. ૨૫
,, રતનલાલ વિઠ્ઠલદાસ ખાંડવાળા સૂરત રૂ. ૧૫
,, રતિલાલ મોહનલાલ ત્રિવેદી, અમદાવાદ રૂ. ૧૦
રૂ. ૫૦

૨. શ્રી ભાવનગર દરબાર કેળવણીખાતાએ 'પહેલું પાનું'ની રૂ. ૨૫)ની કિંમતની નકલો ઉત્તેજનાર્થે ખરીદવાથી એ રકમ પણ વિશેષ મદદરૂપ બની છે, કેમ કે એ 'માનસી' ખાતે વપરાય છે.

૩. 'માનસી'નું કર્જ : એ આજની તારીખે રૂ. સાતસોનું (સોનો તથા પ્રેસબિલો ગણીને) છે. એ વેળાસર ભરાય એમ ઇચ્છીશું.

૪. નવાં લવાજમો : વિશેની આ અંકના પહેલા પાના સામેની સૂચના ભણી સર્વનું ધ્યાન ખેંચીએ છીએ.

૫. વર્ષાનુક્રમણી : (ગયા ને આ વર્ષની) આવતા અંક સાથે આપવાની આશા છે.

ભાવનગર : ૩૧-૧૨-૧૯૩૯. —વિ.

## Lord Dunsany

Lord Dunsany is one of the older writers, but his work belongs almost entirely to the amateurs. A romantic and a satirist, in revolt against the growing ugliness of our times, he has ploughed a rather lonely furrow with his fantastic fables of three hemispheres. "A Night at an Inn", as effective as it is macabre, shows him at his best. Its air of careless efficiency is typical, and its theme a favourate one with the author: The intervention of a supernatural power at the moment when human evil is about to triumph.

# થોડીક શુદ્ધિ

('વિવેચકની સર્જકતા' એ લેખની)

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૯૮ | છેલ્લે થી ૭ | great Herodotus | great historians Herodotus |
| ,, | ,, ૬ | were Historians | were poets |
| ૨૦૧ | ૧ | કરેલ છે ? | હોય છે ? |
| ,, | ૫ | પ્રાકૃળ | પ્રાકૃત |
| ૨૦૪ | ૧૦ | કરી શકશો | કહી શકશો |
| ૨૦૬ | ૭ | રસજ્ઞતા | રસવત્તા |

(અર્વા. મરાઠી વાઙ્મય-લેખની)

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૭૧ | છેલ્લેથી બીજી | આળતેનકરનં | આજગાંવકરનું |
| ૧૭૩ | ,, છઠ્ઠી | ગડકયરંચા | ગડકર્યંચા |
| ,, | ,, પાંચમી | ટાકી એ ધાવ | ટાકીચે ધાવ |
| ૧૮૧ | ,, ૧૧મી | ન્ટ્રીબ્ડ | બટ્રીન્ડ |
| ,, | ,, બીજી | મેમોયર્સ | મેમ્વાર્સ |

(ગ્રન્થનામ-લેખની)

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૨૫ | ૧૦ | મૂળ | રામાયણમ્‌ને મૂળ |
| ૨૨૮ | ૧ | જોઈએ. | જોઈએ ? |
| ,, | ૨ | જેના | તેના |

(આન્દ્રે મોરવા-લેખની)

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૩૦ | ૪ | Elbrut | Elbeuf |
| ૨૩૨ | છેલ્લેથી ૬ | સીઆં૦ | સીઆંક્યેવિક્ઝ |
| ૨૩૬ | ૧૬ | ('વિષયના' કાઢી નાંખવું) | |
| ,, | ૨૦ | ('હું' ,, ,, ) | |
| ૨૩૭ | છેલ્લેથી ૨ | inflexibility | flexibility |

| | | | |
|---|---|---|---|
| ,, | ,, ૧ | oppose | opposed |
| ૨૪૦ | ૯ | આપેલાં | આપતાં |
| ૨૪૨ | ૬ | –historri | –histoire |
| ,, | ,, | –ture | –terre |
| ૨૪૫ | ૧૫ | Songeo | Songs |
| ,, | ,, | virci | voici |

( 'અખા' લેખમાં પૃ. ૨૭૩મે 'આગમપાઇ' છે તે 'આગમાપાઇ' જોઇએ. )

પતંગપુરાણ—આ અંકમાં ઉલ્લેખાયલું-મિ. સરકારી કેળવણીખાતાએ શાળા પુસ્તકાલયો માટે મંજૂર કરેલું છે.

## '૩૯નું ગ્રન્થસ્થ વાઙ્મય

એ વાર્ષિકાવલોકન માટે જે લેખકો-પ્રકાશકોએ પોતાના ગ્રન્થો ન મોકલ્યા હોય તેમને સર્વને હવે એ સત્વર આ સરનામે મોકલવા વિનંતિ છે. **પ્રા. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી, એમ. ટી. બી. કૉલેજ, સૂરત.**